

# અવસ્તાના જવાહીરો.

તથા

## અન્ય ધર્મોની સરખામણીઓ.



પુસ્તક બીજું.



રચનાર:

ફરેદુન કેરશાસ્પ દાદાચાનજી, બી. એ., એલ. એલ. બી.

સોલીસીટર.



પ્રગટ કરનાર:

ઇરાન લીગ.



શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર

ધાર્મિક સાહિત્ય હારમાળા.

ઇ. સ. ૧૯૨૯. યજદજર્દી ૧૨૯૮.

# અનુક્રમણીકા.

## ભાગ ચોથો.

## જરથોશ્તિ દીન પ્રમાણે અનષોઇના વિષયો.

## શેઠ પેસ્તનજી હોસાભાઇ મારકરનું
## જરથોસ્તી ધાર્મિક સાહિત્ય હારમાળાનું
## આ બીજું પુસ્તક
## ઇરાન લીગે પ્રગટ કર્યું છે.

શેઠ પેસ્તનજી હોસાભાઇ મારકર, જેઓ ઇરાન લીગનાં એક "પેટ્રન" છે અને જેઓએ કેળવણીની અનેક સંસ્થાઓ મોટે ખર્ચે ઇરાનમાં ઉભી કરી છે, તેમણે એક સાહિત્ય ફંડની સ્થાપના "ઇરાન લીગ" હસ્તક કરી છે, જેની નેમો નીચે પ્રમાણે છે :—

૧. જરથોસ્તી દીનની બુલંદી અને ચઢીયાતાપણું દેખાડનારી કેતાબો બાહેર પાડવી;

૨. ઇરાનની કદીમ તવારિખ, સાહિત્ય, ફીલસુફી અને સુધારા દર્શાવનારૂં સાહિત્ય બાહેર પાડવું, અને તેનો ઇરાન ઉપરાંત હિન્દમાં પણ ફેલાવો કરવો. (ભાષાનો બાધ રાખવામાં આવ્યો નથી.)

# પ્રસ્તાવના.



## હૈયાંની કેળવણી.

હૈયાંની કેળવણીને પૂર્વના ધર્મસ્થાપકોએ 'જ્ઞાન' લેખ્યું છે. બીજી કેળવણીને અજ્ઞાનતા જણાવી છે.[1] ત્યારે હૈયાંને કેમ કેળવવું એજ સર્વથી મહાન પ્રશ્ન માનવીની આગળ ખડો છે. જેમ મનને યાદદાસ્ત ખીલવવાથી અને અનેક પદ અને ગદ્યના અભ્યાસમાં નિત્ય રોકવાથી, વૃદ્ધિગત બનાવી શકાય છે, તેમ હૈયાંને કેળવવા કાજે 'અવસ્તામાં જવાહીરો' આવ્યાં છે, તેનો અભ્યાસ કરીને, તેમને રાત, દીવસ અમલમાં મુકવાં જોઇએ. કોઇપણ વસ્તુનો સ્વાદ મોઢાંમાં મુકીને ચાખ્યા વિના કહી કળી શકાતો નથી. તેમ નૈતિક અને અધ્યાત્મિક (રૂહાની) લક્ષણોનું દરેકે અનુકરણ કર્યા વિના, હૈયું તેમની પીછાણ કરી શકતું નથી. અષો અહુરમઝદે 'ફરોહર'ની મરજી પુછીને, તેને સંસાર ચક્રમાં ખૂબ રગડવા નાખ્યો છે. તેનો હાથ સ્પેના અને અંગ્રે મીનોએ તેની કેળવણી માટે બનાવેલા દુઃખ સુખના ભવસાગરમાં ચાલતા નૌકાના યંત્રોમાં દબાવીને, સપડાવ્યો છે. હિમતવાન, કળાવાળો, શ્યાણો પૂરૂષ પોતાનો હાથ છોડવવા (મોક્ષ) માંગે છે. તેમ કરવાનું સાધન અષોઇ તરીકે અષો જરથુશ્ત્ર સાહેબ શીખાડયું છે; ભક્તિ અને શરણાંગત લેખે શ્રી કૃષ્ણે શીખાડયું છે; પ્રેમ અને આધિનતા લેખે હઝરત ઇસુ ખ્રિસ્તે જણાવ્યું છે; ઇચ્છાત્યાગ લેખે પુણ્યશાળી ગૌતમ બુધ્ધે બનાવ્યું છે; ફનાફીલ્લા એટલે સન્યાસ લેખે સૂફીઓએ પ્રગટ કર્યું છે.

---

૧. જુવો ભગવદ ગીતા અધ્યાય ૧૩ મો શ્લોક ૧૨ મો.

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

આત્મા સંબંધી જ્ઞાનમાં નિરન્તર નિષ્ટા, તત્વ જ્ઞાનનાં મોક્ષ રૂપ પ્રયોજનનું દર્શન, એને જ્ઞાન કહ્યું છે; એથી જે ઉલટું તે અજ્ઞાન.

## મન કામનાઓ.

એ સઘળાં સાધનોના ઉંડાણમાં ઉતરશો તો એકજ 'મૂળ' વેરીને જીતવાની સીફારશ જણાશે–મન કામનાઓ. એ જીત અથવા પુરૂષાર્થ, સ્વાર્થત્યાગથી મેળવાય છે અને 'પરોપકાર' 'પરમાર્થ'થી હાથે આવે છે. ત્યારે પાકઆદ પ્રીરદુસી તુસીએ રૂસ્તમે જહાન પહેલવાનનો ચિતાર અપૂર્વ 'રખ્શ'ની ઉપર નિત્ય સ્વારી કરતો દીધો છે, તે ગુપ્ત જ્ઞાનનો પડદો ઉંચકી નાખે છે. રથેશ્તાર અથવા લડવૈયાએ ઘોડા ઉપર અથવા અર્જુન સમાન અશ્વોના રથમા સ્વારી કરી, મનના ઘોડાને રૂહાની એટલે અધ્યાત્મ જ્ઞાનની લગામના કાબુમાં આણીને, જગત જીતવાની છે. રૂસ્તમે જહાનજીઇની માફક દરેક નર, નારે 'હફતેખાન'[1] એટલે અંગ્રે બીછાવેલી જાળમાંથી હુશ્યારીથી, હીમતથી અને યુદ્ધ મચાવતાં નીસરી જવાનું છે. તેમાંથી છુટકારો મેળવવાના માર્ગને જરથોશ્તિઓ 'એકતાન' લેખે છે; હિંદુઓ 'યોગ' લેખે છે; ખ્રિસ્તીઓ ક્રુસ ઉપર ખીલાએ ઠોકાવું (crucifixion of the flesh and salvation by baptism) લેખે છે; શેસીક્રુશ્યનો ઇત્યાદી Quest of the Holy Grail લેખે છે; ગૌતમ બુદ્ધ 'નિર્વાણની શાંતિ'ને નામે ઓળખાવે છે.

## દુઈમાં સપડાયલો માનવી.

ટુંકમાં સ્પેનામીનો માનવીને અહુરમજદના પ્રેમ તરફ આકર્ષે છે અને અંગ્રેમીનો અહંકાર અથવા પોતાની ઉપરના પ્રેમ, એટલે સ્વાર્થ તરફ ઘસડે છે. આ બે મીનોના મહાન ખેલ અથવા હિંદુ શાસ્ત્રો પ્રમાણે લેખાતી પુરૂષ, પ્રકૃત્તિની લીલામાં માનવી ઘેરાયો છે. પરમકૃપાળુ અહુરમજદની સૃષ્ટિનું છેવટ તો પરમાનંદજ છે. પણ તે મેળવવા માટે અંગ્રેમીનો અથવા પ્રકૃત્તિના અતિ પ્રબળ ખેંચાણોની બેડીઓ અથવા ઝંજીરો તોડી, કચડી નાખવી પડે છે, જે ક્રિયા શૂરા નરો સીવાય કોઇ પણ બજાવવાને રાજી નથી અને સફળ થતા નથી. દરેક 'પાપ' એક બેડી ઠોકે છે, અને દરેક 'ભલાઇ' કે 'પુણ્ય' એ બેડીને તોડવાને

૧. આ ૭ બિકટ ખાનો અથવા અટકાવો સમાન ઈસુ ખ્રિસ્તે ૭ મૂખ્ય 'પાપો' જણાવ્યાં છે, (જુવો પાન ૫૩૨ મું). વળી સૂફીઓએ તેમને 'સાત વાદીઓ' અથવા ૭ ખીણો લેખી છે. હિંદુ શાસ્ત્ર પ્રમાણે માનવીના ષટ (૬) રીપૂ છે, જે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર નામક છે.

વધતિ, ઓછી શક્તિ ધરાવે છે, અને એ બેનાં વધતાં, ઓછાં પ્રમાણના સરવાયાં પ્રમાણે દુઃખ, સુખના સંજોગો કુદરતમાં અચુક રીતે ઉભા થતાજ જાય છે. જીવનનો ભેદ આ રીતે સુજ્ઞો આગળ ખુલી જાય છે.

## અષો જરથુશ્ત્રે શીખાડેલો માર્ગ.

અષો જરથુશ્ત્ર સાહેબે દીર્ઘદ્રષ્ટિથી માનવીની ખુબી, ખામીઓનો સરવાળો કર્યો અને ત્યાર કેડે ભવસાગરના દરેક દુઃખની બેડીમાંથી મુક્ત થવા અને સંપૂર્ણ સુખ, શક્તિ અને જ્ઞાન મેળવવાનો જગતનો એક અત્યંત સીધો અને સરળ માર્ગ દેખાડી દીધો. તે અષોઇનો છે. એટલે કે તન, મન અને હૈયાંની સ્વચ્છતાનો તે માર્ગ છે અને તેમની સફાઇ પણ સર્વથી સરળ રીતે કરવાનો ઇલાજ દેખાડી દીધો. શરીરની સ્વચ્છતા માટે સ્નાન અને શરીરને અનેક અવસરે પાણીથી ધોવું, મનને નિરંતર સદ્‌વિચારો અને ભક્તિમાં રોકીને તેનો કાળાસ ધોવો અને હૈયાંને પ્રેમ, દયા અને સત્યના ગુણો કર્મ માર્ગ પકડીને જીવનમાં દેખાડીને, સાફ રાખવાને ફરમાવ્યું.

ત્યારે મન અને હૈયાંને ધોવાને અને કાબુમાં રાખવાને કેવી સુંદર અને સરળ ચાવી તેમણે આપી! માથ્રવાણી ભણવી, અને ધર્મના ઉપદેશનું સેવન અને તાબેદારી[1] કરવી. સમજુ માનવીઓ શરીરને રાત, દીવસ ધોઇને સાફ રાખવા માટે આનાકાની નથી કરતા. પણ પવિત્ર માથ્રવાણી ભણી મન અને હૈયાં ઉપર દર પળે ચઢતો મેલ ધોવાનું કંટાળાભર્યું, અણસમજુ, વાહ્યાત, ટાહેલું અને વખતની બરબાદી લેખવા તેઓજ રાજી થઇ જાય છે. પ્રથમ તેમને એટલુંજ ભાન રાખવું જોઇએ કે મન ભટકી, ભટકીને શરીર જઇ શકે તેના કરતાં વધારે મેલા મહોલા, દુર્ગંધી ગલીઓ અને અનિષ્ટ વાતાવરણમાં રાત, દીવસના ઘણાક કલાકો અથવા મોટો ભાગ વાસો કરે છે અથવા રખડયુંજ જાય છે. ત્યારે મન અને હૈયાંને ડાઘો અને કાળાસ લાગવાના, શરીર કરતાં પણ વધુ સંભવો રહે છે. શરીર તો ઘણી સાંકડી જગ્યાઓમાં પેશી શકતું નથી અને ઠમકમીને પાછું સ્વાભાવિક રીતેજ ફરે છે. પણ સૂક્ષ્મતાને અંગે મનને ગમે એવી દુષ્ટ અને કંપારી છુટે એવા વિચારોમાં રમવાને, રાત્રીએ કે દિવસે કશો બાધ નથી આવતો. ત્યારે દર્દો, વ્યાધીઓ અને કાંટાઓના ભારાઓ માથે ચઢે છે અને ભોગવવા

૧. સરોષ.

પડે છે, તેમાં નવાઇ શી છે, અન્યાય શો છે? કુદરતના નીયમોને કોઇ તોડી શકતુંજ નથી. નીયમોનો ભંગ કરવાને ઇચ્છનાર પોતેજ ભાંગે છે, પોતેજ અનેક દર્દો અને જંજાળો ઓઢી લે છે, છતાં છેવટે મોહપાશ અને અલ્પ બુદ્ધિને લીધે કુદરત સાથે વઢે છે અને કુદરતને બદનામ કરે છે. જ્યાં સુધી માનવી પોતાના વિચારો, વાણી અને વર્તન ઉપર હર પળે જાગૃતપણે લક્ષ દેતો નથી, ત્યાં સુધી તે પોતાને ઓળખી શકતો નથી, પોતાની નબળાઇઓ પીછાણતો નથી, સુધરવાનો માર્ગ મેળવવાને દોરવાતો નથી, વીવેક પ્રાપ્ત કરતો નથી અને ઘાંચીના બેલની સમાન જીવનના ચક્રમાં બંધ આંખે ફર્યોજ જાય છે. માટેજ શ્રવણ ઉપરાંત મનનની આવશ્યકતા છે, અને મનન કરવાથીજ માનવી પોતાની દુષ્ટતાથી કંટાળવા શીખે છે અને તેને વેરી સમજીને ત્યજે છે.

## 'મન' વશ કેમ થાય?

ત્યારે હવે આપણા પેગમ્બર સાહેબ શીખાડી ગયા છે કે ભમતાં 'મન'ને મજબુત અંકુશમાં બાળવયથીજ રાખવા મંડવું, તો તેમાં કેટલી દુરંદેશી છે, તે સહેજે સમજાશે. આ અંકુશ રાખવા કાજે દીવસમાં પાંચ વખતની બંદગી ફરમાવી છે, કે ન રાત કે દીવસ માનવી પોતાના શત્રુ સાથે ઝઘડવામાંથી જંપીને બેશે. જેમ દીવસમાં બે વેળાએ દર્યામાં ભરતી આવી જ જાય છે, તેમ જડ જગતમાં, શરીર પ્રકૃત્તિના પાણીનું બનેલું હોવાથી, તેમાં પ્રકૃત્તિના આકર્ષણના મોજા ઉછળ્યાજ જાય છે. તેમાં સ્થિર બેશવું અશકય છે. તરનાર કોશેષ કરે તોજ તેની સપાટી ઉપર રહે છે. બાકી બેપરવા અથવા આળસુ માનવીઓ તે મોજાને શરણ થઇ, તેમાં ડુબી જાય છે. તેમજ રાત અને દીવસ શારીરિક ખેંચાણો બહારની જગતમાંથી આવી પડે છે, માટે દિન, રાત તેની સામે બંદગીનું હથ્યાર ઉગામવું જોઇએ. તો બંદગી ટુંકી કરવાનું કારણ નથી, પણ હજી લાંબી કરવામાંજ શોભા અને બચાવ છે. કારણ કે હાસમી દોર અથવા કલીયૂગમાં તે અનષોઇ તરફના આકર્ષણોનું જોર પ્રતિદિન વધ્યું જ જાય છે. આપણને દુન્યવી ચતુરો શીખાડે છે કે આર્થિક નજરે નિહાળતાં ભક્તિમાં રોકેલો વખત બરબાદ થાય છે, માટે ભક્તિ ટુંકી કરીને 'પૈસા, પૈસા'નો લોભ વધારવો અને તેમ કરીને જગતની સેવા કરવી! એટલે કે ખુદાની પૂંજાને ઘટાડવી અને સંસારની પૂંજાને મસમોટી

બનાવવી! તે ભલા માનવીઓ ભુલી જાય છે કે નાણુંથી સુખ, જ્ઞાન, શાંતિ અને વૃદ્ધિ નથી, પણ તન, મનની અને હૈયાંની સ્વચ્છતામાં એ સર્વ, સંપૂર્ણ રીતે ભોગવી અને મેળવી શકાય છે, અને ખરી સ્વચ્છતાથી અપાર વૈભવ, શક્તિ, જ્ઞાન, પ્રકાશ અને આનંદના સ્વતંત્ર સ્વામી બની જવાય છે. જ્યારે થોડીક સ્વચ્છતાથી દુન્યવી રાજપાટ જેવો વૈભવ મળી જાય છે, ત્યારે સંપૂર્ણ સ્વચ્છતા અને અષોઇથી પીતા અહુરમજદની હકુમત પ્રકાશ અને આનંદ (સચ્ચિદાનંદ) પ્રાપ્ય છે, તેમાં શા માટે અચંબો હોય? માટે કહ્યું છે કે, માનવીઓમાંના હજારોમાંથી એક પણ કદાચજ 'સંપૂર્ણતા' (હઉર્વતાત) માટે પ્રયત્ન કરે છે, અને તેવા અનેક પૂરૂષોમાંથી કદાપી એકાદજ અમરદાદને એટલે અમરપણાને અહુરમજદમાં પામે છે.[1] એટલું જાણવા કેડે પેલા દુન્યવી ચતુરોની શીખ ટુંક ભંડોળનુંજ પરીણામ લેખી શકાશે. આજકાલના પેગમબરો સાંકડી નંજર રાખીને જગતનું કલ્યાણ કરવા માટે "પૈસાના દેવની પૂંજા" વીગેરે આર્થિક નીયમો અને સંસારી સુખ માટે "સસતા છુટા છેડા" અને "કસોટીનાં લગ્નો" (trial marriages) અને રાજ્યદ્વારી કલ્યાણને માટે "સ્ત્રીના હકો" અને "મજુર રાજ"ના 'મઝદકી' ફત્વાઓ બેધડક આપ્યાજ જાય છે. જોતા જાઓ જગતની વાતાવરણમાં ફેરફારો અને જગતમાં એ નવા પેગમબરોની પુઠે ઘસડાવાથી સુખનું પ્રમાણ વધે છે કે ઘટે છે, સંસારની સ્વચ્છતા નિર્મલ થાય છે કે કાદવ જેવી મેલી થાય છે, જગતમાં અમીરપણું વધે છે કે શઠપણું અને અગ્રહસ્થાઇ, તે તપાસો! પુડીંગ કેવું છે તે ચાખવે જણાય; બી કેવું છે, તે તેના ફળ ઉપરથીજ પરખાય. માટે જગતમાં સુખ દુ:ખનો સરવાળો ધીરજથી, હુશ્યારીથી અને ન્યાયથી કરીને, પૂર્વ કાળના પેગમબરોના શીક્ષણો અને આજકાલના ધૂમકેતુઓના શીક્ષણોની વચમાંનો ભેદ પીછાણુતા શીખો. બાવળના બી વાવનાર સ્વાદીષ્ટ કેરીના ફળ કદી ચાખશેજ નહિં.

---

૧. ભગવત ગીતામાં વાંચ્યે છિયે (૭-૩):

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

હજારો મનુષ્યોમાં કોઈકજ સિધ્ધિ માટે યત્ન કરે છે, યત્ન કરનારા સિધ્ધોમાં પણ કોઈકજ મને તત્વથી જાણે છે.

## સ્વતંત્ર વિચાર કોણ કરે છે?

ઉંધા પાટા બંધાવવાને રાજી સ્ત્રી પુરૂષો જગતમાં ઉભરાઇ જાય છે, એ ખરૂં. માટેજ પેહેરવેશમાં તેમજ રાજ્યદ્વારી, સંસારી અને ધાર્મિક વિષયોમાં ફેશનના પૂજારીઓ અસંખ્ય મળે છે, કવચીતજ સ્વંતત્ર વિચાર કરવાને આજે કોઇ હીમત કરે છે. તેથી લેખકોને અને જાહેર છાપામાં લખનારાઓને વિચાર કરવાનું સોંપી દઇને, તેમની રોજની 'હીપ્નોટીક' (hypnotic) સૂચનાઓને પ્રજાઓ શરણ થઇ જાય છે અને વિચાર કરવાનું તેમનેજ સોંપી દે છે. તૈયાર રાંધેલી હરેક વસ્તુ તેમને પસંદ હોય છે; ત્યારેજ ઘરેઘરનું રાંધવાનું ગયું અને હોટેલોમાં લાખો, કરોડો માનવીઓ ખાવા માટે ભરાયા છે. તેજ પ્રમાણે 'લાગણી'ને તૃપ્ત કરવા હલકી વાર્તાઓ, અને સીનેમાઓ અને નાટકો આઇતા વાંચવા, જોવા પડી જાય છે. તેમાં પણ ખરાં ખોટાંની વચમાં વીવેકથી ફેર જોવાને બદલે, તેઓ 'ફેશન'ને પૂજે છે. તેજ ધોરણો 'મન'ને કસવા અને ખીલવવાને બદલે, આઇતા, તૈયાર વિચારો, જે જે વાંચે છે અથવા ભાષણો અથવા 'રેડયો' મારફતે સાંભળે છે, તે ગ્રહણ કરી લઇને, પોતાને 'સુધરેલા,' 'નવામાં નવા' (upto date) લેખીને સંતોષ પકડે છે. કમનસીબ જગત આ રીતે ચકડોળે ચઢે છે અને પડે છે. એવા હજારો કેહવાતા 'સુધારાઓ' જહાનની સપાટી ઉપર થઇ ગયા અને દર્યાના-મોજાઓની માફક ભૂસાઇ ગયા અને તેમનું નામ, તારીખ કે નીશાન પણ નથી રહ્યું. માત્ર "અહુરમજ્દનું વચન"[૧] અચલ રહિ ગયું છે. બીજું સઘળું ધોવાઇ ગયું અને જવાનું. કારણ કે કુદરતની ભિત્તરની અંદર જઇને, સૃષ્ટિ રચનાનો ભેદ જાણનાર મહાત્મા પેગમબરો, રીષીઓ અને સંતો ત્રિકાળ દર્શી હોઇને, મહાન ધર્મો, જગદ્દોદ્ધાર કાજે આપી ગયા છે, તેનું શરણ લેવાને બદલે, બહુરૂપી, સંસારી નેતાઓનાં ભેંસ સમાન પુછડાં પકડનારાઓ, સંસાર સાગર કોઇ કાળે તરી જઇ શકશે નહિં, એ તો નક્કિ છે.

ધાર્મિક સ્વતંત્રતા રાષ્ટ્રિય, રાજ્યદ્વારી સ્વતંત્રતાથી તદ્દન નિરાળીજ છે. ધર્મિષ્ટ બનીને અહંકાર ઉપર સંપૂર્ણ જીત મેળવવાથી, 'મન' ઉપર સ્વતંત્ર સંયમ અથવા કાબુ મળે છે, જેથી માનવી નમ્ર બનીને અપાર શક્તિ પ્રાપ્ત કરે છે. જ્યારે રાષ્ટ્રિય સ્વતંત્રતા મેળવવા

૧. The word of God.

કાજે સાધારણ રીતે 'અહંકાર'ને તો બહુ વૃદ્ધિગત બનાવવામાં આવે છે, જેથી માનવી ગર્વિષ્ટ બનીને સંસારના પાપ, પુણ્યના ભારાઓ માથે ઓઢી લેછે.

### ધર્મની તાબેદારી તે ગુલામગીરી અથવા પુરાણાપણું કહેવાય કે?

આટલો વિચાર કરવા કેડે જરથોશ્તિ ધર્મનો આખો પાયો 'તાબેદારી', 'સરોશ', 'આધિનતા' ઉપર રચાયો છે, તેની મહત્વતા સમજાશે. 'સુધારકો' તાબેદારીને, ગુલામગીરી અને અંધ શ્રદ્ધાનું નામ આપીને ધિક્કારે છે. ત્યારે તેઓ ગુલામગીરીથી નીરાળા અને પૂર્ણ અને ઉઘાડી આંખના શ્રદ્ધાળુ હશેને? લગાર તપાસી જુવો તેમનું જીવન! ધર્મ છોડનારા આવા 'ડાહ્યાઓ,' ઇશ્વરની 'ગુલામગીરીવાળી' 'બંદગી' કરવાથી છુટી જાય છે ખરા. પણ તેઓ અંગ્રેમીનોની ગુલામીમાં, હવસની પરસ્તીમાં, અનષોઇમાં, અનિતિમાં, અવ્યસ્થામાં અથવા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરની લોખંડી બેડીઓમાં ખુશીથી જકડાય છે–તેને તેઓ સ્વતંત્રતા લેખે છે! જેલખાનામાં બેડીઓમાં સબડતો બંધવો, દેશની પ્રજાઓને રાગડાઓ તાણીને, પોતાના છુટાપણાની ભલેને સીફારશ કર્યોજ જાય! શ્યાણાઓ તેનાં બંદીખાનામાં, તેની પૂંઠે ચાલીને સપડાવાને ના જ પાડશે.

### શ્રદ્ધા માત્ર અંધ હોય કે?

અંધ શ્રદ્ધાના આ 'સુધરેલા' વેરીઓ કુદરતના સાધારણ નીયમોને તબીબોની સલાહને 'આધિન' થવામાં જીવ અને જીવનગાળો માને છે. રોજ ખાની, પીણી, કસરત, સારી હવા, રમત અને મહેનત કરવાનું માનવી માટે નિર્મિત છે, તે નીયમોને તો 'શરણ' થાય છેજ, અને તેમાં ડહાપણ વાપરે છે. ત્યારેજ તેમનું શારીરિક કલ્યાણ થાય છે. શરીરના નીયમો સહેજે અનુભવસિદ્ધ થાય છે. આંખોથી દેખી શકાય છે અને સાબીત થઇ શકે છે. માટે તેમનો આશ્રય લેવો સહેલ છે. પણ જ્યારે 'મીનોઇ' દ્રષ્ટિથીજ જોઇ શકાય એવા ઉંડા અને ઉંચ નીયમો, અષો પેગમ્બર સાહેબો અને આબીદો અને સાલીકોએ અનુભવ–સિદ્ધ કરીને, બતાવી ગયા છે, ત્યારે તેમને પાળીને 'મનની અને રવાનની' આરોગ્યતા જાળવવાને પ્રયત્ન કરવામાં 'અંધશ્રધ્ધા' શા માટે લેખવી જોઇએ? માનવી, માત્ર 'શરીર' ધરાવનાર પ્રાણી તો નથીજ, એ નિર્વીવાદ છે. માનવીને

બીજી શક્તિઓ છે,-માનસિક અને આત્મિક શક્તિઓ છે-જેમને માટે નીયમો મહજ્ઞ, અહુરમજ્દ-જે બેહમનની બુદ્ધિ અને અષ્વહિશ્તની વ્યવસ્થા ધારણ કરનાર છે,-તેણે નિર્મિત કર્યા છે, એમ આપણને 'મીનોઇ' દ્રષ્ટિવાળા અષો પરહેજગારો, જગતના સર્વથી પ્રાચીન કાળથી શીખાડતા આવ્યા છે. અને તે અમાન્ય રાખવાને કાંઇજ કારણ નથી. ત્યારે એ ભેદી 'મીનોઇ' નીયમો દયાના સાગર, બક્ષાંયદે, બક્ષાયજગરે, કરીમો, રહીમો, મહેરબાન કેરફેગર સાહેબે, પેગામ્બરોના પવીત્ર મુખથી જાહેર અને ફાહેશ કર્યા છે, એટલું સમજવું સહેલ છે. કારણ કે સકળ સૃષ્ટિના પ્રાણીઓને, સ્પેનામીનોની સહાયથી, સંપૂર્ણ આનંદ, શક્તિ અને જ્ઞાનની મૂર્તિ, જે તે પોતે છે, તેની તરફ અહો, રાત્ર તે ખેંચતોજ લઇ જાય છે. From good to better, thence to best, એટલે વૃદ્ધિ અને આબાદી[1]નો પ્રબળ સૃષ્ટિક્રમ, તેણેજ સ્થાપ્યો છે. અને તેથીજ 'માનવી'ના ઉધ્ધાર માટેનું હરેક પ્રકારનું જ્ઞાન તેણે જગતમાં, હરેક યુગ અને કાળમાં તેના પ્રિય પેગામ લાવનાર અથવા દૂતો મારફતે પ્રસાર્યું છે. એમ ન થાત તો અંગ્રેમીનોનું રાજ્ય સ્થપાત અને સ્પેનામીનો આ પ્રકૃતિના પ્રધાનપણાના સાગરમાં કદી ફાવી ન શકત. એ 'મીનોઇ' નીયમો સમજવા એજ 'ધર્મજ્ઞાન' છે. એ નીયમો કયા છે, તે હવે પુસ્તક પહેલામાં આવેલાં પ્રસ્તાવનામાનાં ચિત્ર ના૦ ૧૦ માં સ્પષ્ટ જણાવ્યું છે. તે નીયમો ટુંકમાં 'હુમત, હૂખ્ત, અને હવર્શ્ત' છે, પણ તે ટુંક શબ્દોને સમજાવવાને સેંકડો પુસ્તકો સામર્થવાન નથી. તે સમજાવવાને આ પુસ્તકના આશરે ૧૧૫૦ પાનમાં યત્ન કર્યો છે. અમારાં પ્રિય ભાઇઓ અને બેહનો શ્રમ લઇને તે સમજશે, અને તેનું અનુકરણ કરશે તો પોતાનું, પોતાના કુલનું, દેશનું અને જગતનું કલ્યાણ કરી લેશે! અથ જમ્યાદ યથ આફ્રીનામિ.

## જરથોશ્તિ આનંદી સ્વભાવનું મૂળ શું છે?

માટે હમેશ આશાવાદી રહો, આનંદમાં રહો, ફરજો અથવા કર્તવ્ય સમજો અને ખુશાલીથી અદા કરો, ભક્તિ, ભાવ, ભજનમાં મોજ લેતાં શીખો, જ્ઞાનમાં, દાનમાં, બળ પ્રાપ્ત કરવાનાં દરેક કાર્યમાં સુખ માની લ્યો અને ત્યારે સ્પેનામીનોની જગત કેટલી આશીર્વાદદાયી છે, તે આપોઆપજ

---

૧. Progress; જુવો એ વિષયનું પ્રકરણ પુસ્તક પહેલાનાં પાન ૧૮૬ ઉપર.

જોઇ શકશો. એવા સ્વભાવ અથવા પ્રકૃત્તિને 'પ્રસાદ મન' ગણ્યું છે! તે અને સુખદુ:ખમાં સમભાવ, મન ઉપર કાબુ અને શુદ્ધ ભાવને, મહાન માનસિક 'તપ' લેખ્યાં છે. ખરી 'તપ' જંગલમાં અથવા માત્ર એકાંતમાં બેશીનેજ નથી કરવાની; પણ સ્વભાવથી કરવાની છે.[1] સંસારમાં રહીને આવી 'તપ' કરવાથી માનવી 'સ્પેનામીનો'ની વૃદ્ધિની ગતી ચાલુ રાખે છે, ભલાઇ કરીને પાપોનો નાશ ઝટ કરે છે અને એકાંત વાસની કષ્ટો અને લાલચોમાંથી બચે છે. સંસાર, માનવીને પળેપળ ભલાં કર્મોનો ભારો બાંધવાની તકો દે છે, જે તકો કબજે કરવાથી પાપોનો નાશ થાય છે અને પુણ્યશાળી થવાય છે, જે જમે પાસું 'મીનોઇ'માં અનેક રીતે 'ચલણી રૂપ્યા' લેખે વાપરી શકાય છે. તેવી તકો એકાંતવાસમાં નથી મળતી; જો કે એકાંતમાં માનવીનો માર્ગ કાંઇક પ્રકારે સહેલો અને લીસો હોય છે. સંસાર અને વૈરાગ્ય ભિન્નભિન્ન પ્રકૃત્તિની પ્રજાને અનુકુળ હોય છે. રથેશ્તાર ગુણની પારસી પ્રજાને 'સંસાર'માં રહિને તેને શોભાવવાનું, સુધારવાનું, રસીલું બનાવવાનું કેટલું અનુકુળ છે, તે તેની તવારીખ ઉપરથી, તેની સખાવત, અને તેની વ્યવસ્થાપક બુદ્ધિ ઉપરથી સાફ જણાઇ જાય છે. ત્યારેજ જગતનું સર્વથી મહાન ચક્રવર્તિ રાજ્ય પારસીના હાથમાં ઘણાક મોટા કાળ પર્યંત રહ્યું અને તેટલા કાળ પર્યંત, તેના હાથ હેઠળની અનેક પ્રજાઓએ સુખ અને હરેક જાતની વૃદ્ધિ ભોગવ્યાં. કેહવતો છે કે મોગલને મોતે વાણ્યો મુવો, અથવા મોરની ચાલ તિત્તર ચાલે, મરે નહિં તો માંદું પડે. તે પ્રમાણે એક પ્રકૃત્તિનું માનવી બીજી પ્રજાના ગુણોને અનુસરતો ધર્મ અંગિકાર કરવા જાય, તો તેમાં નિષ્ફળ નીવડે એ સ્વાભાવિકજ છે![2]

૧. જુવો ભગવદ ગીતા

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥

પ્રસાદ, મન, સમભાવ, મૌન, આત્મસંયમ, શુદ્ધભાવ—એ માનસિક 'તપ' ગણાય છે. (ગીતા ૧૭-૧૬.)

૨. श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

સારી રીતે પાળેલા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો સ્વધર્મ ઉત્તમ છે; સ્વધર્મમાં મરણ પણ સારૂં, પરંતુ પરધર્મ તો ભયાવહજ છે. (ગીતા ૩-૩૫.)

## ધર્મ અને અધર્મમાં ફેર

ત્યારે નમ્રતાથી, વિશ્વાસથી, ધૈર્યથી, હિમતથી, દ્રઢતાથી, અચલપણે જરથોશ્તિએ અષો જરથોશ્ત સાહેબે શીખાડેલો ધર્મ અને હરેક પ્રજાએ પોતપોતાના સ્વિકારાયલા ગુરૂદેવનો પુર્વોકત ધર્મ સમજીને, તેનાં અનુકરણમાં ધર્મનુ શાસ્ત્ર સમાયલું છે, એમ વર્તવું. કોઇપણ મહાન ધર્મ બીજા ધર્મની વિરૂદ્ધ નથી, પણ દેશ, કાળ અને માનવીના પ્રકટીકરણને અનુસરીને અન્યોન્ય પેગમબરો, નિર્જીવ બાબદોમાં જુદા પડતા, જ્યારે મૂળ મર્મના વિષયોમાં એકમત થતા ધર્મોની સ્થાપના કરી ગયા છે. તે સર્વનો સત્કાર કરવો અને આપણો પોતાનો જે જન્મસિદ્ધ ધર્મ હોય એજ પાળવો, એમાં જ્ઞાન, ડહાપણ, શોભા તેમજ સહેલાઇ અને સુખ છે. ધર્મોને ધિક્કારનારાઓ ભલે નિંદા કરે કે જગતમાં લડાઇઓ ધર્મને કાજે થઇ છે અને વેર વસ્યું છે. ધર્મને સમજનારા તો માન્ય રાખે છે કે જગતના સર્વ પ્રાણીઓમાં ભ્રાતૃભાવ સ્વિકારવો અને ઇશ્વરજીને પીતા ગણવા, એ તો ધર્મનો પ્રથમ અને મૂખ્યજ પાઠ છે. ધર્મને નામે સ્વાર્થ સાધનારાઓ ધર્મને કાજે નહિં, પણ અહંકારને માટે લડાઇઓ, ઝઘડાઓ અને બંડો, બખેડાઓ મચાવી ગયા અને મચાવતા રહેશે. એમ તો આજે 'કસરત'ને નામે 'નાચ' થાય છે, જે બ્યાન માત્ર આંખમાં ધૂળ છાંટવા માટે છે; અને 'હુન્નર, કળા'ને નામે નગ્ન શરીરો, બિભિત્સ રીતે ચિતારવામાં 'યુરપ'ના ભલભલા ચિતારાઓ અને શિલ્પશાસ્ત્રિઓ હાયકાઓ થયા ગુંટાઇ ગયા છે. તેથી કાંઇ 'કસરત'ની આવશ્યકતા અથવા 'કળા'નુ સૌંદર્ય ઘટતું નથી. ઢોંગ અને દર્પ તો જગતમાં વેશધારીજ હોય છે. ત્યારે ધર્મનું પવિત્ર બહાનું કાઢીને જે જે બદીઓ પ્રવૃત્ત થાય છે, તેને માટે પૂજ્ય ધર્મ જવાબદાર તો નથીજ. સંપૂર્ણ નીતિ જે અષોઇની એક શાખા છે, તે અને અષોઇ એજ ધર્મ; બાકી સર્વ અધર્મ. માટે જરથોશ્તિ ધર્મે સૂર્ય સમાન ઉઘાડા શબ્દોમાં શીખાડયું છે કે, અએવો પથાઓ યો અષહે, અન્યેષાંમ્ અપંથામ્, માર્ગ એકજ છે અને તે અષોઇનો, બાકીના સઘળા માર્ગો જુઠા. આટલા સ્પષ્ટ વચનોને જો આપણે માન્ય ન રાખ્યે, તો આપણી કુબુદ્ધિ હોવી જોઇએ. ધર્મનો પાયો નીતિ ઉપરજ છે; નીતિ શીખાડવાને ધર્મ બોલીને સમજવો જોઇએ; નાહં તો નીતિ તો માત્ર ખેંચવાની, દુઃખ દેવાની, દાબી દેવાની, જાસ્તી ગુજા-

રવાની, અણુસમજુ બેડી થઇ પડે છે, જે ફેંકી દેવામાંજ માનવી પોતાનું સાર્થક માનવા પડી જાય છે.

## ધર્મ અને નીતિશાસ્ત્ર.

કંઇકો ધર્મ અને નૈતિકશાસ્ત્રને પરસ્પર વિરૂધ્ધ મુકી દે છે, જે અયોગ્ય છે, અને માથું હલાવીને ધર્મની આવશ્યકતાની જ ના પાડે છે. પ્રથમનો એમાં એ દોષ છે, કે જ્યારે ધર્મમાંથી નૈતિક શાસ્ત્ર નીપજ્યું છે, ત્યારે તેના મૂળને હડસેલી શકાય નહિં. બીજું, નૈતિક શાસ્ત્રનું પ્રમાણ શું, અધિકાર શો, ખરાપણું કેમ સાબીત થાય, માન્ય કેમ રખાય, તેનું કષ્ટ શા માટે ઉપાડવું, માનવી જાતની નજર ચોરીને તેનો ભંગ કરવાથી શા માટે અચકાવું જોઇએ, એવા પ્રશ્નો બાળ બુદ્ધિ નિરંતર સુચવે છે. જ્યાંસુધી ધર્મનો અધિકાર તેની પાછળ ન હોય, 'મીનોઇ'ના નીયમાનુસાર તે નૈતિક શાસ્ત્ર ન હોય, ત્યાંસુધી માનવી, બાળકની પેરે તેને ઉડાવવાને જવબેજ ચુકે. કુદરતનાં ઉંડાણમાં ઉતરી, તેનું ભિત્તર સમજીને ધર્મોએ નૈતિક શાસ્ત્રને પ્રગટ કર્યું છે. ત્યારેજ તે શાસ્ત્ર અચુક અને અચલ ગણી શકાય છે. માનવીની ઉમેદો, ઇચ્છાઓ, કામનાઓ અને લાગણીઓમાંથી તે શાસ્ત્ર મનમનાવવા, મનમારવા અથવા સમજાવી દેવા ઉપજાવી કાઢ્યું નથી, પણ મહાત્મા પેગમબરો, આર્બાદો અને રીશીઓએ પરમ અષો અહુરમજદ સાહેબ પાસેથી શીખીને, માનવ પ્રજાના કલ્યાણાર્થે તેનો પ્રચાર કર્યો છે.

## ધાર્મિક, એ નૈતિક વર્તન હોવું જોઇએ.

વળી ઘણાકો નૈતિક શાસ્ત્ર વાંચીને, ધર્મ ઉપર અશ્રદ્ધાળુ હોવાથી, નૈતિક વર્તનનું પૂર્ણ ફળ જોઇ, સમજી અથવા ભોગવી શકતા નથી. માટે તેઓ તે નૈતિક શાસ્ત્રને મોહજાળ અથવા બાળકોને ગભરાવવાનું સાધન લેખવા ઝટ તૈયાર થઇ જાય છે. તેમાં નવાઇ શી? વીજળીનું આખું યંત્ર ગોઠવો અને 'ફ્યુજ'[૧] ન હોય અથવા બટન ન દબાવતાં આવડે, તો યંત્ર વ્યર્થ જાય છે અને રોશની પ્રગટતી નથી, અથવા મીલ ઇત્યાદી ચલાવી શકાતી નથી. તેમ નૈતિક વર્તન ધર્મશાસ્ત્ર સાથે જોડયા વિના, અજ્ઞાનપણે થાય, તો જો કે સ્તુત્ય છે, છતાં, તેનું પૂર્ણ ફળ 'મીનોઇ' લોચનાનો વીકાસ, અપાર શક્તિ, જ્ઞાન,

---

૧. Fuse.

અને આનંદની પ્રાપ્તિ થઇ શક્તિ નથી. ત્યારે કંઇકોને અત્યંત નાસીપાસી લાગે છે. તેના આવેશમાં જરમન 'ગથે'ની લખેલી ઉત્તમ કવિતા 'ફાઉસ્ટ'માં દર્શાવેલો અંત આવે છે. તે એ કે માનવી કંટાળીને 'શયતાન'ની દોરવણીથી અનપોહમાં તણાઇ જાય છે, અને પોતાના જાનને પણ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરની સંપૂર્ણ તૃપ્તિ કરવાનાં વચનને લીધે શરણ કરી દે છે, અને છેવટે પત અથવા દુઝખમાં વાસો કરવાનો સમય આવી લાગે છે. માટે 'મન' ઉપર મુશ્તાક ન રહીને, નૈતિકશાસ્ત્રને માનવીએ ધમકી દેવા માટે ઉભું કરેલું છે, એમ ન સમજીને, નમ્રતાથી ધર્મના 'દએન' (શાસ્ત્ર)નો અભ્યાસ અને તરીકતોનું અનુકરણ, સ્વચ્છ અંતઃકરણ અને પૂરા વિશ્વાસથી કરવાની આવશ્યકતાજ છે. ત્યારેજ 'મન'થી પર જે 'ઉર્વન, બઓધંગ અને ફ્રવષી' છે, તેમનો 'જન્મ' અથવા વીકાસ થાય છે, તેમની શક્તિઓ ખીલે છે, અને તે શક્તિઓ ભોગવવાથી પરમાનંદ, પરમ શાંન્તિ અને પરમ જ્ઞાન પામી શકાય છે. જેમ માનવીના શારીરિક બાળકને ઉત્પન્ન કરવાના સૃષ્ટિ કર્મના નીયમો ગતીમાં મુકવા વિના, કદી પણ પુત્રોત્પિત્તિ થઇ ન જ શકે, તેમ 'ઉર્વન, બઓધંગ અને ફ્રવષી'ના અથવા તેમને પ્રગટ થવાના નીયમોને પૂર્ણ રીતે પાળવા વિના, તેમનો 'જન્મ' એટલે ખરૂં જોતાં વિકાસ, કદી ન જ થાય તેમાં શી નવાઇ? 'મીનોઇ' અને 'જડ' જગત બન્નેમાં અચલ નીયમોનુંજ, મહાન અષ વહિશ્ત અમેશાસ્પંદની મારફતે ચલણ છે. આજનું 'જડ' શાસ્ત્ર પણ એટલું સ્વીકારતાં શીખ્યું છે, કે સૃષ્ટિ નીયમાનુસારજ ચાલી રહિ છે.

## મીનોઇ રેહબરી.

જો 'જડ શાસ્ત્ર'ના શાસ્ત્રીઓનું કહ્યું તમે શ્યાણાઓ કબુલો છો, તો 'મીનોઇ' શાસ્ત્રીઓ જેઓ જગદગુરૂઓ, પેગમ્બરો, જરથુશ્ત્રોતેમાઓ, અહુરાઆઁધહો અને સંત, સાધુઓ થઇ ગયા છે અને વિદ્યમાન છે, તેમનું વચન શા માટે અમાન્ય રાખો છો, શા માટે તીરસ્કારને પાત્ર લેખો છો, શા માટે બાજુએ મેલવા તત્પર બનો છો? અહા! અજ્ઞાનતા સિવાય આનું શું કારણ હોય? અને એવી અજ્ઞાન્તાના કેવાં દુઃખજનક, કેવાં કડવાં, કેવા લાંબા કાળ પર્યંત અકળાવનાર અને અંધકારમાં ડુબાવનાર પરીણામો આવે છે! તેજીને તુકારો બસ!

## પાપ.

માટે નૈતિક વર્તન ધર્માનુસાર કરીને સુખમાં રહો, આશીષપૂર્વક જીવન ગાળો અંને આ દ્રષ્ય અને પરલોકમાં નીડર અને આશાજનક ભાવથી ફરો. નૈતિક વર્તણુંકનું ઉલંઘન કરવે 'પાપ'નો બોજો ચઢે છે. વળી 'પાપ' શબ્દ કાંઇ બાળકોને ડરાવવા કાજે ઉપજાવી કાઢયો નથી. સૃષ્ટિના નીયમોમાના એકનો 'ભંગ' થાય તેને 'પાપ' લેખ્યું છે. એ વ્યવહારિ શબ્દોમાં 'કેદીની બેડી' અથનો 'દેણદારનું દેવું' છે. માનવી ઇચ્છે કે ન ઇચ્છે, છતાં એ 'લેણાં-દેવાં'નો હિસાબ રાત અને દીવસ લખાયોજ જાય છે. લખનાર કોણ? અદ્રષ્ય શક્તિઓ જેઓ પાસે અસંખ્ય સાલો થયાં 'ફોટોગ્રાફી'[1] કરતાં ઉત્તમ સાધનો છે, જેમાં માનવીના વીચારો અને કાર્યોની આકૃત્તિ ન ભૂસાય એવા આકારમાં જળવાઇ રહે છે; અને જેમાં માનવીની વાણીના 'રેકર્ડ' ગ્રેમોફોનના[2] 'રેકર્ડ' કરતાં વધુ અચુક અને મોટા કાળો સુધી છવાઇ રહે છે. હિસાબ કરવાનું મહેર, સરોષ અને રશ્ને યજદોના હાથમાં છે. 'મહેર' હજાર કાન અને દશ હજાર આંખવાળો છે, એમ લખ્યું છે. તે માત્ર અલંકારી છે. તેનો અર્થ એજ છે કે સૂર્યમાં જોવા અને નોંધવા અને સાંભળવાની તે શક્તિ છે, જે દરેક પ્રાણીના વીચાર, વાણી અને વર્તનની અચુક ટીપણુ રાખે છે. તેનો સરવાળો કરીને છેવટે ચહારૂમની બામદાદે માનવીના મરણ પછી, મજકુર ત્રણ મહા-ન્યાયાધીશો-મહેર, સરોષ અને રશ્ને યજદો, તેને ઘટતો બદલો સદ્‌ગતી અથવા દુર્ગતીમાં આના, પાઇ સુધાં ગણીને, અચલ નીયમાનુસાર દે છે. જ્યારે સુખ આવે ત્યારે આપણે પોતાને અને પોતાની હુશ્યારી, ચપળતા, ભક્તિ, દાન ઇત્યાદીને તેના ન્યાયી કારણરૂપ લેખ્યે છિયે. પણ જે પળે દુઃખો અને જંજાળો આવી પડે છે, ત્યારે આપણે કુદરતના ગેરઇન્સાફની.જ વાતો કર્યે છિયે, અને બંડ ઊઠાવ્યે છિયે! કેવો અન્યાય! ઇન્સાફી અહુરમઝદને શી પરવા છે, કે તમને વિના કારણે દંડ દે અથવા અનઘટતો લ્રમકો મોકલે? તેની દ્રષ્ટિ સમાન છે અને પોતાનાં જીગરમાં વસતાં હરેક નાના, મોટાં પ્રાણી માટે, યકસાન પ્રેમ અને દાઝ, તે મહા કૃપાળુ ઇશ ધરાવે છે. માનવી જો યજદાનના ન્યાય ઉપર અચલ શ્રદ્ધા રાખે, તો પોતાનાં સુખ, દુઃખ માટે પોતેજ

---

૧. Photography. ૨. Gramophone records.

છેવટે જવાબદાર છે, એમ સમજીને સુખમાં છલકાય નહિં અને દુઃખમાં નીરાશિ ન બને, જેથી અહુરમઝદની મરજીને આધીન થવાનો સુંદર અને સરળ માર્ગ, તેને ઝટ જડે. પાપ રહિત બનવા કોણ માંગે છે? કયાં છે, તેવાં આબીદ અથવા સંત નર, નારીઓ? અને જો ન હોય તો 'પાપ'ની શીક્ષા પામતાં એટલે 'દુઃખ' સહેતાં જગતનાં નર, નારને જુવો, ત્યારે શા માટે અચરત થાઓ છો? સત્ય યૂગમાં નર, નાર અહુરમજ્દને આધીન નમસ્કાર કરી તેની આજ્ઞામાં રહિને સુખ પામવાને યોગ્યતા ધરાવતાં. આ કળીયુગમાં તેનેથી વિરૂદ્ધ વર્તન કરીને, નર, નારો દુઃખનો દંડ મેળવવાને અધિકારી થાય છે, તેમાં કુદરતનો શો દોષ?

## પાપનું નિવારણ કેમ થાય?

હવે આવા લોખંડી, હાસમી કાળમાં જો 'પાપ'નો છેડો છોડવવો હોય, તો 'ધર્મ' સીવાય કોઇ શરણનું ધામ નથી, એવી ખાત્રી કરી લ્યો. 'ધર્મ'ના માર્ગની બહાર એકે માનવી 'પાપ'થી ડરીને, તેનો સંપૂર્ણ ત્યાગ કરી શકતું નથી. એ અવલોકન ઉપરથી ઉઘાડું થાય છે. કદાપી કરોડોમાં એકાદ માનવી એવો પ્રભાવશાળી હોય, કે જેને 'ધર્મ'ના અતિ સુંદર પ્રકાશ અને બળની આવશ્યકતા ન જણાઇ હોય. પણ માનવ પ્રજાના મોટા જથ્થાને 'ધર્મ'નો નિવાસ તો જરૂરનોજ થઇ પડે છે. જો કે 'ધર્મ'ના વિરોધીઓ 'ધર્મ'ને જ 'સુધારા'ના વેરી તરીકે પોતાના મતાંધને લીધે લેખે છે. આજનો કેહેવાતો ઘણોક સુધારો 'ધર્મ'ના અચલ નીયમોથી ઉલટો હોવાને લીધે, 'ધર્મિષ્ઠો' તેની સામે થાય છે. પણ એ વિરૂદ્ધતા તો અવસ્તા વાણીમાં જણાવ્યા પ્રમાણે જ્યાં સુધી સૃષ્ટિ ચાલુ છે, ત્યાં સુધી રહેશે.[1]

## ધર્મ વિનાનું નૈતિક જીવન નીહાળ્યું છે?

કંઇક શ્યાણા પુરૂષો માનવ જીવનની અસંખ્ય લાલચો અને મુસીબતોથી અજ્ઞાન હોવાને લીધે, માને છે કે 'ધર્મ' વિના પણ

---

૧. જુવો પુસ્તક પહેલાંમાં પવિત્ર યુદ્ધનો વિષય પાન ૩૮૯ થી ૪૫૮. દુન્યા આરંભથી હતી, તેવીજ અંત પર્યંત રહેશે. 'મન ખ્રથ્વાચ ચિસ્તિચ ચાઈશ્ આ અંઘહુશ્ પઓઉરૂયો બવત્, યથાચ અંઘહત્ અપેમેમ્ અંઘ્હુશ્, "મારી અક્કલથી તથા મારાં ડહાપણથી દુનિયાં શરૂઆતથી હતી, તેજ પ્રમાણે દુનિયાં છેડે સુધી રેહશે." (અહુરમઝદ યશ્ત, ફ૦ ૨૬.)

'નૈતિક' જીવન ગાળી શકાય છે: માટે 'ધર્મ' જરૂરનો નથી. એનો ઉત્તર સરળ છે. અવલોકન ઉપરથી સાફ જણાય છે કે 'ધર્મ'ના આશ્રા અને સાધન વિના નૈતિક જીવન અત્યંત બિકટ અને દુ:ખદાયક છે અને કવચિતજ પળાય છે. વળી 'ધર્મ' માત્ર નીતિ શીખાડતો નથી. પણ આગળ વધીને માનવીને હરેક પ્રકારના બંધનમાંથી મુક્ત કરીને, શાશ્વત મોક્ષ, જ્ઞાન અને આનંદ મેળવી આપે છે, જેને ગરોનેમાન અથવા અસરે રોશનીમાં વાસો, જરથોશ્તિ ધર્મ પ્રમાણે લેખ્યો છે. એ સર્વોત્તમ પદવી પામવાથી માનવી પવિત્ર અને પરમ કૃપાળુ અહુરમજદને ભેટે છે, જેનેથી પર કોઇપણ સ્થિતી અથવા મુક્તિ નથી.

હૈયાંની ભકિતવાળા નવા 'સુધરેલા' ભગતો જોતા જાવો !

હવે એક વધુ મુશ્કેલી કંઇક સમજુ પુરૂષોને નડે છે. તેઓ પ્રશ્ન કરે છે કે સર્વ વ્યાપક અહુરમજદને પામવા માટે કોઇપણ બાધા, ભક્તિ, પૂજા, યજશ્ને, ભણતર, યજ્ઞ, યાગ, આતશકદેહ, દેવાલય, દેવળ, મસજીદ, ધર્મગુરૂ, આતશ, સૂર્ય, ચંદ્ર આદિ અથવા પ્રતિમાની પૂંજા શા માટે જોઇએ ? એ માત્ર ભોળાઓને ભમાવવા માટે, નબળાઓને સમજાવી લેવા અથવા હીમત દેવા કાજે, ધર્મ ઢોંગ માટે, અથવા ધર્મગુરૂઓના પેટ ભરવાના સાધન માટે ઉભાં કર્યાં છે. માટે તેઓ પોતાના આપબળ ઉપર મુશ્તાક રહે છે અને કોઇપણ સાધન અને સાક્ષાત અહુરમજદના ચિન્હોને પૂજ્ય ગણવા ના પાડે છે. તેઓ પાધરો અને સીધો સંબંધ અહુરમજદ સાથેજ જોડી દેવાને તત્પર થાય છે અથવા હામ ભીડે છે. તેમને યજદો અને પંચ મહાભૂતોના સાધનો માનવીની પદવી ઉતારી પાડનારા અને કનિષ્ઠ લાગે છે. તેમનામાં નમ્રતા નથી, પણ સ્વતંત્ર બળ, જે તેમની ફ્વષી ધરાવે છે, તેની ઉપર તેઓ દ્રઢ રેહવા યત્ન કરે છે અને જગતને શીખાડે છે. ભલે! તેઓ કાંઇ ખોટા નથી. તેમનામાં એવો ઉત્કૃષ્ટ પૂરૂષાર્થ અને અદભૂત પરાક્રમ હોય, તો ખરેજ સ્તૂતિપાત્ર છે. પણ 'બોલવા'થી અથવા માત્ર 'દાવો' કરવાથી આ અત્યંત કઠીણ કાર્ય થઇ શકતું નથી, એ તો ચોક્કસ છે. વળી માનવીના નવાણું ટકાથી કોઇપણ અદભૂત શક્તિ દેખાડી શકાતી નથી, એ પણ નિશ્ચિત છે, અને એટલું અવશ્ય યાદ રાખવું જોઇએ કે સાધારણ માનવી માટે, 'અવ્યક્ત', 'અદ્રષ્ય' અહુરમજદને કોઇ પણ

સાધનની મદદ વિના, શારીરક મનુષ્ય, બહુજ કષ્ટથી પામી શકે.[1] જેમ જગતનો સમૂદ્ર હોડીથી પણ તરી શકાતો નથી, જેમ પૃથ્વિના સઘળા વિભાગો પગે પહોંચી શકાતા નથી, અને તે કાર્ય માટે પણ બુદ્ધિમાનો ઘટતાં સાધનોનો ઉપ્યોગ ઉત્સાહથી કરે છે, તેમજ ભક્તિ, યજશ્ને, ભણતર, માથ્રવાણી ઇત્યાદી સાધનો, છેવટના સ્વધામે પહોંચવાને (કદાચ એકાદ અપવાદ સીવાય) અવશ્યના છે. 'ધર્મ'ને શાસ્ત્ર શા માટે ગણ્યું છે, તે હવે સમજાશે. નૌકાશાસ્ત્રને શીખવા કાજે ૧૦ થી ૨૦ વર્ષનું શીક્ષણ અને અનુભવ લેવાનું જ્યારે સાધારણ છે અને અક્કલ પસંદ ગણાય છે, ત્યારે અદ્રષ્ય ભુવનો સાથે સમાગમમાં આવી, તેમને ઓળંગીને, સ્વર્ગના શ્રેષ્ઠ મુકામે પહોંચવાનું શાસ્ત્ર શીખતાં ૨૫), ૫૦), વર્ષની જબરી શ્રમ અને સબુરી રાખવી પડે, તો તેમાં શી નવાઇ ?

## હુમત, હુખ્ત, હુવર્શ્ત.

હુમત, હુખ્ત અને હુવર્શ્તનું મન્ત્ર જે અષો જરથુશ્ત્ર સાહેબે શીખાડયું, તેજ આપણી જીંદગીની હોડીનું ખરૂં સુકાન છે. તેને સમજવા માટે, શીખવા માટે અને અમલમાં મુકવા માટે આખું જીવન ગાળવું, એજ પુરૂષાર્થ છે, એજ અષોઇ છે, એજ ધર્મ છે અને એજ માર્ગ છે. પુસ્તક પહેલાંનાં ચિત્ર નાં ૧૦ માં હુમતની શાખા લેખે ભલું મન, શ્રદ્ધા, પ્યાર–દયા, અહુરની મરજીને આધિનતા, નમ્રતા, સ્વકાબુ, સંતોષ,આનંદ, ન્યાય, પશ્ચાતાપ, અને અષોઇ દેખાડયાં છે, તેમાં ઉમેરો જ્ઞાન, પ્રમાણીકપણું, અને ઉપદેશ; હુખ્તમાં વહિ, સત્યવચન, અને ભક્તિ જણાવ્યાં છે; અને હવર્શ્તમાં સ્વભોગ, સાત્વિક સત્તા, ઉદ્યોગ, વિજય, ઉપદેશ, આરોગ્યતા, સૌંદર્ય, પવિત્ર યુદ્ધ, દાન, સખાવત, વૃદ્ધિ અને ભક્તિ પૂર્વક વર્તન (બંદગી) દર્શાવ્યાં છે.

## આ પુસ્તકની રચના.

હવે પહેલાં પુસ્તકમાં એ ભિન્ન, ભિન્ન વિષયોમાંથી અધ્યાત્મિક (રૂહાની) વિષયો ભાગ બીજામાં પ્રથમ હાથ ધર્યા છે અને તેમનું

૧. क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

જેમના મન અવ્યક્ત ઉપર ચોટયાં છે, તેમનો કલેશ અધિક છે; કારણ કે (વ્યક્ત) દેહવાળાઓ માટે અવ્યકતના માર્ગ બહુ ભારી છે. (ભગવદ ગીતા ૧૨–૪.)

સ્પષ્ટિકરણ અવસ્તા ઇત્યાદી લેખોના ઉતારાઓ ઉપરથી કરવામાં આવ્યું છે. આ બીજા પુસ્તકમાં ભાગ બીજો ચાલુ રાખ્યો છે અને તેમાં પણ ઉપલેજ ધોરણે અધ્યાત્મિક વિષયો પ્રથમ અને પાછળથી નૈતિક વિષયો લઇને, તેમના સંબંધમાં અવસ્તા ઇત્યાદીના લેખો ભેગા કર્યા છે. ભાગ ત્રીજામાં મોટે ભાગે નૈતિક વિષયોનો સમાવેશ છે. ભાગ ચોથામાં અનષોઇ વીષે જે જે લખાણો અવસ્તા ઇત્યાદીમાં મળે છે, તેનો ખુલાસો કરવામાં આવ્યો છે.

## વિષયો કેમ ગ્રહણ કરવા.

એ સર્વે વિષયો માત્ર વાંચી જવા માટેજ નથી. પ્રથમ તેમનો ભક્તિપૂર્વક 'અભ્યાસ' થશે, તો શ્રદ્ધા બેસશે. શ્રદ્ધા સાથે નમ્રતા અને આધિનતા (સરોષ) ભેળાશે, ત્યારે વર્તન કરવાને ઉત્સાહ થશે. વર્તન કરવા જોડે, જોડેજ 'મનન' કેમ કરવું એ ખરા ઉત્સુકને સમજાશે. કલાકો નહિં પણ હરરોજના કાંઇક કલાકોનું વર્ષો અને દાયકાઓના 'મનન' કેડેજ, 'ધર્મ'નો પડદો ખુલતો દેખાશે, તેના આશીષો પૂર બહારમાં આવતા જણાશે, તેનો મીઠાસ ચાખવાનો પ્રસંગ આવશે અને એ કાળે કોઇ ખરો રૂહાની ઉસ્તાદ અથવા ગુરૂ આપોઆપ આવીને હાથ ધરશે, અને ભેદી શિક્ષણ દેશે, તો રવાન બુખ્તગી અથવા 'મીનોઇ' અથવા અધ્યાત્મિક વૃદ્ધિ નક્કિ થશે.[1] માર્ગ લાંબો છે, સૂફીઓ તે માર્ગને સાત બીકટ વાદીઓ અથવા ખીણોનો બનેલો, ઉપર જોયું તેમ લેખે છે. શ્રદ્ધા, નમ્રતા, માગ્રવાણી, વેળાસરની નિર્મિત ભક્તિઓ, નૈતિક વર્તન, તરીકતનું પાલન અને હીમત જ્યાં હોય, ત્યાં આ માર્ગ સરળ અને સહેલો બની જાય છે. તલવારની ધાર જેવો ચીન્વત પૂલ, એજ માર્ગનું અલંકારી વર્ણન છે. એ માર્ગ અષોઇથી પહોળો અને લીલાંછમ ઝાડપાનો, ફુલફળોથી છવાયલો, સૂંવાળો અને બાદશાહી બની જાય છે.

## અન્ય ધર્મોની સરખામણીઓ.

આ પુસ્તકમાં અન્ય ધર્મોની કાંઇક વિશેષ સરખામણીઓ જણાશે. કારણ કે જરથોશ્તિ ધર્મ પુસ્તકોનો કમનસીબે નાશ થયેલો હોવાથી,

---

૧. જુવો આતશની ન્યાયશ ફકરો ૬ અને આ પુસ્તકનું પાન ૬૬ મું, જ્યાં લાંબા કાળની અષોઈથી ગુરૂ પ્રાપ્તિ થાય છે, એવું સ્પષ્ટ જણાવ્યું છે. (દાયાઓ...મે યા મે અંઘહત્ અફ્રસાઓંધ્હાઓ...)

દરેક વિષય ઉપર અત્રે આપેલા છે, તે ઉપરાંત અવસ્તાના વધુ ઉતારાઓ મળી શકતા નથી. છતાં જે પણ ઉતારાઓ આ પુસ્તકમાં આપ્યા છે તે આ મહાન ધર્મની શ્રેષ્ટતા અને તેણે શીખાડેલી સર્વોત્તમ નીતિનો પૂરતો પુરાવો દેછે. ૧) તે દરેક વિષયનું ગાંભીર્ય દેખાડવા અને ૨) બહોળું સ્પષ્ટિકરણ કરવા કાજે, અન્ય ધર્મો અને સાહિત્યમાંથી મૂખ્યત્વે કરીને નૈતિક લક્ષણો, વધારે પ્રમાણમાં આપવાં પડયાં છે. તે ઉપરથી ધર્મોનું સમાનપણું વધારે ઉઘાડું થાય છે, જે આવકાર દાયક લેખવું જોઇએ.

## ધર્મની ફીલસૂફી.

આ પુસ્તકોમાં રજુ કરેલા વિષયો ઉપરથી જરથોશ્તિ ધાર્મિક અને નૈતિક ફીલસૂફી રચવાને માટે હસ્તિ ધરાવતું અવસ્તા સાહિત્ય મળે છે. કોઇક સૂચનાઓ હાલતુરત તો પાનોની નીચે નોંધો લેખે ટુંકમાં આપી છે. એજ ફીલસૂફી પૂર્ણ રીતે દર્શાવવા માટે બીજાં ઘણાક પુસ્તકો લખવાં પડશે. આશા છે કે હવે આ 'અવસ્તાના જવાહીરો'થી જે પાયો નાંખવામાં આવ્યો છે, તેની ઉપર સુંદર ઇમારતો બાંધવામાં આવશે અને જગકલ્યાણાર્થે તે અર્પણ થશે.

## એક વિનંતી અને પ્રાર્થના.

ભાઇઓ અને બેહનો! વિશ્વાસથી, પૂરી હોશ અને અકકલથી, સંપૂર્ણ સંશોધક બુદ્ધિથી અને સત્યને અર્પણ થઇને, ડગમગયા વિના, શુધ્ધ હૈયું રાખીને, એ માર્ગમાં વળવાને અષો નિરંજન, નિરાકાર, અહુરમજ્દ સાહેબની પ્રાર્થના કરો અને વોહુ મન અથવા ચિત્તશુધ્ધિની સર્વથી મહાન ચાવી મેળવો અને તેની મારફતે આખી સૃષ્ટિના દરેક ખજાનાની ચાવી હાથ લાગવે, જીવ ચાહે તે આનંદ, શક્તિ અને જ્ઞાન પ્રાપ્ત કરવાને સામર્થ્ય મેળવી તમે કૃતાર્થ થાવો!

અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરેસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમેમ્, થ્વા હખ્મ.

હે અહુરમઝદ! સર્વોત્તમ અષોઇને અંગે, અમે તારાં દર્શન કર્યે, તને ભેટયે અને છેવટે તારી અમર મીત્રતાને પામ્યે!

ફરેદુન કે. દાદાચાનજી.

ચોપાટી, ૨૯–૧–૧૯૨૯.

---

# અવસ્તાના જવાહીરો

અને

## અન્ય ધર્મોની તેમની સાથ સરખામણીઓ.



## ભાગ બીજો (ચાલુ).



## અહુરમઝદ વહાલો દોસ્ત અને રક્ષક.[1]



અહ્યા યાસા નૅમંઘ્હા
  ઉસ્તાનઝસ્તો રફૅદ્રહ્યા
મઈન્યૂશ મઝ્દાઑ પઑઉરૂવીમ
  સ્પૅન્તહ્યા અષા વીસ્પૅંગ્ શ્યઑથના
વંઘ્હેઉશ ખ્રતૂમ મનંઘ્હો યા
  ક્ષ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ.

૧. જ્યારે એક જરથોશ્તિ રઝા અથવા આધિનતા અને હેત બતાવે ત્યારે અહુરમઝદ સાથે નીચે ટાંકેલા ફકરાઓમાં દર્શાવેલા તેના અંગત સમાગમમાં આવી શકે છે. જે સદગુણો આ ગ્રંથમાં જણાવ્યા છે, તેમને ગ્રહણ કરવે, માનવી આ ઉંચ પંકિતએ પહોંચે છે. માત્ર તેમને વાંચી જવાથી અથવા તે કોઈને માટે છે, એમ માનીને, કેવા સુંદર છે એવો મત દર્શાવ્યાથી, કાંઈ વળતું નથી. "આપ મુવા વિના સ્વર્ગે ન જવાય." માનોઈમાં દાખલ થવાને સ્વકઃષ્ઠ અને ધર્માચરણ વિના 'અધિકાર'જ મળતો નથી. આખો જન્મ રાત દીવસ વાંચ્યાથી સાર્થક થાય નહિ, પણ વાંચવા ઉપરાંત ધર્મને વિશ્વાસથી પાળવે, ધર્મના મહાન વાકયો ફળદાઈ થાય છે, અને સર્વોત્તમ ફળ, સકળ જંજાળો અને દુઃખોનું નિવારણ અને પરમાનંદની સર્વ શકિત અને મહજ્ઞતાની પ્રાપ્તિ છે.

અમુક પ્રમાણમાં "અહુરમજદ માનવીનો મિત્ર, માતા, પિતા અને છેવટની નેમ" એ નામના આ ગ્રંથના પુસ્તક પેહલાંના, ભાગ ૧, પાન ૧૩૩ થી ૧૬૨-ના વિષયની પુરવણી સમાન આ પ્રકરણ છે. જ્યારે માનવી અષો થઈ જાય છે, ત્યારકેડે આ પ્રકરણ તેને વધુ લાગુ પડે છે; જ્યારે, પુસ્તક પેહલાનું સદર પ્રકરણ દરેક માનવીને લાગુ પડી શકે છે.

નમ્રતાથી હાથ ઉચ કરીને, સર્વથી પહેલાં અનદીઠ તથા પરગજુ અહુરમજદનાં તમામ અષોઇ ભરેલાં કામોને તથા ભલાં મનની અક્કલને આ આનંદમાં હું માંગું છું, કે જેથી હું જગતના આત્માને[1] ખુશી કરૂં. (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૮ ફ૦ ૧.)

યે ઉર્વાનૅમ્ મેન્ ગઇરે વૉહૂ દદે હથ્રા મનંઘ્રહા.

ભલાં મનને લીધે મારા રવાનને ગરોથમાન (બેહસ્ત) તરફ હું લઇ જાવું. (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૮, ફ૦ ૪)

અષા કત્ થ્વા દરૅસાની
  મનસ્ચા વૉહૂ વએદેમ્નો,
ગાતૂમ્ચા અહુરાઇ સૅવીશ્તાઈ
  સૅરઓષૅમ્ મજ્દાઇ.

હે અષ! ભણેલો થઇને તને તથા વોહુમનોને તથા સર્વથી મહાન દાતાર તુ અહુરમજદના રેહઠાણને[2] તથા સરોષ યજદને હું કયારે જોઇશ? (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૮, ફ૦ ૫.)

વૉહૂ ગઇદી મનંઘ્રહા...અષા-દ ઑ...અહુરા.

હે અષોઇની મારફતે ઉપકાર કરનાર સાહેબ! ભલાં મનની મારફતે તું આવ. (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૮, ફ૦ ૬.)

વહિશ્તૅમ્ થ્વા વહિશ્તા યેમ્
  અષા વહિશ્તા હજઑષૅમ્
અહુરૅમ્ યાસા વાઓનુશ્ નરોઇ
  ફ્રૅષઑસ્ત્રાઇ મઇબ્યાચા.
યએઇબ્યસ્ચા ઇત્ રાઑંઘહંઘ્રહોઇ
  વીસ્પાઇશ્ યવે વંઘ્રહેઉશ્ મનંઘ્રહો.

ઓ સર્વોત્તમ! સૌથી શ્રેષ્ઠ પવિત્રાઇની મારફતે, તું સર્વથી ઉત્તમ દોસ્ત, જે (તમામ સૃષ્ટિનો) માલેક (તે) ને ફરશોસ્તર નરને માટે તથા મારે માટે, પ્યારથી હું માંગું કરૂં છું; જે મને હંમેશ સુધી ભલાં મનની (આશીષ) તું દેશે. (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૮, ફ૦ ૮.)

ક્ષમઇબ્યા ગેઉશ્ ઉર્વા ગૅરૅજ્દા

... ... ... ... ...

૧. Soul of the Earth. ૨. ગરોથ્માનને.

નોઇત્ મોઇ વાસ્તા ક્ષ્મત્ અન્યો.

(અહો! અહુરમજદ તથા અમેષાસ્પંદો!) જગતનાં આત્માએ તમારી આગળ પુકાર કરીને કહ્યું કે..."તમારા સિવાય મને બચાવનાર કોઈ નથી". (ગાથા અહુનવદ યશ્ન, હા ૨૯, ફ૦ ૧.)

અદા તષા ગેઉશ્ પૅર્સત્ અશૅમ
કથા તોઇ ગવોઇ રતુશ્
... ... ...
હુદા વાસ્ત્રા ગઍદાયો થ્વક્ષો.

તે ઉપરથી સૃષ્ટાએ અષને પ્રશ્ન કર્યો કે કોણને તારી સૃષ્ટિ(ની સંભાળ)ને માટે આગેવાન (ઠેરવવો) કે જે ઉદ્યમથી તથા ચાલાકીથી હંમેશ દુન્યાનો કલ્યાણકર્તા થાય.? (ગાથા અહુનવદ, યશ્ન હા ૨૯, ફ૦ ૨.)

અત્ એ વઓચત્ અહુરો મઝ્દાઓ
વીદ્વાઓ વફૂશ્ વ્યાનયા.

તે ઉપરથી સર્વજ્ઞ (તથા) પ્રિય કરનાર અહુરમજદે (પોતાના) જાતી જ્ઞાનથી કહ્યું કે........... (ગાથા અહુનવદ, યશ્ન હા ૨૯ ફ૦ ૬.)

તૅમ્ આઝૂતોઇશ્ અહુરો માંથ્રૅમ
તષત્ અષા હઝઓષો
મઝ્દાઓ ગવોઇ ક્ષ્વીદૅમચા હ્વો
ઉરૂષએઇબ્યો સ્પૅન્તો સાસ્ન્યા.

સંપત્તિના ચાહનાર અહુરમજદે, અષોઇથી આ માથ્રવાણી બનાવી. તથા વૃદ્ધિ કરનાર અહુરમજદે પોતે, સૃષ્ટિને માટે આબાદી તથા સત્યવાદી (માણસ)ને માટે શીખામણનાં વચનો (બનાવ્યાં).

(ગાથા અહુનવદ, યશ્ન હા ૨૯, ફ૦ ૭.)

અત્ચા ગેઉશ્ ઉર્વા રઓસ્તા,
યે અનએશૅમ ક્ષાંનમેને રાદૅમ.
વાચૅમ્ નૅરૅશ અસૂરહ્યા યેમ્
આ વસૅમી ઇષા-ક્ષથ્રૅમ.
કદા યવા હ્વો અંઘહત્ યે
હોઇ દદત્ જસ્તવત્ અવો.

તે ઉપરથી સૃષ્ટિનાં આત્માએ ગર્જના કરીને કહ્યું કે (મારાં સંકટની વેળાએ અનગમતો સરદાર, એક નબળા માણસનો અવાજ (મેં મેળવ્યો છે); (પણ) (હું) એક સ્વતંત્ર મૂખી માંગું છું. ક્યારે એવો કોઇ (સરદાર) (મને) મલી આવશે કે જે તેને (સકળ સૃષ્ટિને) મજબુત મદદ આપે? (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૯, ફ૦ ૯.)

યૂઝૅમ...મજાઇ મગાઇ આ પઇતી-જાનતા...નૂ-નાઓ અવરે.

તમે (આ) મ્હોટાં સાહસ કાર્યને માટે હવે અમને પુરતી રીતે મદદ આપો. (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૯, ફ૦ ૧૧.)

આવરૅનાઓ વીચિથહ્યા નરૅમ્ નરૅમ્ ખ્ખ્યાઇ તનુયે.

(તે) મોટા બનાવોની પેહલાં દરેક જણને પોતાને માટે (પોતાની) પસંદગીની તે શ્રદ્ધા[1] હોવી જોઇએ. (ગાથા અહુનવદ, હા ૩૦, ફ૦ ૨.)

તા મઝ્દા મઇન્યૂ ઉક્ષ્યો, યે
    આ નૂરૅમચીત્ અહુરા હામો.

હે મીનો અહુરમજદ! (તું) કે જે હંમેશાં એકસરખો[2] (છે તે) તેમને આબાદ કરે છે. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૧, ફ૦ ૭.)

અત્ થ્વા મેંન્ગહી પૅાઉર્વીમ્
    મઝ્દા યેજીમ્ સ્તોઇ મનંઘ્હા,
વંઘ્હેઉશ્ પતરૅમ્ મનંઘ્હો હ્યત્
    થ્વા હેમ્ ચશ્મઇની હેન્ગ્રૅબમ્
હઇથીમ્ અષહ્યા દાંમીમ્ અંઘ્હેઉશ્
    અહુરૅમ્ શ્યઑથનએષૂ.

જ્યારથી તને (ઓ અહુરમજદ) (મારી) આંખમાં મેં રાખ્યો છે, ત્યારથી નિત્ય સર્વથી પેહલો, પાક મનશ્નીથી ભજવાને લાયક, ભલાં મનના પિતા, અષોઇનું ખરૂં મુળ, (તથા) આ દુન્યાનાં (સર્વ) કાર્યો ઉપર સત્તા ભોગવનાર તરીકે, અહો અહુરમજદ! (મેં) તને ગણ્યો છે. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૧, ફ૦ ૮.)

---

૧. મન સમાધાન કરીને, શંકાઓ દુર કરીને, કોઈના પણ દબાણ અથવા કોઈ પણ વહેમ રાખ્યા વિના, અંતઃકરણપૂર્વક વિશ્વાસ. ૨. અવિકારી. Equipoised, equable, unchanging amidst the two Polarities.

મઝ્દાઓ દદાત્ અહુરો
　　હઉર્વતો અમેરેતાતસ્ચા,
બૂરેઇશ્ આ અષખ્યાચા
　　ખાપઇથ્યાત્ ક્ષથ્રહ્યા સરો,
વંઘ્હેઉશ્ વઝ્દ્રરે મનંઘ્હો, યે
　　હોઇ મઇન્યૂ શ્યઓથનાઇશ્ચા ઉર્વથો.

જે માનવી (પોતાના) વિચારથી તથા કાર્યોથી તેનો (અહુરમજદનો) મિત્ર (થાય છે), (તે માનવને) અહુરમજદ પોતાની સત્તાથી તંદુરસ્તી તથા અમરપણું દેશે, (તથા) આબાદીની, અષોઇની, (તથા) હકુમતની સરદારી, (તથા) ભલાં મનનું સુખ અર્પશે.

(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૧, ફ૦ ૨૧.)

ચિથ્રા ઇ હુદાઓંઘ્હે
　　યથના વએદેમ્નાઇ મનંઘ્હા;
વોહૂ હ્વો ક્ષથ્રા અષેમ
　　વચંઘ્હા શ્યઓથનાચા હપ્તિ;
હ્વો તોઇ મઝ્દા અહુરા
　　વાઝિશ્તો અંઘ્હઇતી અસ્તિશ્.

જેમ મનથી[1] સમજનારને માટે. (તેમ) સારાં ડહાપણવાળાને[2] માટે (ઉપર જણાવેલા) આ (વીષયો) જાહેર (છે) તે મનુષ્ય પોતાની નેક શક્તિથી, વિચારથી તથા કાર્યથી અષોઇને જાળવે છે. એવો મનુષ્ય, ઓ અહુરમજદ! તારે માટે ઘણોજ મદદગાર પુરૂષ લેખાય.

(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૧, ફ૦ ૨૨.)

અએઇબ્યો મઝ્દાઓ અહુરો
　　સારેમ્નો વોહૂ મનંઘ્હા
ક્ષથ્રાત્ હચા પઇતિ-શ્રઓત્
　　અષા હુશ્-હખા ખેન્વાતા;
સ્પેનતાંમ વે આર્મઇતીમ
　　વંઘ્ઉહીમ્ વરેમઇદી, હા-ને અંઘ્હત્.

(જરથુશ્ત્રનો) એક શુભેચ્છક મીત્ર અહુરમજદ, જે પોતાની સત્તાથી (સર્વ સૃષ્ટિ ઉપર) સાહેબી ભોગવનારો છે, (તેણે) પોતાના વોહુમન

૧. Intellectual ૨. Spiritual

અને અષની મારફતે તેમને પાછો ઉત્તર દીધો કે, ભલી તથા આબાદી કરનાર નમ્રતા (અથવા ભક્તિ)ને અમે સ્વિકારી હતી, તે અમારી થાય!
(ગાથા અહુનવદ, યરન હા ૩૨, ફ૦ ૨.)

**તોઇ આબ્યા બઇરયાઓંન્તે વંઘહેઉશ્ આ-દેમાને મનંઘહો.**

આ બે (ખોરદાદ તથા અમરદાદ અમેષાસ્પંદ) ની મારફતે તેમને (એટલે દીનનાં કામમાં સહાયકો તથા નીતિમાન નરોને) બહમન અમેષાસ્પંદના નિવાસમાં[1] લઇ જવામાં આવશે.
(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૨, ફ૦ ૧૫.)

**અપાનો......**
**અષાત્ આ ઍરૅજાૂશ પથો યએષૂ**
**મઝ્દાઓ અહુરો ષએતી.**

(અમારી) અપોઇને અંગે નીતિના માર્ગો, જેમાં અહુરમજદ રહે છે (તે) તરફ અમને તું પહોંચાડ. (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૫.)

**આ-માં આઇદૂમ...આ ખઇધ્યાચ્યા મઝ્દા.**

તું પોતે, હે અહુરમજદ! મારી આગળ આવ.
(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૩, ફ૦ ૭.)

**પઇરિગએથે ક્ષ્માવતો વહ્મે મઝ્દા ગરોબીશ સ્તૂતાંમ.**

તારે લાયકની ભક્તિથી તથા તારાં ઇશ્વરી યશોગનની મારફતે, અહો અહુરમજદ! હું તારી નજદીક પહોંચું.
(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૪, ફ૦ ૨.)

**કત્ વે ક્ષથ્રૅમ, કા ઇશતિશ્ શ્યઓથનાઇશ્**
**મઝ્દા યથા વાઓ હુઅમી**
**અષા વોહૂ મનંઘહા થ્રાયો ઇદ્રાઇ દ્રિગૂમ યૂષ્માકૅમ.**

અહો અહુરમજદ! તારી રાજ્યસત્તા શેની ઉપર રચાયલી છે, તથા તારી ઇચ્છા શું (છે), (તે તું મને કેહ) કે જેથી (મારાં નેક) કાર્યોને લીધે તારી ભાઇબંધીમાં (રહીને) અષોઇથી તથા નેક નૈયતથી તારા ગરીબોને હું આશ્રો આપું. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૪. ફ૦ ૫.)

**વાઓ યઝૅમ્નસ્ચા ઉર્વાઇધ્યાઓ સ્તવસ્ અયેની પઇતી.**

---

૧. ધામમાં.

વધારે ભક્તિભાવથી તારૂં ભજન કરનાર તથા તારૂં સ્તવન કરનાર લેખે (હું) તારી નજદીક પહોંચું. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૪, ફ૦ ૬.)

**નએચીમ્ તેમ્ અન્યેમ્ યૂષ્મત્**

**વએદા અષા અથા નાઑ થ્રાઝ્દુમ્**

હે અષો! તારા શીવાય બીજા કોઇને હું જાણતો નથી, માટે મારૂં પાલન કર. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૪, ફ૦ ૭.)

**ક્ષમાકા ક્ષથ્રા અહુરા ફ્રૅરષેમ્ વસ્ના હુઇથ્યેમ્ દાઑ અહૂમ્.**

અહો અહુરમજદ! મારાં જીવનને (તું) ખરેજ તાજું કર (અથવા મારી જીંદગીને મીનોઇ જેહાંનનું સુખ દે).

(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૪, ફ૦ ૧૫.)

**થ્વા ચીચીથ્વા સ્પેંનિશ્તા મઇન્યૂ મઝ્દા**

ઓ સર્વથી મહાન વૃદ્ધિ કરનાર મીને અહુરમજદ! તું તારો જાહેર દેખાવ દે.[2] (ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૩, ફ૦ ૨.)

**અત્ થ્વા મેંગ્હાઇ તખ્મૅમચા સ્પૅન્તૅમ્ મઝ્દા.**

ઓ અહુરમજદ! તને ખચીત સર્વશક્તિમાન તથા પ્રિયકર હું ગણતો રહીશ. (ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૩, ફ૦ ૪.)

**સ્પૅન્તૅમ અત્ થ્વા મઝ્દા મેંગ્હી અહુરા**

**હ્યત્ થ્વા અંઘ્રેહેઉશ્ જાંથોઇ દરૅસૅમ્ પઑઉરૂવીમ્.**

જ્યારથી તને, ઓ અહુરમજદ! દુન્યાની પેદાયશમાં સૌથી ચઢતો જોયો, ત્યારથી તને (મેં) જરૂર સંપત્તિ દેનાર ગણ્યો છે.

(ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૩, ફ૦ ૫.)

**મઝ્દા ફ્રયાઇ થ્વાવાંસ્ સખ્યાત્ મવઇતે**

**અત્ ને અષા ફ્રયા દઝ્દ્યાઇ હાકુરૅના,**

**યથા-ને આ વૅહૂ જિમત્ મનંઘ્હા.**

ઓ મજદ! તારા જેવો એક મીત્ર મારા જેવા એક દોસ્તને (હર વેળાએ) કુમક આપવાને માટે, તે ભક્તિ બાબે શીખાડે તો સારૂં, કે જેથી ભલાં મનથી (તું) અમારી નજદીક આવે.

(ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૪, ફ૦ ૧.)

---

૨. પ્રગટ થા; તારો સાક્ષાત્કાર અમને થાય.

**હ્વો જી અષા સ્પેંન્તો ઇરીખ્તૅમ વીસ્પોઇઝ્યો**
**હારો મઇન્યૂ અહૂમબીશ ઉર્વથો મજ્દા.**

અહો! મીનો અહુરમજદ! જરૂર તું પોતે અષોઇથી કલ્યાણકારી (તથા) અમ સઘળાઓથી દુષ્ટતા વેગળી કરનાર તથા બન્ને દુન્યામાં સ્નેહિ છે. (ગાથા ઉશ્તવદ, યશ્ન હા ૪૪, ફ૦ ૨.)

**અજેંમ તાઇશ થ્વા ફ્રશ્નેં અવામી મજ્દા**
**સ્પેંન્તા મઇન્યૂ વીસ્પનાંમ દાતારેંમ.**

......એ (વીષયો)થી જાણીતો થવાને સકળ (સૃષ્ટિ)ના, ઓ સૃષ્ટા તથા આબાદી કરનાર અનદીઠ અહુરમજદ! (હું) તારેથી ઇચ્છું છું. (ગાથા ઉશ્તવદ, યશ્ન હા ૪૪, ફ૦ ૭.)

**મજ્દાઓ ક્ષથ્રા વૅરેંજીનાઓ દયાત્ અહુરો,**
**પસૂશ્ વીરેંગ્ અહ્માકેંગ્ ફ્રદથાઇ આ,**
**વંઘ્હેઉશ અષા હુઓજાંથ્વાત્ આ મનંઘ્હો.**

અમારાં માણસો તથા ગાયઢોરોને આબાદ કરવા સારૂં, (અમારાં) ભલાં મનનાં સારાં ડહાપણને લીધે (તથા) રાસ્તીને લીધે, (અહુરમજદ) પોતાની સત્તાથી અમને (જોઇતું) બળ આપે! (ગાથા ઉશ્તવદ, યશ્ન હા ૪૫, ફ૦ ૯.)

**યસ્તા દએવેંગ્ અપરો મશ્યાંસ્ચા**
**તરે-માંસ્તા યોઇ ઈમ તરે-મન્યન્તા,**
**અન્યેંગ્ અહ્માત્ યે હોઇ અરેંમ મન્યાતા**
**સઓશ્યન્તો દેંગ્ પતોઇશ્ સ્પેંન્તા દએના,**
**ઉર્વથો બરાતા પતા વા મજ્દા અહુરા.**

દૈત્યો તથા નીચ માણસો જેઓ (માણીઓ અને માણસોને) ધિક્કારે છે, તેમને જે કોઇ ધિક્કારે (તથા) જે કોઇ તેને (પવિત્ર માણસને), (તથા) જ્ઞાની સોશ્યન્તોને તે સાહેબની પવિત્ર દીનને અંગે માનની નજરે જુએ, તે નરનો મીત્ર, સહાયક અથવા પિતા અહુરમજદ છે. તેવા માણસોથી દૈત્યો તથા નીચ માણસો તદન જુદાજ હોય છે. (ગાથા ઉશ્તવદ, યશ્ન હા ૪૫, ફ૦ ૧૧.)

**રફેધ્રેમ ચગ્વાઓ હ્યત્ ફ્ર્યો ફ્ર્યાઇ દઇદીત્.**

**જેમ એક સ્નેહિ બીજા દોસ્તને દઇ શકે તેમ, (ઓ અહુરમજદ!) (તારેથી હું) દીલાસો ઇચ્છું છું.** (ગાથા ઉશ્તવદ, યશ્ન હા ૪૬, ફ૦ ૨.)

કદા મજ્દા યોઇ ઉક્ષાનો અસ્નાંમ્
અંઘ્રહેઉશ દર્ઁથ્રાઇ ફ્રો અષહ્યા ફ્રાર્ઁન્તે
વર્ઁજ્દાઇશ્ સેંગ્હાઇશ્ સઓશ્યન્તાંમ્ ખ્રત્વો.

અષોઇની દુન્યાની આબાદીને માટે હે અહુરમજદ! સોશ્યન્તોની ઉત્તમ બુદ્ધિ કે જે (કયામતના) દહાડાની પ્રકાશ આપનારી, (તે) એજમતી આકાશવાણી સાથે કયારે આવશે?

(ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૬, ફ૦ ૩.)

યે સ્પિતામઁમ જરથુશ્ત્રૅમ્ રાદંઘ્હા
મર્ઁતએષૂ ક્ષ્નાઉશ્ હ્વો-
ના ફ્રૅરસ્રૂઇદ્યાઇ ઍર્ઁદ્વો
અત્ હોઇ મજ્દાઓ અહૂમ્ દદાત્ અહુરો
અહ્માઇ ગએથાઓ વોહૂ ફ્રાદત્ મનંઘ્હા
તેમ્ વે અષા મેહ્મઇદી હુશ-હખાઇમ.

માણસોમાંથી જે કોઇ સ્પીતમાન જરથુશ્ત્રને આનંદથી ખુશી કરશે, તે માણસ પોતે (દીનના હુકમો) જાહેર કરવાને લાયક[1] છે, તેને અહુરમજદ સ્વર્ગ દેશે, તથા નેક મનશ્નીને લીધે તેનાં બચ્ચાં છોકરાં, પશુ, ઢોરો આબાદ કરશે; તે માણસને, હે! અષ! (અમો) તારો ખરો સહાયક ગણયે છીએ. (ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૬, ફ૦ ૧૩.)

હુદા વેસ્તા વહ્મેંગ્ સૅરઓષા રાદંઘ્હો
યે વીચિનઓત્ દાથૅમચા અદાથૅમચા
દંગ્રા મન્તૂ અષા મજ્દાઓ અહુરો.

જે કોઇ જણાયલી તાબેદારીથી આરાધનારૂપી ભેટો (અહુરમજદને) સદા (અર્પણ કરે છે), તથા જે કોઇ વાજબી તથા જે કાંઇ અન્યાયી[2] પીછાણી શકે છે, (તે ધણી ઉપર) અહુરમજદ પોતાની સર્વજ્ઞ અષોઇથી હેત રાખશે. (ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૬, ફ૦ ૧૭.)

---

૧. ઉપદેશ માટે "અધિકાર" કોણને છે, તે અત્રે જણાવ્યું છે. ૨. વીવેકી છે. વીવેક બુદ્ધિ વિના 'અધિકાર' મળતો નથી અને માર્ગ દેખાતો નથી. સરખાવો સાત્વિક બુદ્ધિ અને રાજસી અને તામસી બુદ્ધિ, જે ભગવદ ગીતામાં ૧૮ માં અધ્યાયમાં શ્લોકો ૩૦ થી ૩૨ માં વર્ણવી છે. "જે બુદ્ધિ પ્રવૃત્તિ તથા નિવૃત્તિને, કાર્યને તથા અકાર્યને, ભયને અને અભયને, બંધને અને મોક્ષને પીછાણે છે, તે બુદ્ધિ સાત્વિકી. જેણેથી ધર્મ

અશ્યા મન્યેઉશ્ સ્પેનિશ્તહ્યા વહિશ્તૅમ,
હિજ્વા ઉખ્ધાઇશ્ વંઘ્રહેઉશ એએઆન્ મનંઘ્રહો,
આર્મતોઇશ જસ્તોઇબ્યા શ્યઑથના વૅરૅજયત્;
ઓયા ચિસ્તી હ્વો પતા અષહ્યા મજ્દાઓ.

(કોઇપણ માનવી) (પોતાની) જીભ (તથા) મોઢાની મારફતે (ઉચરેલા પવિત્ર) શબ્દોને લીધે, (તથા) (પોતાની) ભલી મનશ્નીના (તથા) નમ્રતાના બે હાથોથી (કરેલાં) કાર્યોને લીધે, તે સર્વથી આબાદી કરનાર મીનોની (અહુરમજ્દની) સર્વોત્તમ (આશીષ, એટલે અહુરમજદની ભાઇબંધી) મેળવી શકે છે. (ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૪૭, ફ૦ ૨.)

અશ્યા મન્યેઉશ્ ત્વેમ્ અહી તા સ્પૅન્તો.

(ઓ અહુરમજદ) આ મીનોનો તું આબાદી કરનાર છે.

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૪૭ ફ૦ ૩.)

તાચા સ્પૅન્તા મઇન્યૂ મજ્દા અહુરા,
અષાઉને ચોઇશ્ યા-જી ચીચા વહિશ્તા;

હે આબાદી કરનાર અદ્રષ્ય અહુરમજદ! અષો માણસને જે કાંઇ સર્વોત્તમ (છે)[1] તે જરૂર તું આપે છે.

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૪૭, ફ૦ ૫.)

અત્ હ્વો મજ્દા ઇજ્આ આજુઇતિશ્ચા
યે દએનાંમ્ વૉહૂ સારૂશ્તા મનંઘ્રહા.

જે કોઇ દીનને નેક મનશ્નીથી શ્રેષ્ઠ ગણે છે, તે પોતે ઓ અહુરમજદ! પુષ્કળપણા તથા આબાદી (નું મૂળ) છે.[2]

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૪૯ ફ૦ ૫.)

તઍચા મજ્દા થ્વહ્મી આદાંમ નિપાઑઘ્રહે
મનો વૉહૂ ઉરૂનસ્ચા અષાઉનાંમ્
નૅમસ્ચા યા આર્મઇતીશ્ ઇજ્આ.

---

અને અધર્મ, કાર્ય અને અકાર્યને માનવી બરાબર જાણતો નથી, તે રાજસી બુદ્ધિ છે. મોહથી ઢંકાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માને છે તથા સર્વ અર્થોને ઉલટાજ જાણે છે, તે બુદ્ધિ તામસી છે" જેમ કે આ અર્વાચિન કાળમાં અધર્મ અને નાસ્તિકપણાંને અને શઠપણાને વખાણવામાં આવે છે.!

૧. અહુરમજદ સાથે ઐક્યતા.

૨. ધર્મિષ્ઠપણાનો આ મહિમા છે!

નેક મનરની, અષો (લોકો)નાં રવાંનો, તથા ભક્તિ જેને લીધે નમ્રતા તથા આબાદી (હોય છે)તે, ઓ અહુરમજદ! તારા આશ્રયમાં હું સોંપું છું.

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૪૯ ફ૦ ૧૦.)

કથા મજ્દા રાન્યો-સ્કૅરેંતીમ્ ગાંમ્ ઇષસોઇત્
યે હીમ્ અહ્માઇ વાસ્ત્રવઇતીમ્ સ્તોઇ ઉરયાત્.

આ ખુશાલી ઉપજાવનારી જગતને, ઓ હોરમજદ! (તે માણસ) કેવી રીતે અંગિકાર કરે, કે જે તેને હમેશાં આબાદીથી ભરપુર ઇચ્છે.

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૫૦, ફ૦ ૨.)

ઍરૅજેજીશ્ અષા પૅાઉરૂષુ હ્વરે-પિષ્યસ્
આકાસ્તેંગ્ મા નિષાંસ્યા દાથેમ્ દાહ્વા.

અષોઇથી પરિશુદ્ધ જીંદગી ગાળનારા તથા (ઇશ્વરી જ્ઞાનથી) પ્રકાશીત થયેલાઓ સૂર્ય (ખુરશેદ) ના પુષ્કળ ચળકાટમાં (એટલે ખોરશેદ પાયા બહેશ્તમાં) (જાય છે). (હે અહુરમજદ!) મને તે સ્થિતીમાં લાવવાને (ખોરશેદ પાયાની) બક્ષેશ તું આપ.[1]

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૫૦, ફ૦ ૨.)

આકાઑ અરૅદ્રેંગ દૅમાને ગરો સૅરઑષાને.

ગરોથમાન (બેહશ્ત)માં (મારી) આરાધના (નાં ગાયનો) સ્પષ્ટ રીતે હું સાંભળું. (ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૫૦, ફ૦ ૪.)

આરોઇ-જી ક્ષ્મા મજ્દા અષા અહુરા
હ્યત્ યૂષ્માકાઇ માંથ્રાને વઑરાઝથા,
અઇબી-દૅરૅશ્તા આવીષ્યા અવંગ્હા,
જસ્તાઇશ્તા યા-નાઑ ખાથ્રે દાયાત્.

હે અષો અહુરમજદ! તારા ધર્મના શબ્દને પ્રસિધ્ધ કરનારને (તારી) દ્રઢ તથા જાહેર કુમક દઇને, પુરતી રીતે તું જરૂર ખુશી કર,

૧. જીવતાં જીવત ખુરશેદ પાયામાં પહોંચવાની આકાંક્ષા ભકત દર્શાવે છે. ખુરશેદ યજદ મહા કૃપાળુ અહુરમજદનું સ્વરૂપ અને આંખ, સાક્ષાત મહા ગુરૂ છે. તેનું ધ્યાન, મનન, તેના અસંખ્ય લક્ષણોનું અનુકરણ માનવીને મોક્ષ ધામમાં પહોંચાડવાને સમર્થ છે. ત્રણ વખતની દર દીવસની તેની ભકિત માથાદુખણ કરવા માટે નહિં, પણ મીનોઇ માર્ગમાં વેગથી વૃદ્ધિગત બનાવવા કાજે, મહાત્મા ત્રીકાળદર્શી અષો જરથુશ્ત્ર સાહેબે ફરમાવી છે. જુવો પ્રરતાવના પુસ્તક પહેલું, ચીત્ર ૧૦ અને ૧૧. સરોષ એટલે તાબેદારી અને શરણાગતથીજ તે આશીષ અને બરકત પ્રાપ્ય છે.

કે જેથી (તારી સહાયતાને લીધે), (તે નર) પૂરજોરથી અમને સુખ દે.

(ગાથા સ્પેન્તોમદ, યસ્ન હા ૫૦, ફ૦ ૫.)

વૅાહૂ ક્ષથ્રૅમ વઇરીમ બાગૅમ અઇબિ-બઇરિશ્તૅમ
વીદીશ્ઍમ્નાઇશ્ ઇઝાચીત્ અષા અન્તર્ૅ-ચરઇતી
શ્યઑથનાઇશ્ મઝ્દા વહિશ્તૅમ.
તત્ ને નૂચીત્ વરેષાને.

સારી સત્તા જે પસંદ કરવાને યોગ્ય તથા ઘણીજ મદદ આપનારી દોલત (છે, તે) અષોઇને લીધે તથા પવિત્ર કાર્યોને લીધે (દુન્યાનાં લોકોમાં) સંપત્તિ, સુખ, ઇત્યાદિ પાંથરે છે.

(ગાથા વોહુક્ષથ્ર, યસ્ન હા ૫૧, ફ૦ ૧.)

ગરો દૅમાને અહુરો મઝ્દાઑ જસત્ પૅાઉરૂયો.

(તે બદલો એટલે ગરોદ્દમાન[1] સ્વર્ગ) (કે જે) ગરોદ્દમાનમાં અહુરમજદે સર્વથી આદિ પ્રવેશ કર્યો. (ગાથા વોહુક્ષથ્ર, યસ્ન હા ૫૧, ફ૦ ૧૫.)

દઇદૂયાઇ...
યઝ્ૅમ્નાઑંઘ્હો નૅમંઘ્હા મઝ્દાઑ રફ્ૅધ્રૅમ ચગેદો.

અહુરમજદના આનંદને[2] આતુરતાથી શોધનાર (તથા) નમ્રતાથી (તેને) યાદ કરનારા (અમે બનયે). (ગાથા વોહુક્ષથ્ર, યસ્ન હા ૫૧, ફ૦ ૨૦.)

યેહ્યા મોઇ અષાત્ હચા વહિશ્તૅમ યેસ્ને પઇતી,
વએદા મઝ્દાઑ અહુરો, યોઇ આઑંઘ્હરેચા હૅન્તિચા,
તાં યઝાઇ ખાઇશ નામેનીશ્, પઇરિચા જસાઇ વન્તા.

જેઓ આગળ થઇ ગયા તથા હાલમાં (વિદ્યમાન) છે, (તેમનામાંના જેઓ) અષોઇથી ઇજશ્ને[3] કરવામાં સર્વથી શ્રેષ્ટ (છે), (તથા જેમને) અહુરમજદ જાણે છે, તેવાં (નર નારી)નું તેમનાં પોતાનાં નામથી હું સ્મરણ કરૂં, તથા ખરા પ્યારથી તેમની નજદીક હું પહોંચું.

(ગાથા વોહુક્ષથ્ર, યસ્ન હા ૫૧, ફ૦ ૨૨.)

ખેન્વત્......
મઝ્દાઑ દદાત્ અહુરો દએનાઇ વંઘ્હુયાઇ યવોઇ વીસ્પાઇ આ.

(દાદાર) અહુરમજદ (તેણીની) સારા ધાતનને લીધે હંમેશ સુધી (તેણીને) ગરોદ્દમાન (સ્વર્ગ) દેશે. (ગાથા વહિશ્તોઈશ્ત, યસ્ન હા ૫૩, ફ૦ ૪.)

---

૧. વૈકુંઠ. ૨. બ્રહ્માનંદ, સચિદાનંદ. ૩. યજ્ઞ, યાગ.

# અન્ય ધર્મોની સરખામણીઓ.

बुद्धीयुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशल्यम् ॥

(ગીતા ૨-૫૦)

બુદ્ધિમાન અત્રે બન્ને રૂડાં અને ભુડાં કાર્યો તજી દેછે; માટે યોગમાં મચ્યો રેહ; યોગ એ કર્મમાં કુશળતાજ છે.

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥
योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ।

(ગીતા ૫ ૬-૭)

યોગ વિના હે મોટા બાહુવાળા! સન્યાસ મેળવવો કઠીણ છે. જે મુની યોગ કરે છે, તે ઝટ બ્રહ્મને પ્રાપ્ત કરે છે. યોગથી યુક્ત બનેલો, શુદ્ધ થયેલો, પોતાને જીતેલો, ઇન્દ્રિયજીત, સર્વ પ્રાણીઓના આત્મારૂપ બનેલો, (કર્મ) કરવા છતાં લેપાતો નથી.

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुद्धये ॥

(ગીતા ૫-૧૧)

યોગીઓ કાયા, મન, બુદ્ધિ અને સર્વે ઇન્દ્રિયો વડે વલગણુ તજીને, આત્માની શુદ્ધિ માટે કર્મ કર્યા કરે છે.

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

(ગીતા ૫-૨૧)

બહારના સ્પર્શોમાં આસક્તિ ન રાખનાર આત્મા પોતામાંજ સુખ મેળવે છે, તે બ્રહ્મ સાથે યોગથી યુક્ત થયેલો, અક્ષય સુખ ભોગવે છે.

योऽन्तःसुखोऽतरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

(ગીતા ૫-૨૪)

જે અંતરમાં સુખી, જે અંતરમાં ખુશી, અંતરમાં પ્રકાશ પામેલો, તે યોગી, બ્રહ્મ બનીને, બ્રહ્મની શાન્તિ મેળવે છે.

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥

(ગીતા ૬ ૧-૨)

જેપણ પોતાનું કર્તવ્ય કર્મના ફળની આશા વિના કરે છે તે સન્યાસી, અને તેજ યોગી; જે અગ્નિ અને ક્રિયા વિનાનો હોય, તે યોગી કે સન્યાસી નથી. જેને સન્યાસ કહ્યો છે તેજ યોગ તરીકે હે પાણ્ડવ! તુ પિછાણુ; જે સંકલ્પો ન ત્યજે તે યોગી થઇ શકતો નથી.

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥

(ગીતા ૬ ૨૧-૨૩)

જેમાં તે અત્યંત સુખ જે ઇન્દ્રિયોથી પર અત્રે જે બુદ્ધિથી મેળવાય છે, અને જેમાં સ્થપાયાથી તત્વથી તે ખસતો નથી; જે મળવે તેનાથી અધિક કાંઇ નથી એમ તે ધારે છે; જેમાં સ્થીર થઇને મોટાં દુઃખથી પણ તે ગભરાતો નથી; તે દુઃખથી છુટકારાને યોગને નામે ઓળખવો. એ યોગને મજબુત નીશ્ચયથી અને નિરાશા વિનાના મનથી ધરી રાખવો જોઇએ.

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

(ગીતા ૬-૪૭)

અને સર્વે યોગીઓમાં જેપણ શ્રદ્ધાવાન અન્તર આત્મા મારામાં રાખી મને ભજે છે, સે મારો સર્વથી વધુ યુકત (યોગી) ગણાય છે.

# રક્ષકો–સોશ્યન્તો.

**ક્ષથ્રૅમચા અહુરાઇ આ યિમ દ્રેગુબ્યો દદત્ વાસ્તારૅમ.**

જે માનવી ગરીબ-લાચારોને માટે રક્ષક (અથવા પોષણ કરનાર) બને છે, (તે) અહુરમજદને માટે (સકળ સૃષ્ટિની) બાદશાહી (કબુલ રાખે છે).[1] (અહુનવર.)

**અહુરમજ્દ.....પર્વરતાર એ પાના એ ખાવર.**

અહુરમજદ જે પોષણ કરનાર, રક્ષણ કરનાર તથા સંભાળ લેનાર સાહેબ છે. (નામ સેતાયશને.)

**પાત નામ અહ્મિ.**

(હું) રક્ષણ કરનાર નામવાળો છું. (હોરમજદ યશ્ત, ક૦ ૧૩.)

**દાદારે જેહાંદાર તવાના એ દાના, એ પર્વર્તાર, એ આફ્રીદગાર એ કેર્રેહ્ગર એ અવક્ષીદાર.**

જગતનો રાખનાર દાદાર અહુરમજદ સર્વ શક્તિમાન તથા માહા જ્ઞાની તથા સર્વનું પોષણ કરનાર તથા સ્રષ્ટા તથા પુણ્યવંત તથા રક્ષક છે. (અરદીબેહસ્ત યશ્તની નીરંગ.)

**આઅત પઓઇરીમ ફ્રેઓમિ નરૅમ અષવનૅમ, યેજિ પઓઇરીમ ફ્રેઓમિ નરૅમ અષવનૅમ, ઇમત્ રઘ્વો રજિશ્ત, ઇમત્ અમેષએઇબ્યો સ્પૅન્તએઇબ્યો, યો અસ્તિ મઇન્યવનાંમ યજતનાંમ, નઇસ્યોનામનાઓ તાઓ બૂજત નરૅમ અષવનૅમ. હચ નસૂમ, હચ હષિ, હચ ઘષિ, હચ સએને, હચ બૂજિ, હચ હએનયાઓ પૅરથુ-અઇનિકયાઓ હચ દ્રફ્ષયાઓ પૅરથુ-ઉજ્ગૅરૅપ્તયાઓ, હચ મઘ્યાઇ દ્રવઇત્યાઇ સાસ્તયાઇ, હચ સ્તરાઇ વઇશ્યાઇ, હચ નરો સાસ્તયાઇ, હચ યાતાઇ, હચ પઇરિકાઇ, હચ ઉરૂવિસ્ત.**

આરંભમાં અષો માણસને હું પસંદ કરૂં છું; અષો[2] માણસને એટલા માટે હું પસંદ કરૂં છું કે તેને સર્વથી મહાન સત્યવાદી રશ્ને યજદ તથા અમેશાસ્પંદો તથા મીનો યજદો, નસુશ (દૈત્ય)થી, હષિ

1. Thy Kingdom Come. ૨. અષોઇનો આરો મહિમાં નોધાવા યોગ્ય છે.

(દૈત્ય)થી, ઘષિ (દૈત્ય)થી, સએની (દૈત્ય)થી, બુજિ (દૈત્ય)થી, (તથા) પુષ્કળ પલટણવાલા લશ્કરથી, ઉચ ધરેલા પોહલા વાવટા (અથવા ભાલા)થી, દુષ્ટ (તથા) જુલમી માણસથી, ધાતુના બનાવેલાં ખંજરથી, જુલમ કરનાર માણસોથી, જાદુગરથી, પરીથી (તથા) ભૂલા પાડે એવા રસ્તાથી બચાવે છે. (ઓરદાદ યશ્ત, ક૦ ૩.)

**દ્રવાસ્પાંમ સૂરાંમ મજ્દધાતાંમ અષઓનીમ યજમઇદે......પૉઉરૂ-સ્પક્ષ્તીમ દૂરાત.**

દૂર વેરથી પુરતી રીતે રક્ષણ દેનાર, અહુરમજ્દની પેદા કીધેલી શૂરી (તથા) અષો દ્રવાસ્પનું અમે ભજન કર્યે છીએ. (ગોશ યશ્ત ક૦ ૧.)

**દ્રવાસ્પાંમ સૂરાંમ મજ્દધાતાંમ અષઓનીમ યજમઇદે......દ્રવો-વર્ંતાંમ અવંઘ્રહે નરાંમ અષઓનાંમ.**

અષો માણસની મદદને માટે, મજબુત બચાવ કરનાર અહુરમજ-દની પેદા કીધેલી, શૂરી (તથા) અશો દ્રવાસ્પને અમે વંદયે છીએ.

(ગોશ યશ્ત, ક૦ ૭.)

**દજ્દિ મે વંઘ્રઉહિ સેવિસ્તે દ્રવાસ્પે તત આયપ્તેંમ......ઉત હે વન્ત અજાનિ સવંઘ્રહવાચિ અરેનવાચિ, યોઇ હૅન કેહ્રપ સ્રએશ્ત જજા-તેએ ગએથ્યાઇચ, યોઇ અબ્દોતેંમે.**

હે ભલી (તથા) સર્વથી અધિક લાભકારી દ્રવાસ્પ! (તુ) મને આ વર દે કે, (હું) શેહરનાજ તથા અરનવાજ (નામની) તેની (ઝોહાકની) બે પ્યારીઓ, (જેઓ) આ દુનિયાની સ્ત્રીઓમાં સર્વથી સોહામણાં શરીરની છે (તથા) જેઓ ઘણાજ ઉંડા ગારમાં (પડેલી છે) (તેમને) હું (તેનાથી) છોડવું. (ગોશ યશ્ત, ક૦ ૧૪.)

**સ્રઓષો અષ્યો દ્રિઘૂમ થ્રાતોતેંમો.**

અષો સરોષ (યજદ) ગરીબ (સન્ત)નું સર્વથી વધુ પોષણ કર-નારો (છે). (સરોશ યશ્ત, હાદોખ્ત ક૦ ૩)

**યથચ પસુશ-હઉર્વાઑંઘ્રહો, અએતત સ્રઑષેંમ અષીમ પઇરિ-બરામઇદે.**

જે પ્રમાણે પસુશ-હરૂન (એટલે પશુના રક્ષક કુતરા), તે પ્રમાણે અષો સરોષ (યજદ), જે પવિત્ર (તથા) વિજયી (તેને) અમે આસ-પાસ રાખ્યે છીએ. (સરોશ હાદોખ્ત યશ્ત, ક૦ ૭.)

**યો દ્રિઘઑશ્ચ દ્રીવ્યાઑસ્ચ અમવત્ ન્માનૅમ્ હાંમ્-તાશ્તૅમ્.**

જે (સરોશ યજદ) ગરીબ માણસનું તથા દરિદ્ર સ્રીનું મજબુત બાંધેલું ઘર (સમાન છત્રપતિ છે). (સરોશ યશ્ત વડી, ફ૦ ૧૦.)

**ઊા અઘ વએઇબ્ય અહુબ્ય, વએઇબ્ય નો અહુબ્ય નિપયાઑ, આઇ સ્રઑષ અષ્ય હુરઑધ, અહેચ અંઘ્રહેઉશ યો અસ્તવતો, યસ્ચ અસ્તિ મનહ્યો. પઇરિ દ્રવતત્ મહ્ર્કાત્ પઇરિ દ્રવતત્ અએષ્માત્, પઇરિ દ્રવઇતિબ્યો હએનેબ્યો.**

હે સુંદર, અષો સરોષ (યજદ)! અત્રે બન્ને હસ્તિ (ભાવો)માં (તથા) બે દુનિયામાં હમારી તું રક્ષા કરજે. આ જગત જે જડ તથા (બીજી) જે અદ્રશ્ય (મિનોઇ) છે, (ત્યાં) (તું અમારી જતન કરજે). ધસી આવનારાં મોતથી, ધસી આવનારા એશમ[1] દૈત્યથી, ધસી આવનારાં સૈન્યોથી, (હે અષો સરોષ યજદ!) તું અમારૂં લાલનપાલન કરજે. (સરોષ યશ્ત વડી, ફ૦ ૨૫.)

**વીસ્પે તૅર્સૅન્તિ પૅરૅનિને અવથ આવયચિત્ તનુયે.**

જેમ મારાં (અહુરમજદનાં) તનથી[2] (ડરે છે) (તેમ) સઘળાઓ (તે) પીછ (જે પેષો-પરેન નામના પક્ષીનું છે તે) રાખનારથી ગભરાય છે. (બેહેરામ યશ્ત, ફ૦ ૩૮.)

**અમૅમચ વૅરૅથ્રગ્નૅમચ આફ્રીનામિ, દ્વ પાતાર, દ્વ નિપાતાર, દ્વ નિશહ્રેતાર.**

અમ (ફરેશ્તો) (તથા) બેહરામ (યજદ) (જે) બે સાચવનાર, બે રક્ષણ કરનાર (તથા) બે જતન કરનાર (છે, તેમ)ને હું ભજું છું. (બેહેરામ યશ્ત, ફ૦ ૪૫.)

**નિપાતારૅમ્ વૉહુ બઇરે, પાતારૅમ્ તનુયે બઇરે હઑમૅમ્.**

હોમ (જે) સારી (વસ્તુ) નું સંરક્ષણ કરનાર, (તેને) હું મારી પાસે રાખું (તથા) (હોમ) (જે) તનને જાળવનાર (તેને) હું મારી પાસે રાખું. (બેહરાંમ યશ્ત, ફ૦ ૫૭.)

૧. ક્રોધના. ૨. અત્રે અહુરમજદનાં તનનો ઇશારો મળે છે. અહુરમજદ વીશ્વરૂપ ધારણ કરે તો તે કેટલું ભયંકર અને મહા ઉગ્ર હોય છે, તે ભગવદગીતાના ૧૧ માં विश्वरूप दर्शनयोग નામના અધ્યાયમાં વિસ્તીર્ણ જણાવ્યું છે, તે સરખાવી જોવે સમજાશે.

**યાંમ્ અજૅમ્ યો અહુરો મઝ્દાઑ હુઝ્વાર્ન ઉઝ્બઇરે, ફ્રદથાઇ ન્માનહેચ વીસહેચ જન્તેઉશ્ચ દંઘ્હેઉશ્ચ, પાથ્રાઇચ હરૅથ્રાઇચ અઇ-વ્યાક્ષ્ત્રાઇચ નિપાતયએચ નિશંઘ્નહરૅતયએચ.**

જે (અરદ્વીસુર)ને હું જે અહુરમજદ (તેણે) ઘરની, મોહોલ્લાની, કસ્બાની તથા દેશની સંપત્તિને માટે, સંભાળને માટે, રક્ષણને માટે, જતનને માટે, બચાવને માટે તથા પાલનને માટે પુરતાં બળથી પેદા કીધી.

(આવાં યશ્ત, ફ૦ ૬.)

**તાંમ્ યજત પૅાઉર્વો યો વિફ્રો નવાઝો, યત્ દિમ્ ઉસ્ઇચ ઉઝ્ ફ્રાંનયત્, વૅરૅથ્રજાઑ તખ્મો થ્રએતઑનો, મૅરૅઘહે કૅહ્ર્પ કહ્ર્કાસહે.**

હો અવથ વજત, થ્રિ-અયરૅમ થ્રિ-ક્ષપરૅમ, પઇતિશ્ ન્માનૅમ્ યિમ્ ખએપઇથીમ્; નોઇત અઑર અવોઇરિસ્યાત. થ્રઑશ્ત ક્ષફ્નો થ્રિત્યાઑ, ફ્રાખ્મત્ ઉષાઑઘ્નૅમ્ સૂરયાઑ, વીવઇતીમ્. ઉપ ઉષાઑઘ્નૅમ્ ઉપ-જ્મયત્, અરૅદ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ્.

અરૅદ્વી સૂરે અનાહિતે, મૅાષુ મે જવ અવંઘ્હે, નૃરૅમ્ મે બર ઉપસ્તાંમ્.

તેણીને વિફ્નવાજ (નામના) તરવાવાળાએ આરાધી.

જ્યારે જોરાવર (તથા) જયકારી ફરેદુને તેને (વિફ્નવાજને) ગીદ્ધ પક્ષિના રૂપમાં ઉંચે ઉડાડી મુકયો.

તે (વિફ્નવાજ) એ પ્રમાણે પોતાને ઘર (પહોંચવાને) માટે ત્રણ દહાડા (તથા) ત્રણ રાત સુધી ઉડયા કીધો, (પણ) નીચે આવી શકયો નહીં. ત્રીજી રાતને છેડે, શૂર આપનારાં પરોઢયાંનાં આવી પહોંચવાથી, પવનની લહેરીવાળા પ્રભાતને સમયે, (તેણે) નિર્મળ અરદ્વીસૂરને (નીચે મુજબ) મદદને માટે વિનંતી કીધી.

હે નિર્મળ અરદ્વીસૂર! ઝટ મારી સહાયને માટે તું આવ; હવે (તું) મને ટેકો દે. (આવાં યશ્ત ફ૦ ૬૧-૬૨-૬૩.)

**તા બા અષ તા અર્ષુખ્ધ, અરૅદ્વી સૂરે અનાહિતે, યત્ મે અવવત્ દએવયસ્નનાંમ્ નિજતૅમ્, યથ સાર્રૅમ્ વર્સનાંમ્ બરામિ. આઅત્ મે તૂમ્ અરૅદ્વી સૂરે અનાહિતે, હુરૅકૅમ્ પૅષુમ્ રએચય તરો વંઘ્નઉહીમ્ વીતં-ઘ્નઉહતીમ્.**

**(નોદર કુલના ગુસ્તહેમે આમ આરાધી) હે નિર્મળ અરદ્વીસૂર! અવશ્ય આ (વાત) ખરી (છે), આ (વાત) અષો કહેલી (છે), તે એ કે મારાં**

માથા ઉપર જેટલા બાલ હું રાખું છું, તેટલા દૈત્યના પુજારીઓને (મેં) હણેલા[1] (છે), એટલા માટે મારે માટે તું, હે નિર્મળ અરદ્વીસૂર! ખુબી-વાળી વીતંઘ્રઉહઇતિ (નામની નદી)ની આરપાર (જવાને) સુકો માર્ગ કરી આપ! (આવાં યશ્ત, ફ૦ ૭૭.)

ઍરૅજ્વો અષાઉમ્ સ્પિતમ, થ્વાંમ્ દથત અહુરો મજ્દાઑ, રતૂમ્ અસ્તવઇથ્યો ગએથયાઑ; માંમ્ દથત્ અહુરો મજ્દાઑ, નિપા-થ્રીમ્ વીસ્પયાઑ અષઑનો સ્તોઇશ. મન રય ખ્રૅનંઘ્રહચ, પસ્વ-સચ સ્તઑરાચ ઉપઇરિ જાંમ્ વીચરૅન્તિ મશ્યાચ બિજંગ્ર. અજ઼ૅમ્ બોઇત્ તૂમ્ તા નિપયેમિ વીસ્પ વૉહૂ મજ્દધાત અષ-ચીથ્ર, માંનયૅન્ અહે યથ પસૂમ્ પસુ-વસ્ત્રૅમ્.

(આવાં અરદ્વીસૂરે કહ્યું કે) અએ શુદ્ધ (તથા) અષો સ્પીતમાન (જરથુશ્ત્ર)! (દાદાર) અહુરમજદે તને જડ દુન્યાના (ધર્મના) નેતા તરીકે પેદા કીધો, (અને) (દાદાર) અહુરમજદે મને અષો (અહુરમજદ)ની સઘળી સૃષ્ટિના પાલન કરનાર તરીકે પેદા કીધો, મારાં તેજ તથા પ્રતાપને લીધે પશુઓ, ઢોરો (તથા) બે પગવાળા માણસો (આ) પૃથ્વી ઉપર પોતાનું જીવન ગાળે છે. જે પ્રમાણે પશુનું વસ્ત્ર (એટલે પશુના આંગ ઉપ-રનું ઉન) પશુને (નુકસાનથી) (બચાવે છે), (તેમ) અહુરમજદની સર-જેલી અષોઇનાં બીજની સકળ આશીષોનું હું જરૂર જતન કરૂં છું, (તેમજ) તું (પણ) તે (આશીષો)નું (રક્ષણ કરે છે). (આવાં યશ્ત, ફ૦ ૮૯.)

યેંઘ્રહે અશ્ત રાતયો, વીસ્પાહુ પઇતિ બરૅજાહુ, વીસ્પાહુ વએધ-યનાહુ, સ્પસો આઑંઘ્રહઇરે મિથ્રહે, મિથ્રો-દ્રુજૅમ......હિશ્મરૅન્તો, યોઇ પઉર્વ મિથ્રૅમ્ દ્રુજૅન્તિ, અત્રએષાંમચ પથો પાઑન્તો, યિમ્ ઇસૅન્તિ મિથ્રો-દ્રુજો, હઇથીમ્ અષવ-જનસ્ચ દ્રવન્તો.

અવાઑ પવાઑ, પસ્ચ-પવાઑ, પરો-પવાઑ, સ્પશ્ વીધ્રએત અધ્રઑયસ્નો, ક્રા અંઘ્રહે વીસઇતિ, મિથ્રો યો વૉઉરૂ-ગઑયઑઇતિશ, યહ્માઇ ક્રિશ્ન અવિ મનો, મિથ્રો જસઇતિ અવંઘ્રહે, યો બએવરૅ-સ્પસનો સૂરો વીસ્પો-વીધ્વાઑ અધ્રઑયસ્નો.

જેના (મેહર યજદના) આઠ મીત્રો સઘળાં ઉચ સ્થળો ઉપરથી (તથા) સઘળા બુરજો ઉપરથી, મેહર યજદના ચોકસી રાખનારા સમાન,

---

૧. મારેલા.

કોલ તોડનારને તપાસનારને તપાસનારા જાશુક બેઠેલા હોય છે. (વળી) જેઓ કોલ તોડે છે (તેમને) તે (મીત્રો) પ્રથમથી લક્ષમાં રાખનારા (તથા) (તેમને) યાદ રાખનારા (હોય છે). (વળી) તે (કોલ તોડનારા) ઓમાંના બધો માણસને મારનારા ભુડાં માનવીઓ, (મેહર યજદના) માર્ગ ઉપર ખરેખર (અથવા જાહેર રીતે) (જવાને) ઇચ્છે છે, (તે માર્ગોને) (તે મીત્રો) સંભાળનાર (છે).

દશ હજાર આંખોના જેટલી જોવાની શક્તિ ધરાવનાર, શૂરો, સર્વજ્ઞ (તથા) ન ઠગાએલો (મેહર યજદ), પોતાનાં પૂર્ણ દિલથી જેને મદદ કરવાને માટે જાય છે, તેને માટે તે ન ઠગાએલો, બહોળાં ક્ષેત્રવાળો, મેહર યજદ મદદગાર, બચાવનાર, પાછળથી બચાવનાર, આગળથી બચાવનાર, ચોકસી કરનાર (તથા) સર્વે દીશાઓથી (તેનુ) પાલન કરનાર તરીકે થાય છે, (અથવા આવે છે.)

(મેહર યશ્ત, ફ૦ ૪૫-૪૬.)

**અઝેમ વીસ્પનાંમ દામનાંમ, નિપાત અહ્નિ હ્વપો, અઝેમ વીસ્પનાંમ દામનાંમ, નિશહર્ત અહ્નિ હ્વપો.**

(મેહર યજદ દાદાર અહુરમજદને અરજ કરે છે) હું ખુબી ધરાવનાર (તથા) સઘળી પેદાયશોનો બચાવનાર છું, હું ખુબીવંતો (તથા) સર્વ પેદાયશોનો રક્ષક છું. (મેહર યશ્ત, ફ૦ ૫૪.)

**યેઇધિ જી મા મશ્યાક અઓખ્તો-નામન યસ્ન યજયન્ત, યથ અન્યે યજતાઓંધ્રહો અઓખ્તો-નામન યસ્ન યજેન્તિ, ફ્રા નુરૂયો અષવઓયો, થ્વરૂશતહે જરૂઆયુ ષુષુયાંમ બહે ગયેહે ખ્વન્તો અમેષહે, ઉપ થ્વરૂશતહે જઘ્નમ્યાંમ.**

જેમ (માણસો) બીજા યજદોને પ્રખ્યાત યજશ્નેથી ભજે છે, (તેમ) જો તેઓ ખ્યાતિ પામેલી યજશ્નેથી મને ભજે તો, જરૂર બધો માણસોને માટે નિર્મિત સમયે હું જાઉં, મારી પોતાની સુંદર (તથા) અમર જીવનના ચોક્કસ (વખતે) (બધો માણસોની સહાયને માટે) હું જાઉં. (મેહર યશ્ત, ફ૦ ૫૫.)

**વસો-યાનેંમ વસો-ગઓયઓઇતીમ અતઉર્વયો ઇત્ર ક્ષુયન્તેંમ વાસ્રીમ, વસો-યઓનાઇ ઇન્તાંમ હુધાઓંધ્રહેંમ, યો બએવર્-સ્પસાનો સૂરો વીસ્પો-વીધ્વાઓ અધઓયમ્નો.**

(મેહર યજદ) બક્ષેશો ઉપર સત્તા રાખનાર (તથા) ખેતરની ઉપર અધિકાર રાખનાર, (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતને દુઃખ દેનાર, સારાં જ્ઞાનવાળો (છે). (વળી) જે દશ હજાર આંખના જેટલી જોવાની શક્તિ ધરાવનાર, શૂરો, ચોમેરની ખબર રાખનાર (તથા) ન ઠગાયલો (છે).
(મેહર યશ્ત, ક૦ ૬૦.)

**ઍરેદ્વો-જંગૅમ જઐનંઘ્નહુન્તૅમ, સ્પસૅમ તખ્મેમ્ વ્યાખનૅમ, ફ્રત્-આપૅમ જવનો-સ્તૅમ.**

(મેહર યજદ) (જે) ખડે પગે ઉભું રહેવાની શક્તિ ધરાવનાર, હુશ્યાર રાખનાર, હુશ્યાર, બળવંતો, અનજુમનમાં સરદારી ભોગવનાર, પાણીની આબાદી કરનાર (તથા) મદદને માટે કીધેલી અરજને સંભાળનાર (છે), (તેને) (અમે પુજયે છીએ.) (મેહર યશ્ત, ક૦ ૬૧.)

તૂમ્ તા દઇંઘ્નહાવો નિપાહિ, યા હુઍરૅતીમ યાતયેઇતિ, મિથ્રહે વૉઉરૂ-ગઑયઑઇતોઇશ. તૂમ્ તા ફ્રસ્ચિન્દયેહિ, યા રાંક્ષ્યેઇતીશ દઇંઘ્નહાવો. આચ શ્વા જ઼બયાઇ અવંઘ્નહે. આચનો જમ્યાત્ અવિ અવજ્યાઇ ઉગ્રો, અઇવિથ્રૂરો યેસ્ન્યો વહ્મ્યો મિથ્રો રઐવાઑ દઇંઘ્નહુપઇતિશ.

જે (દેશો) (તું) બહોળાં ક્ષેત્રવાળા મેહર યજદની સારી ભેટ લઇ જાય છે તે દેશોનું, (હે મેહર યજદ!) તું જતન કરે છે. (વળી) જે દુઃખ દેનારાં (અથવા પાપી) દેશો, તેમને તું તોડી નાખે છે. મદદને માટે, (હે મેહર યજદ) તને હું બોલાવું છું. જોરાવર, પ્રબળ, યજશ્નીને લાયક, આરાધનાને લાયક (તથા) તેજવાળો દેશપતિ મેહર યજદ અમારી કુમકને માટે આવે! (મેહર યશ્ત, ક૦ ૭૮.)

**તૂમ્ મએથનહે પાત, નિપાત અહિ અદ્રુજાંમ; તૂમ્ વરૅજાનહે પઇતિ, નિશ્-હરૅત અહિ અદ્રુજાંમ.**

જુઠું ન બોલનારાઓના મુકામનું, (હે મેહર યજદ!) તું રક્ષણ કરનાર (તથા) જતન કરનાર છે; જુઠું ન બોલનારાઓના કારખાનાંનો (અએ મેહર યજદ!) તું સંભાળ રાખનાર છે. (મેહર યશ્ત, ક૦ ૮૦.)

**યિમ વીસ્પો વીસ્-પઇતિશ બાવ ઉસ્તાનજસ્તો જ઼બયેઇતિ અવંઘ્નહે; યિમ ન્માનહે ન્માનો-પઇતિશ બાધ ઉસ્તાનજસ્તો જ઼બયેઇતિ અવંઘ્નહે; યિમ દ્રાયિન પિથે હચિમ્ન બાધ ઉસ્તાનજસ્તો જ઼બયેઇતિ**

**અવંઘ્રહે. યિમ્ દર્ઘુશચિત્ અષો-તૃકએષો, અપયતો હ્વાઇશ્ દાતાઇશ, બાધ ઉસ્તાનજસ્તો જ઼બયેઇતિ અવંઘ્રહે.**

જે (મેહર યજદ)ને, મોહલ્લાનો ધણી (આજેજીર્થી) (આકાશ તરફ) હાથ ઉંચા કરીને મદદને માટે જરૂર બોલાવે છે. જે (મેહર યજદ)ને ઘરનો ઘરધણી (આજેજીર્થી) હાથ ઉંચા કરીને સહાયને અર્થે અવશ્ય બોલાવે છે. જે (મેહર યજદ)ને (લોકોને) બારણે ભટકનાર (તથા) ખોરાકને માટે રખડતો (માનવી) (વિનંતીથી), (આકાશ તરફ) હાથ ઉંચા કરીને, ટેકાને કાજે જરૂર બોલાવે છે. જે (મેહર યજદ)ને અષોઇના ધારા પ્રમાણે ચાલનાર (પણ) હાડમાર થયેલો સન્ત, પોતાના કાયદા પ્રમાણે, શરણાગતથી હાથ ઉંચા કરીને, મદદને માટે જરૂર પ્રાર્થના કરે છે. (મેહર યશ્ત, ફ૦ ૮૪.)

યા વરેત અજિન્ન બાધ ઉસ્તાનજસ્તો જ઼બયેઇતિ અવંઘ્રહે ગવદ્થીમ પઇતિશમરેન્ન; કધ-નો અર્ષ ગવદ્થીમ અપયાત્ પસ્કાત્ વજ઼ેમ્નો મિથ્રો યો વૉરૂ-ગઑયઑઇતિશ્; કધ-નો ફ્રઑઉર્વઅસયાઇતિ, અષહે પઇતિ પન્તાંમ, દ્રુજા વએરૅન્દ અર્જ઼ેમ્નાંમ.

જે આડે માર્ગે ગયલી (ભુલી પડેલી) (ગાય)[1] (તે) (પોતાનાં) તબેલાને યાદ કરતી (પોતાની જગ્યાએ પાછી જવાની અભિલાષા રાખતી) (અતિ દીનતાથી) (પોતાના) આગલા પગ ઉંચા કરીને કુમકાર્થે (મેહર યજદ)ને ખચીત બોલાવે છે, કે (તે) બહોળાં ક્ષેત્રવાળો, બહાદુર મેહર યજદ સીધે માર્ગે લાવ્યા પછી, કયારે અમને (અમારાં) દેહલામાં પહોંચાડશે? (તથા) દ્રુજના આડે માર્ગનાં સ્થળમાંથી (ફેરવીને), અષોઇના રસ્તા તરફ કયારે અમને પાછા લઇ જશે? (મેહર યશ્ત, ફ૦ ૮૬.)

**ફ્રા-હે મજ઼દાઑ હ્વાપાઑ રતુથ્વૅમ બરાત ગએથનાંમ; યોઇ-ધ્વા વએનેન્ દામોહુ અહ્નૂમ રતૂમચ ગએથનાંમ, યઑજ઼દાતારૅમ આઑઘ્રહાંમ દામનાંમ વહિશ્તાંમ.**

ખુબીવાળા અહુરમજદે (મેહર યજદ)ને દેશોની સરદારી અર્પણ કીધી. અમેષાસ્પંદોએ સૃષ્ટિમાંથી તને, (હે મહેર યજદ!) (આ) દુનિ-

૧. ગાય શબ્દનો ભેદી અર્થ પ્રાણી માત્ર થાય છે, તે આ ફકરાના છેવટનાં વાકય ઉપરથી સ્પષ્ટ થાય છે.

યાંના ધણી અથવા સરદાર તરીકે તથા આ સૃષ્ટિને સર્વોતમ સ્વચ્છતા આપનાર તરીકે જોયો. (મેહર યશ્ત, ફ૦ ૯૨.)

**યિમ્ હર્તાર્મચ અઇવ્યાક્તાર્મચ ફ્રદથત્ અહુરો મઝ્દાઑ વીસ્પયાઑ ફ્રવોઇશ્ ગએથયાઑ; યો હર્તચ અઇવ્યાક્તચ વીસ્પયાઑ ફ્રવોઇશ્ ગએથયાઑ. યો અનવંઘ્નઉહ્વ્ર્દ્સ્નો જએનંઘ્હ નિપાઇતિ મઝ્દાઑ દામાંન; યો અનવંઘ્નઉહ્વ્ર્દ્સ્નો જએનંઘ્હ નિશ્હઉર્વઇતિ મઝ્દાઑ દામાંન્.**

જે (મેહર યજદ)ને (દાદાર) અહુરમજદે સઘળી ફરતી દુન્યાનો રક્ષક તથા ચોકસી કરનાર ઠેરવ્યો. જે સકળ ફરતી જગતનો બચાવનાર તથા ચોકસી કરનાર (છે). જે (મેહર યજદ) ઉંઘાયા વિના જાગૃતપણે અહુરમજદથી પેદાયશોનું પાલન કરે છે; જે ઉંઘાયા વિના જાગૃતપણે અહુરમજદના માર્ગનો બચાવ કરે છે. (મેહર યશ્ત, ફ૦ ૧૦૩.)

**યતચિત ઉષસ્તઇરે હિંદ્વો આગેઉર્વયેઇતે, યતચિત દઑષતઇરે નિઘ્ને, યતચિત સનકે રંઘ્હયાઑ.........જંમો.**

**તંમચિત્ મિથ્રો હંગ્રૅફ્ષૅમ્નો પઇરિ અપય બાજુવે.**

જે (કોલ પ્રમાણે ચાલનારા માણસ) પૂર્વ દિશાએ હિંદુસ્તાન સુધી (હોય), (અથવા તો) જે પશ્ચિમ દિશાએ 'નીનીવે' સુધી (હોય), (અથવા તો), જે રંઘ્હ (તાઇગ્રીસ નદી)ના દક્ષિણ ભાગ તરફ (હોય), (અથવા તો) જે આ પૃથ્વીના છેડા તરફ (હોય), (તોપણ તેને મેહર યજદ) મદદ દે છે.

મેહર યજદ (પોતાના કોલ પ્રમાણે ચાલનારને) પકડીને તેની આસપાસ (પ્રેમથી) વળગી રહે છે. (મેહર યશ્ત, ફ૦ ૧૦૪-૧૦૫.)

**આઇ મિથ્ર વૉઉરૂ-ગઑયઑઇતે, ન્માન્ય રત્વો વીસ્પ જન્તુમ દખ્યુમ જરથુશ્ત્રોતૅમ.**

ઘરનો રક્ષક, મોહલ્લાનો રક્ષક, કસબાનો રક્ષા કરનાર, દેશનો બચાવ કરનાર, (તથા) વડા ધર્મ ગુરૂની જતન કરનાર સરદાર, હે બહોળાં ક્ષેત્રવાળા, મેહર યજદ! (મેહર યશ્ત, ફ૦ ૧૧૫.)

**મિથ્રો વીસ્પે મઝ્દયસ્નનાંમ્ યાંમ્ અષઑનાંમ્ ઍરેંધ્વાચ કેરેંધ્વાચ.**

મેહર યજદ સઘળા અષો માજદયસ્નોનો સહાયક તથા (તેમને માટે) કાર્ય કરનાર (છે). (મેહર યશ્ત, ફ૦ ૧૨૦.)

**તૅમંઘ્હાચ જઘાઉરૂમ અઘઍાયસ્નૅમ.**

(મેહેર યજદ) અંધકારમાં ચોકાશી રાખનાર (તથા) કોઇથી ન ઠગાએ એવો છે. (મેહર યશ્ત, ક૦ ૧૪૧.)

**ઉર્વથાંમચિત જભયેમિ, અવિ ઇમત વરો ઉઝ્દાતૅમ, અવિ આતરૅમચ બર્ૅસ્માચ અવિ પૅરૅનાંમ વીઘ્જારયેઇન્તીમ. અવિ રઍાઘ્ન્યાંમ વરંઘ્હૅમ, આજ્જુઇતીમચ ઉર્વરનાંમ.**

**.....અવિ ઇમત વરો ઉઝ્દાતૅમ, અવિ આતરૅમચ બર્ૅસ્માચ, અવિ પૅરૅનાંમ વીઘ્જ઼ારયેઇન્તીમ, અવિ રઍાઘ્ન્યાંમ વરંઘ્હૅમ, આજ્જુઇતીમચ ઉર્વરનાંમ. હથ વાત વૅરૅથ્રાજનો, હથ દામોઇશ ઉપમનો, હથ કવએમ ખરૅનો, હથ સઍાકે મઝ્દધાઇતે.**

આ તૈયાર કીધેલી ભેટ તરફ, આતશ તથા બરસમ પ્રત્યે, પુષ્કળ દુધની (ભેટ) આગળ, રોગન સાથની ભેટ નજદીક (તથા) ઝાડોના રસ તરફ, (રશ્ને યજદની) મીત્રતાને હું મદદે બોલાવું છું.

(ઉપલી ભેટો તરફ) વિજયી પવન સાથે, દામિ ઉપમન (નામના ફરેશ્તા) સાથે, કયાની ખુરેહ સાથે (તથા) અહુરમજદના સરજેલા સઓક (નામના ફરેશ્તા) ભેગો (આવીને) તારી મદદે પહોંચશે.

(રશ્ને યશ્ત, ક૦ ૫–૬.)

**યથ મે જસૅન્ અવંઘ્હે, યથ મે બરૅન્ ઉપસ્તાંમ, ઉગ્રાઍ અષઍાનાંમ ફ્રવષયો.**

(દાદાર અહુરમજદે જરથુશ્ત્રને કહ્યું) જેવી રીતે અષોના જોરાવર ફરોહરો મારી મદદે આવ્યાં, (તથા) જેવી રીતે (તેમણે) મને ટેકો આપ્યો. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૧.)

**આઍાઘ્હાંમ રય ખરૅનંઘ્હચ, વીધારએમ જરથુશ્ત્ર અર્ૅમ બરૅથ્રિબ્વ પુથ્રે પઇતિ–ઽર્ૅતે અપરઇરિથિન્તો આદાતાત વીવાતઍાત.**

(દાદાર અહુરમજદ કહે છે) તે (ફરોહરો)ના તેજ તથા પ્રતાપથી હું બચ્ચાંઓને માયો(નાં પેટ)માં વીધોતુ (નામના) દૈત્યના હુમલાથી બચેલાં (તથા) મરણ ન પામતા ટકાવી રાખું છું. (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૧.)

**યેઇધિ જી મે નોઇત દઇધીત ઉપસ્તાંમ ઉગ્રાઍ અષાઉનાંમ ફ્રવષયો, નોઇત મે ઇધ્ર અઍાઘ્હાતૅમ પસ્વીર, યા સ્તો સરૅધનાંમ વહિશ્ત.**

**કારણકે જો અષો (લોકો)નાં બળવાન ફરોહરો મને કુમક ન હેત તો, મારાં પશુ તથા માણસો જે ઉત્તમ પ્રકારના છે, (તેઓ) અત્રે (આ દુન્યામાં) પ્રાણ ધારણ ન કરત.** (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૨.)

**અષાઉનાંમ્ વંઘૂઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઈદે. યાઓ...અનુ-વર્શતવસ્તેમાઓ ફ્રસ્ચિન્બનનાંમ્.**

અષોનાં ભલાં, શૂરાં (તથા) દુન્યાનું કલ્યાણ કરનાર ફરોહરોને અમે ભજ્યે છીએ; જેઓ......ટેકો આપનારાંઓમાં સર્વથી વધુ દ્રઢ (છે). (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૨૬.)

**તાઓ મજ્દાઓ જબયત અવંઘ્રહે, અવંઘ્રહેચ આનો વીદ્ધિવાર અપસચ જેમસચ ઉર્વરયાઓસચ.**

અહુરમજ્દે તેમને (ફરોહરોને) તે આકાશની, પાણીની, જમીનની તથા વનસ્પતિની મદદને કાજે બોલાવ્યાં. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૨૮.)

**અરેદ્રાઓ તખ્માઓ અઓજંઘ્રઉહ્ઠતીશ અના-માથ્વાઓ બ્રાથ્રવઇતીશ ખાંપરાઓ બઅપજયાઓ.**

(જે ફરોહરો) ખક્ષેશ કરનારાં, મજબુત, બળવંત, વિચારી ન શકાએ એવાં, સુખાકારી દેનારાં, સંભાળ લેનારાં (તથા) આરોગ્યતા (તંનદરૂસ્તી) આપનારાં છે. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૩૨.)

**યાઓ અવ-જબયતો અવંઘ્રહે વ્યાંસચ વ્યાંનસચ. અપતેએ જબયેઇતિ વ્યાંસ, અપ-ગતેએ વ્યાંનો.**

જેઓને પુઠે લાગનારો તથા ન્હાસી જનારો (બન્ને) સહાયને સારૂં બોલાવે છે. પુઠે લાગનારો (તે નહાસી જનારને) પકડવાને કાજે, (અને) નહાસી જનારો (તેની પુઠે લાગનારથી) બચી જવાને (ફરોહરોને મદદને માટે બોલાવે છે). (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૩૫.)

**શ્વાયેમ્ પસ્કાત ફ્રવજેન્તે, અવંઘ્રહે નરાંમ્ અષઓનાંમ્, આંજંઘ્રહે દુજ્વર્શતાવરેજાંમ્.**

ત્યાર પછી અષો માણસોની કુમકને માટે, (તથા) દુષ્ટ કાર્ય કરનારાઓના સંકટને[1] માટે (તેઓ) વેગથી જાય છે.

(ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૩૯.)

૧. શીક્ષાને.

**વી અન્તરે જાંમ અસ્મનૅમચ સતવએસો વીજસાઇતિ, તચત-આપો જવનો-સ્રુતો તચત-આપો ઉક્ષ્યત-ઉર્વરો સ્રીરો બાન્વાઑ રઑક્ષ્નૅમાઑ, થ્રાથ્રાઇ પસ્વાઑ વીરથાઑ થ્રાથ્રાઇ અઇરયનાંમ દખ્યુનાંમ, થ્રાથ્રાઇ ગેઉશ પંચો-હ્યાઑ, અવંઘ્રહે નરાંમ અષઑનાંમ.**

પશુ તથા માણસના પોષણને સારૂં, આર્યન દેશોના પોષણને કાજે, પાંચ જાતનાં જાનવરોનાં પોષણને સારૂં, (તથા) અષો માણસોને ટકાને માટે, પાણીને વહેતું કરનાર, મદદને માટે વિનંતીને સાંભળનાર, પાણીને સર્વત્ર પહોંચતું કરનાર, (તથા) ઝાડપાનોને વધારનાર, સોહામણો, પ્રકાશિત (તથા) ઝળકતો સતવએસ (નામનો તારો) જમીન તથા આકાશની મધ્યમાં આવી પહોંચે છે.

(ફ્રવર્દીન યશ્ત, ક૦ ૪૪.)

**આઅત યત આપો ઉજ્બરૅન્તે સ્પિતમ જરથુશ્ત્ર, જ્રયંઘ્રહત હચ વૉઉરૂ-કષાત ખરૅનસ્રચ યત મજદધાતૅમ. આઅત ફ્રષ્સૅન્તિ ઉગ્રાઑ અષાઉનાંમ ફ્રવષયો, પઑઇરીશ પૉઉરૂ-સતાઑ, પઑઇરીશ પૉઉરૂ-હજંઘ્રાઑ, પઑઇરીશ પૉઉરૂ-અએવનો.**

જ્યારે (ફરોહરો) વોઉરૂકશ સમૂદ્રમાંથી પાણીઓને (તથા) અહુરમજદના પેદા કીધેલાં (આર્યન) ખોરેહને ઉપર લાવે છે ત્યારે,[1] હે સ્પીતમાન જરથુશ્ત્ર! અષો (માનવો)નાં બલીન ફરોહરો, (જે) પુષ્કળ (તથા) ઘણાં સેંકડો, પુષ્કળ (તથા) ઘણાં હજારો, પુષ્કળ (તથા) ઘણાં દશ હજારો, (તેઓ) આગળ જાય છે. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૬૫.)

**આઅત યત બવઇતિ અવિ-સ્પરતો સાસ્ત દંઘ્રહેઉશ હમો-ક્ષથ્રો, અદ્‌વર્યથએઇબ્યો પરો ત્બિષ્યંબ્યો, તાઑ હસચિત ઉપ-જ્બયેઇતે ઉગ્રાઑ અષાઉનાંમ ફ્રવષયો.**

**તાઑ હે જસાઑન્તિ અવંઘ્રહે, યેજિ-ષે બવઇન્તિ અનાજરૅતાઑ ક્ષ્નૂતાઑ અઇનિતાઑ, અત્બિશતાઑ ઉગ્રાઑ અષાઉનાંમ ફ્રવષયો. તાઑ દિમ અવ નિક્રાવયેન્તે, માંનયૅન અહે યથ ના મૅરૅઘો હુપરૅનો.**

જ્યારે કોઇ દેશનો સ્વતંત્ર છત્રપતિ, દ્વેષ રાખનારા અરિઓથી અણધાર્યો ઘેરાઇ ગયેલો હોય છે, (ત્યારે) તે અષોનાં આ વિજયી ફરોહરોને મદદે બોલાવે છે.

---

૧. સરખાવો સુરો અને અસુરોનું ભેગું મહાસાગરનું મથન અને તેમાંથી અમૃતનું ઉત્પન્ન થવું, જે પુરાણોમાં જાણીતું છે.

અષોનાં બળવાન ફરોહરો તેનાથી નારાજ ન થયેલાં (પણ) આનંદ પામેલાં હોય છે. તો, તેઓ તે (દેશપતિની) સહાયે જાય છે. (વળી) સારી પાંખવાળાં પક્ષિ (રૂપી) માણસની માફક (સહાયતા માટે), તેઓ તેની તરફ ઉડીને જાય છે. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૬૯-૭૦.)

ઉપ-તૂ-નો ઇધ યાઓ અષઓનાંમ્ મોષુ ઇસિન્તુ ફ્રવષયો, તાઓ નો જસૅન્તુ અવંઘ્રહે. તાઓ નો આંજહુચિત્ હતો થ્રાયેઇન્તે અઇવિ-દૅરૅશતાઇચ અવેબિશ; અઓમ્ન અહુર મજ્દ; સ્રઓષચ અષ્ય સૂર માંથ્રચ સ્પૅન્ત વીધુદુષ.

અષોના જે ફરોહરો (તેઓ) અત્રે (આ જગતમાં) ઝટ હમારી ઉપર જરૂર પ્રીત રાખે! (તથા) તેઓ અમારી મદદે આવે! (વળી) તે (ફરોહરો) અમે જીવતાંઓને સંકટની વેળા (પોતાની) મજબુત મદદથી બચાવે! (વળી) (તે ફરોહરો) અહુરમજદની મારફતે, શૂરા અષો સરોષ યજદની મારફતે, વિદ્વાન માંથ્ર સ્પેન્તની મારફતે (અમને) સહાયક (બને)! (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૪૫-૧૪૬.)

યોઇ હૅન્તિ આઓંઘ્રહાંમ દામનાંમ્, યત્ અહુરહે મજ્દાઓ દાત-રસ્ચ મરૅક્ષતરસ્ચ થ્વરૅક્ષતરસ્ચ અઇવ્યાક્ષતરસ્ચ નિપાતરસ્ચ નિશહ-રૅતરસ્ચ.

જે (અમેષાસ્પંદો), (દાદાર) અહુરમજદની આ (સઘળી) વિશ્વના સૃષ્ટા (તે સર્જનને) પવીત્ર કરનારા, (તેમના) ઘાટ ઘડનારા, (તેની) જતન કરનારા, (તેની) સંભાળ રાખનારા તથા (તેનું) રક્ષણ કરનાર (છે.) (જમ્યાદ યશ્ત, ફ૦ ૧૮.)

તત્ અરિત કવએમ્ ખરૅનો થ્રાથ્રૅમ્ અઇર્યનાંમ્ દખ્યુનાંમ્ ગેઉ-શ્ચ પંચો-હ્યાઇ, અવંઘ્રહે નરાંમ્ અષઓનાંમ્, દએનયાઓસ્ચ માજ્દયસ્નોઇશ.

તે કયાની ખુરેહ ઇરાની (આર્યન) મુલુકો (નાં લોકો)નો (તથા) પાંચ જાતના જાનવરોનો બચાવ છે; (વળી) (તે ખુરેહ) અષો માણસોની (તથા) માજદયસ્ની દીનની કુમકને માટે છે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૬૯.)

અહુમ્ય જઓંથ્રે બરૅસ્મનચ વોસ્પે અષહે રતવો આયેસે યેશ્તિ. યોઇ હૅન્તિ અષહે રતવો થ્રયસ્ચ થ્રિસાંસચ નજ્દિશ્ત પઇરિશ-હાવનયો યોઇ હૅન્તિ અષહે યત્ વહિશ્તહે મજ્દો-ફ્રસાસ્ત જરથુશત્રો ફ્રઓખ્ત.

**આ જોર (તથા) બરસમથી, અષોઇના સર્વ સરદારો (અથવા હીંગામ) જેઓ હાવનગેહની આસપાસ સર્વથી નજદીકના અષોઇના ૩૩ રતુ છે, (તેમને) યજશ્નેમાં હું યાદ કરૂં છું; જે (રતુ) સર્વથી શ્રેષ્ટ અષોઇના છે, (તથા) (જેને વિષે) અહુરમજ્દે (અષો) જરથોશ્તને શીક્ષણ દીધું અને (મહર્ષિ) જરથુશ્ત્રે (પ્રજાઓમાં) જાહેર કીધું.**

(હા ૨, ફ઼૦ ૧૦.)

**યેંઘ્હે નૅમંઘ્હો ચિથ્રૅમ્ હુમતૅમ્ચા હૂખ્તૅમ્ચા હ્વર્શતૅમ્ચા તત્ ને નેમે નિપાત્ પઇરી દએવાઅત્ચા તમએષંઘ્હત્ મશ્યાઅત્ચા.**

જે બંદગીનું મૂળ પવિત્ર વિચાર, પવિત્ર વાણી, તથા પવિત્ર વર્તન છે, તે ભક્તિ દૈત્યો તથા માણસોના નુકસાનથી અમને બચાવે.[1]

(હા ૫૮, ફ઼૦ ૧.)

**ગએથાઑસ્ચા તન્વસ્ચા નિપાતયએચા નિશંઘ્રહરૅતયએચા હરૅથ્રાઇચા અઇવ્યાખ્શત્રાઇચા નૅમંઘ્હો આ યથા નૅમૅ ક્ષમાવતો.**

(અમારાં રવાનનાં) રક્ષણ કાજે, પાલનને માટે, બચાવને સારૂં તથા સંભાળને અર્થે, અમારૂં ધન દોલત તથા શરીર અર્પણ કર્યે છીએ, જેથી તમારે લાયકના માનથી હું તમને નમું. (હા ૫૮, ફ઼૦ ૩.)

**વીસ્પએચ અએતે અષિશ્ હાઙૅત્ આરમઇતિશ હાઙૅત્. યજમદએચ નિપાતયએચ નિશંઘ્રહરૅતયએચ હરૅથ્રાઇચા, અઇવ્યાક્ષ્ત્રાઇચા હવંઘ્રહૅમ્ મે બુયત. ગાથાબ્યો સ્પૅન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો નિજ઼બયેમિ યજ઼મદએચ નિપાતયએચ નિશંઘ્રહરૅતયએચ હરૅથ્રાઇચા અઇવ્યાક્ષ્ત્રાઇચા હવંઘ્રહૅમ્ મે બુયત માવોય હવાઇ ઉરૂને જ઼બયેમિ યજમદએચ નિપાતયએચ નિશંઘ્રહરૅતયએચ હરૅથ્રાઈચા અઇવ્યાક્ષ્ત્રાઇચા.**

અષોઇનું અનુકરણ કરનારી (તથા) સુમતિની પુઠે ચાલનારી તે સકળ (સંસર્ગ)ને,[2] (અમારા) બચાવને માટે, સંભાળને માટે, રક્ષણને માટે તથા જતનને સારૂં અમે વખાણ્યે છીએ. (તે) મને જોર તરીકે થાય! પવિત્ર ગાથા (જે) સત્યતાના સરદાર (તથા) અષો (છે, તેમને) (મારા) બચાવને માટે, પાલનને માટે, રક્ષણને માટે તથા સંભાળને માટે હું યાદ કરૂં છું તથા તેમનું સ્તવન કરૂં છું. (તે) મને બળ

૧. માથ્રવાણીનું આતું બળ છે. ૨. પેદાયશને.

તરીકે થાય! મારે માટે, (મારા) પોતાના રવાનને સારૂં તથા બચાવને માટે, જતનને કાજે, રક્ષણને માટે તથા સંભાળાર્થે (ગાથાને) હું યાદ કરૂં છું તથા વંદું છું. (હા ૭૧, ફ૦ ૧૧.)

અતચા તોઇ વએમ ખ્યામા યોઇ ઇમ ફ્રેરેમ કેરેનાઉન અહૂમ,
મજ્દાઑસચા અહુરાઁઘ્હો આમોયસ્ત્રા બરના અષાચા.

જેમણે આ દુન્યાંને રિદ્ધિસિદ્ધિવાળી કીધી, તેમના જેવા અમે અવશ્ય થઇયે; (અને અમારી એ ઇચ્છામાં) અહુરમજદનાં (હાથ હેઠળના) સરદારો અષોઇ વડે, સાથે મળનાર છે. (ગાથા અહુનવદ, હા ૩૦, ફ૦ ૯.)

અદા-જી અવા દ્રૂજો અવો બવઇતી સ્કૅન્દો સ્પયથ્રહ્યા,
અત અસિશ્તા યઑજન્તે આ-હુષિતોઇશ વંઘ્હેઉશ મનંઘ્હો
મજ્દાઑ અષખ્યાચા, યોઇ જઝૅન્તી વંઘ્હાઉ સ્રવહી.

જેઓ ભલી કીર્તીમાં જન્મેલા છે, (તેઓ) જ્યારે અહુરમજદના, બહેમનના તથા અષનાં સારાં ધામમાં ભેગા થાય છે ત્યારે, તાબડતોબ નાશ કરનાર દ્રુજનો[1] ટેકો ખરેખર છિન્નભિન્ન થાય છે.

(ગાથા અહુનવદ, હા ૩૦, ફ૦ ૧૦.)

યસ્તા દએવૅંગ અપરો મષ્યાંસચા
તરે-માંસ્તા યોઇ ઇમ તરે-મન્યન્તા,
અન્યૅંગ અહ્માત યે હોઇ અરેમ મન્યાતા
સઑષ્યન્તો દેંગ પતોઇશ સ્પૅન્તા દએના,
ઉર્વથો બ્રાતા પતા વા મજ્દા અહુરા.

દેત્યો (તથા) નીચ માણસો જેઓ પ્રાણીઓ અને માનવીઓને ધિક્કારે છે, તેમને જે કોઇ ધીકકારે (તથા) જે કોઇ તેને (તથા) ડહાપણવાળા સોશ્યન્તોને, (તે) સાહેબની પવિત્ર દીનની મારફતે માનની ચક્ષુએ જીવે, તે (નર) નો મીત્ર, મદદગાર અથવા પિતા અહુરમજદ (છે). તેવા (માણસ) થી (દેત્યો તથા નીચ માણસો) તદન વેગળાજ (પ્રેરણના) (હોય છે.) (ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ૦ ૧૧.)

કદા મજદા યોઇ ઉક્ષાનો અસ્નાંમ
અંઘ્હેઉશ દરેથ્રાઇ ફ્રો અષહ્યા ફ્રારૅન્તે,
વૅરેજદાઇશ સૅંગહાઇશ સઑષ્યન્તાંમ ખ્રતવો.

1. જુદાઈના દેત્ય.

અષોઇની જગતના કલ્યાણાર્થે, અએ અહુરમજદ! સોશ્યન્તોની ઉત્તમ બુધ્ધિ, કે જે (કયામતના[1]) દિનની પ્રકાશ આપનારી (તે), ખુબીવંતી આકાશવાણી સાથે[2] કયારે આવશે ! (ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૩.)

અત તોઇ અંઘ્હૅન્ સઓશ્યન્તો દખ્યુનાંમ,
યોઇ ક્ષ્નૂમ્ વૉહૂ મનંઘ્હા હચાઑન્તે
શ્યઑથનાઇશ અષા થ્વહ્યા મજ્દા સઁઘ્હહ્યા,
તોઇ-જી દાતા હમએસ્તારો અએષૅમ મહ્યા.

તે દેશોના સઓશ્યન્તો છે, જેઓ (પોતાના) શુદ્ધ ચિત્તથી, તથા, હે અહુરમજદ! તારા હુકમ (પ્રમાણે) નાં કાર્યોથી, ધર્મના જ્ઞાનને ખરેજ વળગી રેહેશે; કારણ કે તેઓ (સઓશ્યન્તો), દ્વેષભાવનાવાળાના મજબુત વિરોધી (સમાન) નિર્માણ થયેલા (છે.) (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૧૨.)

---

૧. પુનરૂજીવન, resurrection. ૨. Revelation.

# ગુરૂ.



**ચિથ્રા મોઇ દાંમ્ અહૂબિશ રતૂમ્ ચીઝ્દી.**

બન્ને હસ્તિઓ માટે (હે અહુરમજદ!) (તું) મને જાહેર રીતે એ જ્ઞાની સરદાર બતાવ. (કેમના મજ્દા.)

**હુક્ષય અર્જૅમ ચિત્ યો જરથુશ્ત્રો ફ્રતૅમાં ન્માનનાંમચ, વીસાંમચ જન્તુનાંમચ દખ્યુનાંમચ, અંધ્રહાઑ દએનયાઑ અનુમતયએચ, અનુખ્તયએચ, અનવર્શતયએચ, યા આહૂઇરિશ જરથુશ્ત્રીશ.**

આ દીન કે જે અહુરમજદી જરથુશ્તિ (છે), (તેના) મત પ્રમાણે તથા (તેના) વચન પ્રમાણે તથા (તેના) કાર્યો પ્રમાણે ઘરોના, મોહલ્લાઓના, કસબાઓના, તથા દેશોના સરદારોને હું જે જરથુશ્ત્ર (તે) માર્ગદર્શક બનીશ. (હોરાબામ.)

**દાયાઑ મે, આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઑ, યા મે અંઘ્રહત્ અફ્રસાઑંઘ્રહાઑ નૂરૅમચ યવએચતાઇતે, વહિશ્તૅમ અહૂમ અષઑનાંમ રઑચંઘ્રહૅમ વીસ્પો-ખ્થ્રૅમ.**

અહુરમજદના પુત્ર હે આતશ! (તે) ગુરૂ મને તું દે, કે જે મારે માટે હમણાં તથા સદાકાળ પર્યંત, અષો (લોકો)ની ચળકાટવાળી (તથા) સકળ આરામવાળી સર્વથી શ્રેષ્ઠ હસ્તિ (એટલે ગરોનેમાન અથવા અસરે રોશની) વિષે, શીખાડનાર બને! (આતશ નિયાયશ, ફ૦ ૬.)

**જઓતારૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ યજમઇદે, હાવનાનૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; આતરૅવક્ષૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; ફ્રબરૅતારૅમ અષવનૅમ્ અષહે રતૂમ યજમઇદે; આબૅરૅતૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ યજમઇદે; આસ્નતારૅમ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે; રથ્વિશ્કરૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; સ્રઑષાવરૅજૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે.**

અષોઇના સરદાર અષો જોતાને અમે યાદ કર્યે છીએ; અષોઇના સરદાર અષો હાવનાનને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો આતરવક્ષીને અમે વંદયે છીએ; અષોઇના સરદાર અષો ફ્રબરે-

તરની અમે સ્તુતી કર્યે છીએ; અષોઇના સરદાર અષો આબેરેતરને અમો નમસ્કાર કર્યે છીએ; અષોઇના સરદાર અષો આસ્નાતરનું અમે વંદન કર્યે છીએ; અષોઇના સરદાર અષો રથ્વિશકરને અમે વખાણ્યે છીએ; અષોઇના સરદાર અષો સ્રઓશાવરેજને[1] અમે નમન કર્યે છીએ.

(ઉજીરન ગેહ, ફ૦ ૫.)

અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ અષઑને અષહે રથ્વે......ક્રાદત્-વીસ્પાંમ્-હુજ્યાઇતેએ જરથુશ્ત્રોતેંમાઇચ અષઑને અષહે રથ્વે...... ક્નઑથ......યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે.

જીવનનું રક્ષણ કરનાર અષો (અને) ખાલેસીના વખત અઇવિ-સ્રૂથ્રેમ જે વખતે સર્વ જીવજંતુઓને આરામ આપવાનું તથા વડા ધર્મગુરૂના અધિકારને લગતું (કાર્ય ચાલે છે, તે) અવસરમાં, (અહુર-મજદને) ખુશી કરવાને માટે, જોતી મારી આગળ યથા અહૂ વઇરયોના મન્ત્રોની ખુબીઓ સમજાવે.

(અઈવિસ્રૂથ્રેમ ગેહ, ફ૦ ૧-૨.)

જરથુશ્ત્રોતેંમેમચ અષવનેંમ અષહે રતૂમ્ યજમઇદે.

અષોઇના સરદાર અષો દસ્તુરાન દસ્તુરની અમે માનપૂર્વક યાદ કર્યે છીએ.

(અઇવિસ્રૂથ્રેમ ગેહ, ફ૦ ૬.)

નરેંમચ અષવનેંમ્ યજમઇદે; ફ્રાયો હુમતેંમ્, ફ્રાયો હૂખ્તેંમ્ ફ્રાયો હ્વર્શતેંમ્ વિસ્તો-ફ્રઑરેઇતીમ્ ઑવિસ્તો-કયધેંમ્, યેંઘ્રહે બ્યઑથનાઇશ ગએથાઑ અષ ફ્રાદેન્તે, જરથુશ્ત્રોતેંમહે રથ્વો યસ્નાઇચ વહ્માઇચ જરથુશ્ત્રોતેંમેમચ અષવનેંમ્ અષહે રતૂમ્ યજમઇદે.

અષો નર (જે) વધુ પવીત્ર મનનો (મનશ્નીવાળો), વધારે પવીત્ર વાણીવાળો (ગવશ્નીવાળો), વધુ પવીત્ર કર્મ કરનારો (કુનશ્ની-વાળો), ધર્મ સમજનારો (અથવા દીન ઉપર શ્રદ્ધા રાખનાર) (તથા) પાપ ન જાણનારો (તેને) અમે વખાણીએ છીએ; જેનાં કાર્યોથી સર્વથી વડા ધર્મગુરૂની આરાધના કરવાને માટે (તથા) (તેની) ખુબીઓ ગાવાને માટે, જગત અષોઇથી આબાદ થાય છે. અષોઇના સરદાર અશો-દસ્તુરાંન દસ્તુરને અમે વખાણીએ છીએ.

(અઇવિસ્રૂથ્રેમ ગેહ, ફ૦ ૯.)

---

૧. ધર્મગુરૂઓ જરથોશ્તિ દએનમાં, પ્રાચીન કાળમાં આ ૭ પ્રકારમાં વહેંચાયલા હતા.

**નિપાયોઇશ્ મષીમ્ ઉર્વથૅમ્ યવએતાઇતે જરથુશ્ત્ર, અઉર્વથાત્ પરો દુશ્મઈન્યઑાત્. મા તૅમ્ ઉર્વથૅમ્ ફ્રાયવયોઇશ્ સ્નથાઇ, મા દુઝ-બૅરેતેએ જ્યાનાંમ્ અપયતેએ; મા યસોઇશ્ અઍામ્ નરૅમ્ દાઇતીમ્, યો ના મજિશ્તૅમ્ યસ્નૅમ્ યજાઇતે કસિશ્તૅમ્ યસ્નાત્ ફ્રાયતાત્ અહ્ યાં અમૅષે સ્પૅન્તે.**

(અહુરમજદ પેગમબર અષો જરથુશ્ત્રને કહે છે):—હે જરથુશ્ત્ર! (તારી સાથે) મીત્રતા ધરાવનાર માણસને દુષ્ટ વિચારવાળા શત્રુથી તારે નિત્ય રક્ષણ દેવું જોઇએ; તે મીત્રને (અહીંના) ફટકામાં ઝાઝો કાળ રહેવા દઇશ મા; નુકસાન પહોંચવાને માટે (તું તેને આધિન કરીશ) મા. અમે જે અમેષાસ્પંદો (તેઓને) જે માણસ નિર્મિત ઇજશ્નેમાથી સર્વથી નાહની (અથવા) સર્વથી મોટી ઇજશ્ને ઇજે (એટલે ઇજશ્ને કરે), તે ધાર્મિક માણસને (હે જરથુશ્ત્ર) તું દુઃખમાં લાવીશ મા.[1]

(હોરમજદ યશ્ત, ફ૦ ૨૪.)

**ઇમા આત્ ઉખ્ધા વચાઑા, અહુરા મજ્દા, અષૅમ્ મનયા વહેહ્યા ફ્રવઑાચામા, થ્વાંમ્ અત્ અએષાંમ્ પઇત્યાસ્તારૅમચા ફ્રદક્તારૅમચા દદેમઇદે.**

હે અહુરમજદ! અષોઇને લક્ષમાં (રાખીને), અધિક સારી રીતે આ મખ્યાત મન્ત્રો અમે જાહેર કર્યે છીએ, તે (મન્ત્રો)નો સાંભળનાર તથા શીખાડનાર તરીકે તને અમો મુકરર કર્યે છીએ.

(મ્હોટી હફ્તન યશ્ત, ક૦ ૧ ફ૦ ૯.)

**દાઇદી અત્ નેરાંશ્ મજ્દા અહુરા, અષાઉનો અષ-ચિનંઘ્હો, અઇઘ્યૂશ્ વાસ્ત્ર્યૅંગ્ દરૅગાઇ ઇજાઇ ઐજ્વઇતે હુખ્મઇને, અહ્માઇબ્યાચા અહ્મા રફ્નંઘ્હો.**

લાંબો વખત સુધી નીભે એવી સંપત્તિને કાજે (તથા) મજબુત મિત્રાચારીને સારૂં, અએ અહુરમજદ! અષોઇની ઇચ્છા રાખનારા, ચાલાક તથા મહેનતુ અષો માણસો અમને તથા અમને ખુશી કરનારા-ઓને તુ આપ.[2]

(મ્હોટી હફ્તન યશ્ત, ક૦ ૬, ફ૦ ૩.)

---

૧. પાક અહુરમઝદ સાહેબે મહાગુરૂ જરથુશ્ત્ર સાહેબને ભકતજનની નિત્ય જતન ફરમાવી છે. તે ગેતીના યઝદ સાહેબ, ગેતીની હસ્તી હશે ત્યાં સુધી હયાત હોઇને, તે હુકમ માથે ચઢાવશે, એમાં શું સંદેહ છે? ૨. આનો અર્થ ગુરૂને બદલે કદાપી કુટુંબ, મીત્ર અને હાથ નીચેના હુશ્યાર સંબંધીઓનો પણ હોય.

**ત્રિશ્ત્રીમ્ સ્તારૅમ્ રએવન્તૅમ્ ખરૅનંઘ્વઉહન્તૅમ્ યજમઇદે; યિમ રતૂમ્ પઇતિ-દએમચ વીસ્પએષાંમ્ સ્તારાંમ્, ફ્રદથત્ અહુરો મજ્દાઓ, યથ નરાંમ્ જરથુશ્ત્રૅમ્.**

ચળકાટવાળા (તથા) ખોરેહવાળા તેશ્તર તારાને અમે યાદ કર્યે છીએ. જેમ અહુરમજ્દે (પેગમબર) જરથુશ્ત્રને માણસોનો (સરદાર તથા તેમની) (ઉપર રક્ષા કરનાર) ઠેરવ્યો, તેમ તેશ્તરને સર્વ તારાઓનો સરદાર તથા રક્ષક તરીકે મુકરર કીધો. (તીર યશ્ત, ફ૦ ૪૪.)

**યો દએનો-દિસો દએનયાઓ, અહ્માઇ દએનાંમ્ દએસયત્ અહુરો મજ્દાઓ અષવ.**

જે (સરોશ યજદ) દીનનો દીન શીખાડનાર (છે), (તથા) તેને અષો અહુરમજ્દે દીન શીખાડી. (સરોશ યશ્ત હાદોખ્ત, કરદો ૩, ફ૦ ૧૪.)

**યો પઓઇર્યો ગાથાઓ ફ્રસ્રાવયત્, યાઓ પન્ચ સ્પિતામહે અષઓનો જરથુશ્ત્રહે, અફ્સમનિવાંન્, વચસ્તશ્તિવત્, મત્-આજઇન્તીશ, મત્-પઇતિ-ફ્રસાઓ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

જેણે (સરોશ યજ્દે) અમેષાસ્પંદોની આરાધનાને માટે, (તથા) તેમની ખુબીઓ ગાવાને માટે (તથા) (તેઓને) ખુશી કરવાને સારૂં, તથા (તેઓની) વખાણ કરવાને કાજે, પ્રથમ અષો સ્પીતમાન જરથુશ્ત્ર (સાહેબ)ના જે પાંચ ગાથા (તેઓને) કડીઓ, ફકરાઓ, તથા (તેઓની) ટીકા સાથે તથા પ્રશ્નોત્તર[1] સાથે ગાયા.

(સરોશ વડી કરદો ૩, ફ૦ ૭.)

**યો દએનો-દિસો દએનયાઓ વસો-ક્ષથ્રો ફ્રચરાઇતિ, અવિ યાંમ્ અસ્તવઇતીમ્ ગએથાંમ્.**

જે (સરોશ યજદ) દીનનો દીન શીખાડનાર (એટલે દસ્તુર) તરીકે પોતાની મરજી પ્રમાણે હકુમત ચલાવતો જડ જગત ઉપર (સ્વતંત્રપણે) ફરતો ફરે છે. (સરોશ વડી કરદો ૧૦ ફ૦ ૨૪.)

**અર્જૅમ્ અહ્મિ જરથુશ્ત્ર હઓમો અષવ દૂરઓષો; આમાંમ્ ચાસંઘ્વઉહ સ્પિતમ, ક્રા માંમ્ હુન્વંઘ્વઉહ ખરૅતેએ; અવિ માંમ્ સ્તઓમઇને સ્તૂઇધિ, યથ મા અપરચિત્ સઓષ્યન્તો સ્તવાંન્.**

1. સવાલ, જવાબ.

હે જરથુશ્ત્ર! હું અષો (તથા) દર્દને પાછળ નાખનાર હોમ છું. મને શોધ (મારી ઇચ્છા કરતો રેહ) તથા, અએ સ્પીતમાન (જરથુશ્ત્ર)! પીવાને માટે મને નીચવ,[1] (તથા) જેમ બીજા (દુનિયાંને) લાભ કરનારાઓએ મને વખાણ્યો હોય, (તેમ) કીર્તીના ગાયનોથી મને તું વખાણ. (મોટી હોમ યશ્ત કરદે ૧, ફ૦ ૨.)

**ફ્રા તે વીસાઇ ઉર્વથો સ્તઑત, ઉર્વથૅમ્ સ્તઑતારૅમ વંઘ્રહૅઘ્રહૅમ્ દધો અઑખ્ત અહુરો મજ્દાઑ, યથ અષૅમ્ યત્ વહિશ્તૅમ્.**

(અએ હોમ!) તારો સ્નેહી (અથવા અર્પણ થયેલો) સ્તુતિ ગાનાર હું થઈશ, (કારણકે) અહુરમજ્દે સ્નેહી સ્તુતિ કરનારને અષ વહિશ્તના કરતાં અધિક ભલી પેદાયશ ગણી છે. (મોટી હોમ યશ્ત કરદે ૨, ફ૦ ૯.)

**નૅમો હઑમાઇ યત્ કૅરૅનઓઇતિ દ્રિઘઑશ્ હવત્-મસો મનો, યથ રએવસ્તેમહેચિત્; નૅમો હઑમાઇ, યત્ કૅરૅનઓઇતિ દ્રિઘઑશ્ હવત્-મસો મનો, યત્ ઉસ્નાંમ અએઇતિ વએધ્ય.**

હોમને નમન (હોજો)! કે જે દરવીશ (સન્યાસી)નાં મનને તવંગર (માણસ)નાં જેટલું મોટું કરે છે. હોમને નમસ્કાર (હોજો)! કે જે દરવીશનાં મનને એટલું ઉચ બનાવે છે, કે (તે) વિદ્યાને લીધે ઉચ જાય છે (એટલે ઉચ વિચાર કરે છે). (મોટી હોમ યશ્ત કરદે ૨, ફ૦ ૧૩.)

**હઑમૅમ્ જાઈરીમ બૅરૅજન્તૅમ યજમઇદે; હઑમૅમ ફ્રાડ્મીમ ફ્રાદત્-ગએથૅમ યજમઇદે; હઑમૅમ્ દૂરઓષૅમ્ યજમઇદે; વીસ્પે હઑમ યજમઇદે; જરથુશ્ત્રહે સ્પિતામહે ઇધ અષઑનો અષીમચ ફ્રવષીમચ યજમઇદે.**

લીલા (તથા) ઉચ પદવીના હોમને અમે વખાણીએ છીએ. આબાદી કરનાર (તથા) જગતની વૃદ્ધિ કરનાર હોમને અમે વંદયે છીએ. બધા હોમોને (એટલે ભિન્ન ભિન્ન હોમોને) અમે વખાણીએ છીએ. સ્પીતમાન અષો જરથુશ્ત્રની અષોઇને (તથા) તેનાં ફ્રોહરને આ સ્થળે અમે માન સહિત યાદ કર્યે છીએ.

(મોટી હોમ યશ્ત. કરદે ૨, ફ૦ ૨૧)

---

૧. હોમ ગુરૂ આ અલંકારીક શબ્દોમાં, પ્રશ્ન કરી જે જે જાણવું હોય તે મથી, મથીને પુછવા અને ગ્રંહણ કરી લેવાને ઉપદેશ કરે છે.

આઇ મિથ્ર વૉઉરૂ-ગઑયઑઇતે, ન્માન્ય રત્વો વીસ્ય જન્તુમ દખ્યુમ જરથુશ્ત્રોતેમ.

ઘરની રક્ષા કરનારા, મોહલ્લાની રક્ષા કરનારા, કસબાની રખેવાલી કરનારા, દેશનું રક્ષણ કરનારા (તથા) વડા ધર્મગુરૂની રક્ષા કરનારા હે બહોળાં ક્ષત્રવાળા મેહર યજદ! (મેહર યશ્ત, ફ૦ ૧૧૫.)

મિથ્રૅમ્ યજએષ રિપતમ, ફ્રશ્રૂવિષ અએથ્રૂસ્યનાંમ્.

અએ સ્પીતમાન (જરથુશ્ત્ર!) મેહર યજદને તારે ઇજવો જોઇએ, (તથા ભજવાને માટે) (તારા) શીષ્યોને તારે જાહેર રીતે કેહવું જોઇએ. (મેહર યશ્ત, ફ૦ ૧૧૯.)

આસ્નાઑ યજમઇદે મનાઑ યજમઇદે, દએનાઑ યજમઇદે, સઑશ્યન્તાંમ્ યજમઇદે, ઉરૂનો યજમઇદે.

સઓશ્યન્તોની જાતી અક્કલ (ભિત્તરની બુદ્ધિ)ને (તેમની) વિચાર શક્તિ (તેમના) દીનના હુકમોની (તથા તેમનાં) રવાંનોની સાથ અમે એકતાન થઇએ છીએ. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૭૪)

અહુ રતુશ્ચ ગએથનાંમ્.

(જે) પેગમબર જરથુશ્ત્ર (સર્વ) મુલકોનો અહુ તથા રતુ[1] (હતો). (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૯૧.)

યિમ ઇસૅન્ અમૅષાઑ સ્પૅન્ત વીસ્પે હ્વરેહજઑષ, ફ્રઑરૅત્-ફ્રક્ષ્નિ અવિ મનો જરજ્દાતોઇત્ અંઘ્રુહુયત્ હુચ, અહ્મ રતૂમચ ગએથનાંમ્, સ્તઑતારૅમ્ અષહે યત્ મજિશ્તહેચ વહિશ્તહેચ સ્રએશ્તહેચ, પઇાત-ફ્રક્તારૅમચ દએનયાઑ યત્ હઇતિનાંમ્ વહિશ્તયાઑ.

જેને (પેગમબર જરથુશ્ત્રને) ખોરશેદ યજદની સાથે સમાન મરજી રાખનારા (એક દીલથી સહકાર કરનારા), સઘળા અમેષાસ્પંદોએ, અર્પણ કીધેલાં જીગરની સંપૂર્ણ શ્રદ્ધાથી, (સર્વ) મુલકોના અહુ તથા રતુ તરીકે સર્વથી ઉચ દરજ્જેની સર્વોત્તમ તથા શ્રેષ્ઠ અષોઇની સ્તુતિ કરનાર તરીકે, (તથા) હાલ (ની સર્વ દીનો)માંની (જે) સર્વોત્તમ દીન, (તે)નો ઉપદેષ દેનાર લેખે પસંદ કીધો. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૯૨.)

---

1. દીન અને દુન્યાનો સરદાર.

**યો ફ્રએશ્તॅમ્ ઉસઘનાંમ્ ગાથ્રો-રયન્તાંમ્ અષॅમઑઘનાંમ્ અનષ-ઑનાંમ્ અનહુનાંમ્ અરતુનાંમ્ સિમનાંમ્ અવસ્ચસ્તો-ફ્રવષિનાંમ્ અવ-જધ્નત્, પઇતિશ્તાતેએ અષવ-કરૅશ્તહે ત્બએષંઘ્રહે.**

જે (માંથ્રવાક) અશો માણસની (વિરૂદ્ધમાં) ઉત્પન્ન થયેલી ખરાબીની સામે થવાને માટે, ઘણા બુરા ગાથાનાં ગાયનને અપવિત્ર કરનારા, અપવીત્ર, ધણી વગરના, ધર્મગુરૂ વગરના, ભયંકર, તોડી નાખવા લાયક ફરોહરવાળા (એ સર્વ લક્ષણોવાળા) આશ્મોગોને, ઘણોજ મારતો હતો. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૦૫.)

**ઉક્ષ્યત્-ઍરૅતહે અષઑનો ફ્રવષીમ્ યજમઇદે; ઉક્ષ્યત્-નॅમંઘ્રહે અષઑનો ફ્રવષીમ્ યજમઇદે; અસ્તવત્-ઍરૅતહે અષઑનો ફ્રવષીમ્ યજમઇદે.**

અષો હોશેદરબામીનાં ફરોહરને અમે માનથી યાદ કર્યે છીએ; અષો હોશેદરમાંહના ફરોહરને અમે યાદ કર્યે છીએ; અષો સોશ્યોશના ફરોહરને અમે યાદ કર્યે છીએ. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૨૮.)

**પઇતિશ્તાતેએ બિજગ્રો-ચિથ્રયાઑ દ્રુજો, પઇતિશ્તાતેએ અષવ કરૅશ્તહે ત્બએષંઘ્રહે.**

દ્રુજના સ્વભાવના દુષ્ઠ માણસોની સામે થવાને માટે (એટલે દૈત્ય દરૂજ તથા બુરા માણસોની ખરાબીને દાબી દેવાને સારૂં) (તે ભવિષ્યના પેગમબર સોશ્યોસ ગુજરેલાંઓને આ દુન્યામાં ફરીને સજીવન કરશે.) (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૨૯.)

**યથન કહ્માઇચિત્ હાતાંમ્, અષાત્ હચ યત્ વહિશ્તાત્.**

જે પ્રમાણે સર્વોત્તમ અષોઇને લીધે હયાત માણસોમાં કોઇને માટે (પણ) (હોય) (તેમ), (અષો) જરથુશ્ત્ર (સાહેબ) વહાલા, ભક્તિને લાયક તથા માનને લાયક આપણને જણાયલા છે. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૫૨.)

**આઇનિવ નાંમ અહ્મિ.**

માર્ગ દેખાડનાર નામવાળો હું છું. (રામ યશ્ત, ફ૦ ૪૬.)

**યાંમ્ યજત આથ્રવ દૂરએ-ફ્રકાતો મરૅઘ્નॅમ્ ઇસॅમ્નો દએનયાઇ, અમॅમ્ ઇસॅમ્નો તનુયે.**

જેણીને (દીન યજદના હમકાર ચિસ્તને) દૂર(નાં દેશો) સુધી, પ્રેમ પામેલા ધર્મગુરૂએ (જરથુશ્તિ) દીન (ફેલાવવા)ને માટે (જોઇતી) સારી સ્મરણ શક્તિ માંગતાં, (તથા) પોતાનાં તનને માટે શૌર્ય માંગતાં આરાધી. (દીન યશ્ત, ફ૦ ૧૭.)

યા વીસ્પનાંમ્ સઑષ્યન્તાંમ્ ક્રથ ખ્રથ્વ ક્રથંજયેઇતિ.

(જે અશીશવંઘ) (સદગુણી માણસને) સર્વ શોશ્યન્તોની પ્રતાપી અક્કલથી મજબૂત કરે છે. (અશીશવંઘ યશ્ત ફ૦ ૨.)

યત્ અસ્તિ મઇન્યવનાંમ્ યજતનાંમ્ ગએઇથ્યનાંમ્ચ જાતનાંમ્ચ અજાતનાંમ્ચ ક્રષો-ચર્શ્રાંમ્ સઑષ્યનતાંમ્ચ.

જે (ખોરેહ) મીનો તથા ગેતીના યજદોનું, જન્મ પામેલા તથા હવે પછી જન્મ પામનારા (જગતને) આગળ વધારનારા (દુન્યાંની આબાદી કરનારા) સોશ્યન્તોનું છે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૨૨.)

અથઉરૂનો હો રાતનાંમ્ પૉઉરૂ-ક્ષ્નૂતૅમ્ ઇપાઑઘ્નહએત, અથઉરૂનો હો રાતનાંમ્.

તે માનવી આથ્રવનની આશીષો (મેળવે), (એટલે) દીનના જ્ઞાનની રોશની (પ્રાપ્ત કરે). તે નર આથ્રવનની આશીષો (મેળવે), પુરતું ધર્મજ્ઞાન (સંપાદન કરે). (જમ્યાદ યશ્ત, ફ૦ ૫૩.)

યત્ ઉપંઘ્નહચત્ સઑષ્યન્તાંમ્ વરૅથ્રાજનૅમ્, ઉત અન્યાઑસ્-ચિત્ હખયો.

જે (દૈવિક ખોરેહ) વિજયી સોશ્યોસ (નામના હવે પછી પેદા થનાર પેગમબર) તથા બીજા મીત્રો સાથે જોડાશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૮૯.)

યત્ કેરૅનવાત્ ફ્રૅષૅમ્ અહૂમ્ અજરષૅન્તૅમ્ અમરૅષૅન્તૅમ્ અફ્રિથ્ય-ન્તૅમ્ અપુયન્તૅમ્ યવએજિમ્ યવએસુમ્ વસોક્ષથ્રૅમ્.

જ્યારે (તે સોશ્યોસ) (સકળ) જગતને તાજી, જુની ન થતી, નાશ ન પામતી, ખરાબ થઇ ન જતી, વાસ ન મારતી, નિત્ય સજીવન, શાશ્વત[1] આબાદ થતી, પોતાની મરજી મુજબ સ્વતંત્રતા ભોગવતી કરશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૮૯.)

---

૧. હંમેશ સુધી.

**હઓમો ખાષારૅમ્ જવઈતિ ઉત બુયાઓ અફ્રજઇન્તિશ ઉત દૅઉશ-સ્રવાઓ હચિમ્નો યો માંમ્ અઇવિશ્ હુતૅમ્ દારયેહિ યથ તાયૂમ પેષોસાર્ઁમ્ નવ અહ્મિ પેષો-સારો અર્જૅમ્ યો હઓમો અષવ દૂરઓષો.**

હોમ તેના પીનારને શ્રાપ દે છે. પાપીઓનો વડો (જે) ચોર (તેની) માફક મને કુટીને તૈયાર કરવાથી તુ પાછો રાખે છે, એટલા માટે (તુ) સન્તાન વિનાનો તથા બદનામીવાળો થજે. હું જે દર્દને પાછળ રાખનાર, અષો હોમ તે પાપીઓનો સરદાર નથી. (યસ્ન હા. ૧૧, ફ૦ ૩.)

**મજિશ્તાઇશ્ વએધ્યાઇશ્ દએનયાઓ માજ઼્દયસ્નોઇશ્ અથઉરૂનો રત્ઁમ્ આમરૂયે ચષ્મ્આનાંસ્ચા અએષાંમ્ચીત્.**

માજદયસ્ની દીનનાં સર્વથી ચઢતે દરજ્જેનાં વિજ્ઞાનને તથા તે વિજ્ઞાન શીખાડનારાઓને (તથા) આથ્રવનના સરદારને હું યાદ કરૂં છું. (હા. ૧૩, ફ૦ ૩.)

**યેંઘ્હે મે અષાત્ હચા વહિશ્તૅમ્ યેસ્ને પઇતી વએદા મજ઼્દાઓ, અહુરો યોઇ આઓંઘ્હરૅચા હૅન્તિચા તાં યજાઇ ખાઇશ્ નામેનીશ્ પઇરિચા જસાઇ વન્તા વૉહૂ ક્ષથ્રૅમ્ વઈરીમ્ બાગૅમ્ અઇબી-બઇ-રીથ્વૅમ્.**

જેઓ થઇ ગયાં તથા હસ્તિમાં છે તેમનામાંનાં અષોઇથી યજશ્ને કરવામાં સર્વથી શ્રેષ્ઠ (છે) (તથા જેમને) અહુરમજદ જાણે છે, તેવાં (નર, નારી)ને તેમના પોતાના નામથી ઇજું તથા મીત્રતાથી હું પામું. સારી સ્વતંત્ર બાદશાહી (એ) ઘણીજ મદદ આપનારી પુંજી (છે). (હા. ૬૯, ફ૦ ૩.)

**તા નો દાત તા ઍરૅજ઼વાન ફ્રવઓચામ ફ્રચ વઓચામ યા અહુરહે મજ઼્દાઓ યા વંઘ્હેઉશ્ મનંઘ્હો યા અષહે વહિશ્તહે યા ક્ષથ્રહે વઇર્યેહે યા સ્પૅન્તયાઓ આરમતોઇશ્ યા હઉર્વતાઓ અમૅરૅ-તાતાઓ યા ગેઉશ્ તષ્ને ગેઉશ્ ઉર્વને યા આથ્રે અહુરહે મજ઼્દાઓ.**

**યા સ્રઓષહે અષ્યેહે યા રશ્નઓશ્ રજ઼િશ્તહે યા મિથ્રહે વૉઉરૂ-ગઓયઓઇતોઇશ્ યા વાતહે અષઓનો યા દએનયાઓ વંઘ્હુયાઓ માજ઼્દયસ્નોઇશ્ યા દહ્મયાઓ વંઘ્હુયાઓ આફ્રિતોઇશ્ યા દહ્મયાઓ વંઘ્હુયાઓ અનાહુખ્તોઇશ્ યા દહ્મયાઓ વંઘ્હુ-**

**યાઓ અનવઉરૂખ્તોઇશ. યથ ઇજા વાચિમ્ નાષીમ યથ વા સઓષ્યન્તો દખ્યુનાંમ્ સુયમન વાચિમ્ બરેન્તુ બુયમ સઓષ્યેન્તો બુયમ વેરેથ્રાજનો બુયમ અહુરહે મજ્દાઓ ફ્રય વાજિશ્ત અસતયો યોઇ નરો અષવનો હુમતાઇશ્ મઇનિમ્ન હુખ્તાઇશ્ મરવતો હ્વરશ્તાઇશ્ વેરેજ્યન્તો.**

(હે અહુરમજદ તથા અમેષાસપંદો) અમે જાહેર કર્યે છીએ તથા હું (ભક્ત પણ) જાહેર કરૂં છું કે તે સત્યતા અમને તમે આપો.

અહુરમજદની, બહમનની, અરદીબેહસ્તની, શહરેવરની, અસપંદાર્મદની, ખોરદાદની તથા અમરદાદના, જગતના ઘડનારની, જગતના જવાહીરની (તથા) અહુરમજદના આતશની—(એ સર્વેની) જે (સત્યતા તે અમને દો).

અષો સરોષ (યજદ)ની, સર્વથી સત્યવાદી રશ્ને (યજદ)ની, બહોલાં ક્ષેત્રવાળા મહેર (યજદ)ની, અષો ગોવાદ (યજદ)ની ભલી માજ્દીયસ્ની દીનની, પવીત્ર તથા ભલી આશીષની, પવીત્ર તથા ભલાં પ્રમાણીકપણાંની, પવીત્ર તથા ભલાં નિર્દોષપણાની (એ સર્વની સત્યતા અમને અર્પો).

જેથી દેશોના કલ્યાણકારો જેવા (દીનના) મન્ત્રને પુરતી રીતે અમે પહોંચી શકયે, (તથા) (દીનના) મન્ત્રોનો લાભ મેળવીને, (તેનો) પ્રચાર કરનારા અમે થઇએ, તથા જયકારી, (જગતનું) કલ્યાણકાર અમે થઇએ, (અને એ પ્રમાણે કીધાથી) પવીત્ર વિચાર વિચારનારા, ભલી વાણી ઉચરનારા, તથા પવીત્ર કાર્ય કરનારા અષો માણસની પેઠે, અહુરમજદના પ્યારા તથા સર્વથી ચાલાક દૂતો અમે થઇયે.

(હા ૭૦, ફ૦ ૨-૩-૪.)

**નિવએધયેમિ હનકારયેમિ આહુરોઇશ ફ્રષ્નહે આહુરોઇશ તકએષહે આહુરોઇશ દખ્યુમહે આહુરોઇશ જરથુશ્ત્રોતેમહે અષઓનો અષહે રથ્વો.**

અહુરમજદી (દીનને લગતા) સવાલો કરનાર, અહુરમજદી રૂઢીઓ દેખાડનાર, અહુરમજદી પાદશાહ (અથવા દેશના માલેક), અહુરમજદી દસ્તુરાંન દસ્તુર, (જે) અષોઇનો સરદાર, (તેને) હું આમંત્રણ કરૂં છું તથા સભામાં સત્કાર કરૂં છું. (વી૦ ક૦ ૧, ફ૦ ૯.)

**યએષાંમ્ નો અહુરો મજ્દાઓ અષવ યેસ્ને પઇતિ વંઘ્રહો વએધ અએષાંમ્ જરથુશ્ત્રો અંઘ્રહુશ્ચ રતુશ્ચ.**

અમારામાંના જેઓને અષો અહુરમજદ યજશ્ને કરવામાં અધિક સારા જાણે છે, તેમનો (પયેગમબર) જરથુશ્ત્ર માલીક તથા મુખી છે. (વી૦ ક૦ ૧૬, ફ૦ ૩.)

**અય અઇબિગર અય અઇબિજરૅત યા અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્ સઑષ્યન્તાંમચ અષઑનાંમ્ ગવે અધાઇશ્ તાઇશ્ શ્યઑથ્નાઇશ્ યાઇશ્ વહિશ્તાઇશ્ ફ્રએષ્યામહિ.**

અમેષાસ્પંદોની તથા અષો સોષ્યંતોની આ સ્તુતી કરવાથી (તથા) આ કીર્તી ગાવાથી, (તે સાથે વળી) જગત(ના લોકોના લાભ)ને સારૂં દાન તથા ઉત્તમ કાર્યો કરીને, અમે (યોગ, વસ્લ) ઐકયતા ઇચ્છીયે છીએ. (વી૦ ક૦ ૨૨, ફ૦ ૧.)

**તત્ મોઇ વીચિધ્યાઇ વઑચા હત્ મોઇ અષા દાતા વહ્યો,**
**વીદુયે વૉહૂ મનંઘ્રહા મેન્ચા, દઇધ્યાઇ યેહ્યા મા ઍરૅષિશ્,**
**તાચીત્ મજ્દા અહુરા યા નોઇત્ વા અંઘ્રહત્ અંઘ્રહઇતી વા.**

અષોઇ તથા ધર્મના કાયદા વીષે (જાણવાનું) મારે માટે જે વધુ સારૂં (હોય, તે) પસંદ કરવાને (હે અહુરમજદ!) મને કેહ, (જેથી) મારી પવીત્ર મનશ્નીથી હું જાણું, (અને) જેનો લાભ મને પ્રાપ્ત થાય. હે અહુરમજદ! જે કાંઇ બનનાર નથી અથવા જે કાંઇ થશે (તે વીષે તુ મને જણાવ.) (ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૫.)

**અહ્માઇ અંઘ્રહત્ વહિશ્તૅમ્ યે મોઈ વીદ્વાઑ વઑચાત્ હઇથીમ,**
**માંથ્રૅમ્ યિમ્ હઉર્વતાતો.**

જે વિદ્વાન મને, અષોઇ તથા અમરપણાના માંથ્ર કહે, તેને સર્વથી શ્રેષ્ઠ થજો! (ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૬.)

**વીદ્વાઑ વીદુષે મ્રઑત્, મા ઍવીદ્વાઑ અઇપી–દૅબાવયત્**
**જ઼દી–ને મજ્દા અહુરા**
**વંઘ્રહેઉશ ક્રદ્ક્તા મનંઘ્રહો.**

**જ્ઞાની માણસ વિદ્વાન માણસને તે કહે (શીખવે). અજ્ઞાન માણસને (ધર્મની કેળવણી આપવાનું કાર્ય) ન સોંપવું. હે અહુરમજદ!**

(તારાં) ભલાં મનની નીશાનીઓ અમને પ્રગટ કર.

(ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૧૭.)

મા-ચિશ્ અત્ વે દ્રેગ્વતો માંથ્રાંસ્ચા ગૂશ્તા સાસ્નાઑસ્ચા,
આઝી દેમાનૅમ્ વીસૅમ્ વા ષોઇથ્રૅમ્ વા દખ્યૂમ્ વા આદાત્
દુષિતાચા મરકએચા, અથા ઇશ્ સાઝ્દુમ્ સ્નઇથિષા.

તમારામાંનો કોઇપણ દુષ્ટ માણસનો માંથ્ર તથા (તેની) શીખામણો સાંભળશો મા, કારણકે ઘરને, મોહલ્લાને, શહેરને તથા દેશને (તે) સંકટમાં તથા પીડામાં નાખશે, એટલા માટે તેમને (તે માંથ્ર અને શિખામણોને) હથીઆરથી તોડી પાડો (અથવા નષ્ટ કરો).

(ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૧૮.)

થ્વોઇ દૂતાઓંઘ્હો આઓંઘ્હામા.

(અએ અહુરમજદ!) તારો સંદેશો પહોંચાડનારા અમે થઇએ!

(ગાથા અહુનવદ, હા ૩૨, ફ૦ ૧.)

ફ્રો સ્પૅન્તા આર્મઇતે અષા દએનાઑ ફ્દક્ષયા.

ઓ સ્પેન્ત આર્મઇતિ! અષોઇની મારફતે (તું મને) દીનના આદેશો શિખાડે છે.

(ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૧૩.)

અત્ હ્વો વંઘ્હેઉશ્ વહ્યો ના અઇબી-જમ્યાત્,
યે નાઑ ઍરૅઝૂશ્ સવંઘ્હો પથો સીષોઇત્
અહ્યા અંઘ્હેઉશ્ અસ્તવતો મનંઘ્હસ્ચા,
હઇથ્યૅંગ્ આ-સ્તીશ્ યેંગ્ આ ષએતી અહુરો.

જે માનવી આ જડ તથા (પેલી) મીનોઇ જગતના લાભોનાં ખરા માર્ગો બતાવી શકે-કે જે હયાત જગત તરફ અહુરમજદ રહે છે (તેના માર્ગો બતાવી શકે)-તે માણસ પોતે ભલાંનાં કરતાં અધિક ભલું મેળવે.

(ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૩.)

ઉઝિરૅઇદ્યાઇ અર્જૅમ્ સરૅદનાઑ સૅંગ્હ્યા,
મત્ તાઇશ્ વીસ્પાઇશ્ યોઇ તોઇ માંથ્રાઑ મરૅન્તી.

શિખામણના સરદારોને, તે સાથે (બીજા) સર્વે જેઓ તમારા માંથ્રનું સ્મરણ કરે છે તેમને, (તારી મોકલેલી દીન પ્રચલિત કરવાનાં મારાં કાર્યમાં) હું પ્રેરૂં.

(ગાથા ઉશ્તુવદ, હા ૪૩, ફ૦ ૧૪.)

સ્પૅન્તૅમ્ અત્ થ્વા મજ્દા મૅંગ્હી અહુરા,
હ્યત્ મા વૉહૂ પઇરી-જસત્ મનંઘ્હા,
દક્ષત્ ઉશ્યા તુષ્ના મઇતિશ્ વહિશ્તા.

તને, હે અહુરમજદ જરૂર આબાદી કરનાર મેં ગણ્યો, જ્યારે (તારો સંદેશ લાવનાર સરોશ યજદ) શુદ્ધ મન સાથે મારી સમીપ આવ્યો, (તથા) હુશ્યારીથી મને જણાવ્યું કે એક સંતોષી વિચાર સર્વથી શ્રેષ્ટ (ગુણ) (છે). (ગાથા ઉશ્તવદ હા ૪૩, ફ૦ ૧૫.)

ચિથ્રા મોઇ દાંમ્ અહૂમ્બીશ્ રતૂમ્ ચીજ્દી.

(હે અહુરમજદ!) (તુ) મને જાહેર રીતે એક શ્યાણો સરદાર (ગુરૂ) દેખાડ. (ગાથા ઉશ્તવદ હા ૪૪, ફ૦ ૧૬.)

અત્ ફ્રવક્ષ્યા નૂ ગૂષોદૂમ નૂ સ્રઑતા,
યએચા અસ્નાત્ યએચા દૂરાત્ ઇષથા
નૂ ઇમ્ વીસ્પા ચિથ્રે જી મજ્દાઑંઘ્હોદૂમ,
નોઇત્ દઇબિતીમ્ દુશ્-સસ્તિશ્ અહૂમ મૅરાંશ્યાત્;
અકા વરના દ્રૅગ્વાઑ હિજ્વા આ-વૅરૅતો.

(પેગમબર અશો જરથુશ્ત્ર પોતાની વાણી સાંભળનારાઓને કહે છે) (તમે) કે જેઓ નજદીકથી તથા જેઓ દૂરથી ઇચ્છો છો, (તેમને) (જે) હું જાહેર રીતે કહું છું, તે ઉપર હવે તમે કાન ધરો, તથા હવે ધ્યાન આપીને સાંભળો. જરૂર આ વેળાએ (તમે) (આ મારા) સઘળા (વીષયો) ઉપર યોગ્ય રીતે મનમાં તોલ કરો, (કે જેથી) ખોટો ધર્મ સમજાવનાર ફરીને (તમારાં) જીવનને ખરાબ ન કરે.[1]

(ગાથા ઉશ્તવદ હા ૪૫, ફ૦ ૧.)

સ્પૅન્તા મઇન્યૂ સ્રઑતૂ મજ્દાઑ અહુરો,
યેહ્યા વહ્મે વૉહૂ ફ્રષી મનંઘ્હા,
અહ્યા ખ્રતૂ ફ્રો-મા સાસ્તૂ વહિશ્તા.

૧. મનનું સમાધાન અંધ વિશ્વાસથી નહિં, પણ સંપૂર્ણ અને સ્વતંત્રા આપનાર જ્ઞાનથી કરવાનો અત્રે મહાન ઉપદેષ દીધો છે. અત્રે મગજમારી અથવા માત્ર ભેજાંની ઉપર સર્વ આધાર રાખવાનો પાઠ નથી શીખાડયો, એટલું ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. આ શબ્દોથી, કેટલાકો સમજાવી દેવા માંગે છે તેમ, શ્રદ્ધા હીણવામાં નથી આવી.

કલ્યાણુ કરનાર મીનોની મારફતે અહુરમજદ (આપણું ભણતર) સાંભળશે; જેની આરાધના પવીત્ર મનશ્નીની મારફતે કરવામાં આવે છે. તેની પોતાની સર્વોત્તમ અક્કલની મારફતે (તે) અમને શીખાડશે.

(ગાથા ઉશ્તવદ હા ૪૫, ફ૦ ૬.)

મઇબ્યો થ્વા સાંસ્ત્રાઇ વૅરૅને અહુરા.

મને બોધ દેનાર તરીકે, હે અહુરમજદ! તને હું પસંદ કરૂં છું.[1]

(ગાથા ઉશ્તવદ હા ૪૬, ફ૦ ૩.)

કે હ્વો યે-મા અરૅદ્રો ચોઇથત પઑઉરૂયો
યથા થ્વા જ઼ૅવીશ્તીમ્ ઉજ઼ેમોહી
શ્યઑથનોઇ સ્પૅન્તૅમ્ અહુરૅમ્ અષવનૅમ
યા-તોઇ અષા યા અષાઇ ગેઉશ્ તષા મ્રઑત્
ઇષૅન્તી મા તા તોઇ વૉહૂ મનંઘ્હા.

તે કયો માણસ છે કે જેણે મને મદદ કરવા સાથે, તું અતિશય માનને લાયક તથા દાન દેનાર, અષોઇનો સાહેબ છે, એ વીષે પ્રથમ મને જાણીતો કીધો. જગતના બનાવનારે જાહેર કરેલા સત્યતાના મન્ત્રો, તારી પવીત્ર બુદ્ધીની[2] મારફતે મળે છે.

(ગાથા ઉશ્તવદ હા ૪૬, ફ૦ ૯.)

યાંસ્ચા હક્ષાઇ ક્ષ્માવતાંમ્ વહ્માઈ આ,
ફ્રો તાઇશ્ વીસ્પાઇશ ચિન્વતો ફ્રફ્રા પૅરૅતૂમ્.

(અષો જરથુશ્ત્ર કહે છે કે) તેઓ (સદાચારીઓ)ને (હે અહુરમજદ!) તારા પ્યાર (અથવા કીર્તિ ગાવા) તરફ હું માર્ગ દેખાડીશ (તથા) તે સઘળાઓને ચિન્વત પુલ પસાર કરાવીને લઇ જઇશ.

(ગાથા ઉશ્તવદ હા ૪૬, ફ૦ ૧૦.)

યે સ્પિતામૅમ્ જરથુશ્ત્રૅમ્ રાદંઘ્હા
મૅરૅતએષ્ ક્ષ્નાઉશ હ્વો-ના ફ્રૅસ્રૂઇદ્યાઇ ઍરૅધ્વો.

માણસોમાંથી જે કોઇ સ્પીતમાન જરથુશ્ત્રને મેહરબાની (અથવા સુખ)થી ખુશી કરશે, તે માણસ પોતે (દીનના હુકમો) જાહેર કરવાને લાયક (છે). (ગાથા ઉશ્તવદ હા ૪૬, ફ૦ ૧૩.)

૧. મહાગુરૂ સાહેબનો ગુરૂ અહુરમજદ પોતે શીવાય કોણ હોઈ શકે? ૨. ચિત્ત શુદ્ધિ purification of the heart.

વા ફ્રૅરસ્રૂઇદયાઇ વ્રસ્તી.

(તારા ધાર્મિક હુકમો) જાહેર (લોકોમાં જાણીતાં) કરવાને કોણ ખાહેશ રાખે છે? (ગાથા ઉશ્તવદ હા ૪૬, ફ૦ ૧૪.)

ફ્રૅરષઑશ્ત્રા અથા–તૂ અરૅદ્રાઇશ્ ઇદી
હ્વૉ-ગ્વા તાઇશ્ યૅંગ્ ઉસ્વહી ઉશ્તા-સ્તોઇ.

હે હ્વુબ કુલના ફ્રશોશ્તર! તેઓ જેમને દુન્યાંના લાભને માટે આપણે બે જણે પસંદ કીધા છે, તેમની સાથે તે તરફ તું જા.
(ગાથા ઉશ્તવદ હા ૪૬, ફ૦ ૧૬.)

કા-થ્વોઇ અષા આકાઑ અરૅદ્રૅગ્ ઇશ્યા,
વંઘ્રહેઉશ્ મન્યેઉશ્ શ્યઑથનનાંમ્ જવરો.

પવીત્ર મનશ્નીનાં કાર્યોને આગળ વધારનાર, તારા (ઠેરવેલા) જાહેર મદદગારોને અષોઇથી (હું) કેમ પામું?
(ગાથા સ્પેન્તોમદ હા ૪૮, ફ૦ ૮.)

વીદ્યાત્ સઑશ્યાંસ્ યથા હોઇ અષિશ્ અંઘ્રહત્.
એ બીના (તારી) દીનનો માર્ગ બતાવનાર જાણે, જેથી તેને લાભ થાય. (ગાથા સ્પેન્તોમદ હા ૪૮, ફ૦ ૯.)

કદા મજ્દા માંનરોઇશ નરો વીસૅન્તે.
પારાંગત (કમાલ) બુદ્ધિના માણસો, હે અહુરમજદ! કયારે આવશે?
(ગાથા સ્પેન્તોમદ હા ૪૮, ફ૦ ૧૦.)

કે અઇર્યમા,.....દાતાઇશ્ અંઘ્રહત્.
નીયમ પ્રમાણે (મને) મદદ કરનાર કોણ થશે?
(ગાથા સ્પેન્તોમદ હા ૪૯, ફ૦ ૭.)

કત્ મોઇ ઉર્વા ઇસે ચહ્યા અવંઘ્રહો.
શું મારાં રવાંને કોઇનીબી મદદની ઇચ્છા રાખી છે?
(ગાથા સ્પેન્તોમદ હા ૫૦, ફ૦ ૧.)

અરોઇ-જી ક્મા મજ્દા અષા અહુરા
હાત્ યૂષ્માકાઇ માંથ્રાને વઑરાજયા,
અઇબી-દૅરૅશ્તા આવીષ્યા અવંઘ્રહા,
જસ્તાઇશ્તા યા-નાઑ ખાથ્રે દાયાત્.

હે અષો અહુરમજદ! તારી દીનનો મન્ત્ર પ્રગટ કરનારને (તારી) મજબુત તથા જાહેર મદદ આપીને, પુરતી રીતે તું જરૂર આનંદ આપ, કે જેથી (તારી મદદને લીધે), (તે નર) પુર જોરથી અમને સુખ આપે. (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૫.)

......જરથુશ્ત્રો
દાતા ખ્રતેઉશ્ હિજ્વો-રઇથીમ્ સ્તોઇ.

(પેગમબર) જરથુશ્ત્ર (જે) જ્ઞાનનો ભંડાર તથા નિત્ય (પોતાની) જીભને સીધે માર્ગે દોરવનાર (છે). (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૬.)

યાઇશ્ અજાથા મહ્માઇ ખ્યાતા અવંધ્રહે.

જેને લીધે (મારી અષોઇ તથા નેક મનશ્નીને લીધે) (તે માર્ગો તરફ લઇ જવાને), (મને) તું માર્ગ દેખાડે (તથા) મારી મદદે તું થા.
(ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૭.)

વે...સાૅરન્તે, અહુરો......
યએષાંમ્ તૂ પૉઉરૂયો મજ્દા ફ્રદક્ષ્તા અહી.

હે અહુરમજદ! તને સરદાર તરીકે ગણે છે, (તથા) જેમને હે અહુરમજદ! સર્વથી પ્રથમ માર્ગ દેખાડનાર તું છે.
(ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૩.)

અત્ જી તોઇ વક્ષ્યા મજ્દા.
હે અહુરજદ! તારા (માંથ્ર) (લોકોમાં) જરૂર હું જાહેર કરીશ.
(ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૮.)

સાખ્ર્નેની વજ્યમ્નાબ્યો કઇનિબ્યો મ્રઑમી,
ક્ષ્મઇબ્યાચા વૅદેમ્નો મૅનચા-ઇ માંજ્દજ્દૂમ;
વઍદોદૂમ્ દઍનાબીશ્ અબ્યસ્તા અહૂમ યે વંધ્રહેઉશ્ મનંધ્રહો,
અષા વે અન્યો અઇનીમ્ વીવેનઘહત્ તત્ જી હોઇ હુષેનૅમ અંધ્રહત્.

(પેગમબર જરથુશ્ત્ર કેહ છે):—પરણતી કન્યાઓને તથા તમે (પરણતા વરરાજાઓ)ને હું (જે) પરણવાને હુકમ (અથવા ઉત્તેજન) આપનાર (તે), (નીચે પ્રમાણે) શીખના વચનો કહું છું. મારા એ (વચનો) ઉપર તમે ધ્યાન આપજો. (અષો જરથુશ્ત્રની શીખ):—

ભક્તિમાન માણુસોની મારફતે ભણેલા થઇને પવીત્ર મનશ્નીનું જીવન મેળવીને, (તથા) અષોઇથી (ખરાં અંતકરણથી) તમારામાં એક બીજાને ચાહતાં[1] રેહજો, કે તેથી ખચીત તે (હરેક)ની જીંદગી સુખી થાય. (ગાથા વહિશ્તોઇશ્ત, હા ૫૩, ફ૦ ૫.)

**આથ્રવનૅમ્ બએષજ્યાત્ દહ્માયાત્ પરો આફ્રિતોઇત્.**

(તે વૈદ્યનું કાર્ય કરવાને લાયક ઠરેલો મજ્દયસ્ન) આથ્રવનને ભલી આશીષોના બદલામાં સારો કરે. (વંદીદાદ ૫ર૦ ૭, ફ૦ ૪૧.)

**આથ્રવનૅમ યઓજ્દથો દહ્માત્ પરો આફ્રિતોઇત્.**

આથ્રવન (એટલે દસ્તુર–મોબેદ)ને ભલી આશીષના બદલામાં પવીત્ર કરે. (વંદીદાદ ૫ર૦ ૯, ફ૦ ૩૭.)

**યેજિચ અએષો ના યો યઓજ્દાથ્રયો હચ અએઇબ્યો ન્માનએઇબ્યો તૂબિશ્તો અક્ષ્નૂતો પરાઇતિ. અપ હે પસ્કાત્ ફ્રઓઇરિસઇતે સ્પિતમ જરથુશ્ત્ર અએષ દ્રુખ્શ્ યા નસુશ્ નાઓંઘ્રહનત હચ ચષ્મનત્ હચ હિજ્વમત્ હચ પઇતિશ્–ખર્નાત્ ફ્રવાખ્ષત્ હચ ફ્ષુમકત હચ.**

જો તે યોજદાથ્રેગર નર આ ઘરમાંથી દુઃખી (તથા) નાખુશ થઇને[2] જાએ તો, હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! તેની પછી (તે યોજદાથ્રેગર ઘરમાંથી ગયા પછી), તે દરૂજ નસુશ, (તે નહાન નાહનારાના) નાક વાટે, આંખ વાટે, જીભ વાટે, કાંન વાટે, આલાત વાટે (તથા) પાછલા ભાગ વાટે જાય છે. (વંદીદાદ ૫ર૦ ૯, ફ૦ ૪૦.)

---

૧. ત્યાર પછી ઘણે લાંબે કાળે ઇસુ ખ્રિસ્તે Love thy neighbour as thyself નું શીક્ષણ આપ્યું. એજ શીક્ષણ અત્રે દીધું છે. માત્ર પરણેલાં જોડાંનેજ એ શીખ દીધી નથી, પણ જગત ઉપર પ્રેમ કરવાને અત્રે શીક્ષણ દીધું છે. તેનું કારણ છે. પ્રથમ સ્ત્રી, પુરૂષ એકમેક પ્રત્યે, પછી કુટુંબ પ્રત્યે, પાડોશી પ્રત્યે, શહેર પ્રત્યે, દેશ પ્રત્યે અને છેવટે જગતના માનવો તેમજ સકળ પ્રાણી પ્રત્યે પ્રીત કરવાનો અચલ નીયમ છે. પ્રથમથીજ જગત ઉપર પ્રેમ કરવું અશક્ય છે. ક્રમેક્રમે પ્રેમી થવાય છે. જેમ જ્ઞાન તેમ સદગુણોમાંનો શ્રેષ્ઠ પ્રેમનો સદગુણ ગ્રહણ કરવા કાજે અભ્યાસ કરવો પડે છે. હૈયાનું શીક્ષણ લેવે સઘળા સદગુણો મેળવવાને શક્તિ અને વલણ આવે છે.

૨. * देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवं ।
ब्रह्मचर्यमहिंसा च शारीरम् तप उच्यते ॥ (ગીતા ૧૭-૧૪.)

યઝદો, આથ્રવનો, ગુરૂઓ, જ્ઞાનીઓનો નમ્સકાર અને પૂજન, અને વળી અષોઇ, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, શારીરિક તપ ગણાય છે.

**અનુસો જી સ્પિતમ જરથુશ્ત્ર અએષ યા પઇતિ-ઇરિસ્ત અવત્ હ્વરે આ-તાપયઇતિ અનુસો હાઉ માઓ અનુસો અવે સ્તારો.**

હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! (તે યોજદાથ્રેગરને તેની મહેનતનું દામ ન આપ્યાથી) તે પાછા રીમન થએલા માણસની ઉપર સૂર્ય, ચંદ્ર તથા તારાઓ નાખુશીથી પ્રકાશે છે. (વંદીદાદ પર૦ ૯, ફ૦ ૪૧.)

**ખ્શ્નાવઇએઇતિ જી સ્પિતમ જરથુશ્ત્ર અએષો ના યો યઓજ્દાથ્રયો યત્ અએતૅમ પઇતિ-ઇરિસ્તૅમ્ ફ્રા-નસૂમ્ કરૅનઓઇતિ ખ્શ્નાવઇએઇતિ આત્રૅમ્ ખ્શ્નાવઇએઇતિ આપૅમ્ ખ્શ્નાવઇએઇતિ જાંમ્ ખ્શ્નાવઇએઇતિ ગાંમ્ ખ્શ્નાવઇએઇતિ ઉર્વરાંમ્ ખ્શ્નાવઇએઇતિ નરૅમ્ અષવનૅમ્ ખ્શ્નાવઇએઇતિ નાઇરિકાંમ્ અષઓનીમ્.**

કારણ કે, હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! તે યોજદાથ્રેગર માણસ કે જે મુવેલાંને અડકેલાંને નસાથી છુટા કરે છે (એટલે તેની રીમની ઉતારે છે) તે (નીચે જણાવેલી સૃષ્ટિને) ખુશી કરે છે:—(તે નર) આતશને ખુશી કરે છે, પાણીને ખુશી કરે છે, જમીનને ખુશી કરે છે, ગાય ઢોરને ખુશી કરે છે, માણસને ખુશી કરે છે (તથા) અષો નરને ખુશી કરે છે (તથા) અષો નારીને ખુશી કરે છે.[1]

(વંદીદાદ પર૦ ૯, ફ૦ ૪૨.)

**પઇતિ-દાનૅમ્ અઇનિમ્ બરઇતિ અનઇવ્યાસ્તો દએનાંમ્ દિવ્ઝ્જત્ હચ આથ્રવ સંઘ્રહઇતે. મા દીમ્ ફ્રયાઓ આથ્રવનૅમ્.**

જેઓ દીનના કાર્યમાં માહિતગાર થયા વિના પદાંનને ખોટી રીતે રાખે છે, (તથા) (જેઓ) ઠગાઇથી પોતાને આથ્રવન કેહડાવવા માગે છે. તેમને તારે આથ્રવન (દસ્તુર-મોબેદ) તરીકે ઓળખવો ન જોઇએ.[2]

(વંદીદાદ પર૦ ૧૮, ફ૦ ૧.)

---

૧. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, રીમની ઉતારનાર યોજદાથ્રેગરની મેહનતનું જે કાંઇ દામ થાય તે તેને આપવું, તેનો ખરો હક ન ડુબાડવો. દરેક માણસનો તેનો ખરો હક આપ્યાથી દાદાર અહુરમજદ રાજી થાય છે. The laborer is worthy of his hire.

૨. દાદાર અહુરમજદ અષો જરથુશ્ત્ર સાહેબને કહે છે કે, આ દુન્યામાં ઘણાં માણસો છે, જેઓ દીનના કાર્યમાં જોઇતી માહીતગારી મેળવ્યા વિના પદાંન રાખીને, તેનો ખોટો ઉપયોગ કરે છે, તેવા માનવીઓ જેઓ દસ્તુર-મોબેદમાં ખપવા માંગે છે, તેઓ ઠગાઇ કરે છે; તેઓ એ પદવીને લાયક નથી. ધૂર્તપણું અને ઢોંગ મોબેદમાં હોય, તો તે અતિ તીરસ્કારને પાત્ર અત્રે ઠર્યાં છે.

**ખ્રફ્સ્ત્રઘ્નૅમ્ અઇનિમ્ બરઇતિ અનઅઇવ્યાસ્તો દએનાંમ્ દિવ્ઝ્જત્ હચ આથ્રવ સંઘ્નહુઇતે. મા દિમ્ ફ્રયાઓ આથ્રવનૅમ્ ઉઇતિ ફ્રઓત્ અહુરો મજ્દાઓ આઇ અષાઉમ જરથુશ્ત્ર.**

જે માનવી દીનના કાર્યમાં માહીતગારી મેળવ્યા વિના, ખ્રફ્સ્રને મારવાનું[1] હથ્યાર ખોટી રીતે રાખે છે, (તે મનુષ્ય) ઠગાઇથી પોતાને આથ્રવન (દસ્તુર–મોબેદ) કેહવડાવવા માંગે છે. એ પ્રમાણે અહુરમજ્દે કહ્યું કે, હે અષો જરથુશ્ત્ર! તારે તેવા માનવીને આથ્રવન કેહવો ન જોઇએ. (વંદીદાદ પરં ૧૮, ફ૦ ૨.)

**અશ્ત્રાંમ્ મઇરીમ્ કાષયેઇતિ અનઅઇવ્યાસ્તો દએનાંમ્ દિવ્ઝ્જત્ હચ આથ્રવ સંઘ્નહુઇતે.**

(જે માનવી) દીનનાં કાર્યમાં માહિતગાર થયા વિના,[1] સાંપને મારવાનું હથ્યાર ખોટી રીતે રાખે છે, (તે) ઠગાઇથી પોતાને આથ્રવન કેહવડાવવા માગે છે. (વંદીદાદ પરં ૧૮, ફ૦ ૪.)

**ઉર્વરાંમ્ અઇનીમ્ બરઇતિ અનઅઇવ્યાસ્તો દએનાંમ દિવ્ઝ્જત્ હચ આથ્રવ સંઘ્નહુઇતે.**

(જે માનવી) દીનનાં કાર્યમાં માહીતગારી મેળવ્યા વિના[2], ઝાડ-પાન (અથવા બરસમ) ખોટી રીતે રાખે છે, (તે શખ્સ) ઠગાઇથી પોતાને આથ્રવન (એટલે દસ્તુર–મોબેદ) લેખાવવા માગે છે. (વંદીદાદ પરં ૧૮, ફ૦ ૩.)

**યો સએતે હઉર્વાંમ તરસચ ખ્પપનૅમ્ અયજૅમનો અસ્રાવયો અમરો ઍવૅરૅજયો અવિખ્ષો અસાચયો જયાઇ ચિનવત્ ઉશ્તાનૅમ્ દિવ્ઝ્જત્ હચ આથ્રવ સંઘ્નહુઇતે.**

(જે માનવી) યજશને કરયા વિના, (ગાથા) ગાયા વિના, (અવસ્તાને) યાદ કર્યા વિના, કામ ધંધો કર્યા વિના, (પોતે) શિખ્યા વિના તથા (બિજાને) શિખાડયા વિના, તમામ રાત (બિછાના ઉપર) પડી રેહે, (અને વળી) ઠગાઇથી પોતાને આથ્રવન (દસ્તુર–મોબેદ) કેહવડાવવા માંગે છે. (વંદીદાદ પરં ૧૮, ફ૦ ૫.)

---

૧. ખ્રફસ્ત્ર એટલે ઈજા કરનાર જીવોની પણ હિંસા કરવાને માટે અધિકારી પુરૂષજ જોઈએ. ૨. ગુરૂપદ અને ધર્મની મોબેદી માટે નાલાયકપણું અત્રે વર્ણવ્યું છે.

# અન્ય ધર્મોની સરખામણીઓ.

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्माविनिग्रहः ॥

(ગીતા ૧૩–૮)

નમ્રતા, ઢોંગરહિતપણું, અહિંસા, ક્ષમા, સરળ સ્વભાવ, ગુરૂની સેવા, પવીત્રાઇ, દ્રઢતા અને સ્વકાબુ (એ અધ્યાત્મ જ્ઞાનીના લક્ષણો કહેવાય).

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्ति मयि परां कृत्वा मामेवैष्यत्यसशयम् ॥
न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥

(ગીતા ૧૮ ૬૮–૬૯)

જે (જ્ઞાની ગુરૂ) આ મારી ઉંડામા ઉંડી ગુહ્ય બાબદ મારા ભકતોમાં જાહેર કરશે, તેણે મને સર્વોત્તમ ભક્તિ બતાવેલી ગણાશે અને અસંશય તે મને પ્રાપ્ત થશે. વળી તેના કરતાં માનવીમાં કોઇપણ મારી વધુ વહાલી સેવા કરી શકતો નથી, અને તેના કરતાં કોઇપણ મને વધુ પ્રિય ન થશે.

---

गुरु बिन ज्ञान न उपजे, गुरु बिन मिळे न भेद,[1]
गुरु बिन संशय न मिटे, जय जय जय गुरुदेव.
प्रेम बिना धिरज नहिं, बिरहे बिना वैराग,
सद्गुरु बिना मिटे नहिं, मन मनसाका दाग.

બિનસ્વાર્થિ પ્રેમ વિના મન ભક્તિમાં ધિરજ રાખી શકતું નથી. ભક્તિભાવ વિના વૈરાગ્ય ઉપજતો નથી. સદ્દગુરૂ વિના મન અને ઇચ્છાઓના કાળા ડાઘો ભૂસી શકતા નથી.

---

૧. ભુત, ભવિષ્યનું જ્ઞાન, ભેદ.

सद्गुरु समान को नहिं, सप्तद्विप नव खंड,
तिन लोक न पाइए, और एकबिस ब्रह्मान्ड.

જગતના સાત દ્વિપ અને નવ ખંડ ફરી વળો અને ત્રણ લોક (પૃથ્વિ, પાતાળ અને સ્વર્ગ) જોઇ લ્યો અને ૨૧) બ્રહ્માન્ડ ઢુંડો છતાં, ગુરૂ સમાન મદદગાર એક પણ શક્તિ નથી.

हरि कृपा तब जानिये, दे मानव अवतार,
गुरु कृपा तब जानीये, जब छोडावे संसार.

દાદગરની દયા ત્યારે સમજવી કે જ્યારે એક પ્રાણીને સર્વોત્તમ માનવીનો અવતાર દે છે. ગુરૂની કૃપા ત્યારે જાણવી કે જ્યારે ૮૪ લાખ યોનીના ચક્કરમાંથી, સંસાર છોડવી છુટકારો અપાવે છે.

देवी बडी न देवता, सुरज बडा न चंद,
आद अंत दोनो बडे, के गुरु के गोवंद.

નર કે નારી ફરેશ્તાઓ કોઇ મોટા નથી, કે નથી ચંદ્ર, સૂર્ય, વડા. ગુરૂ અને યઝદાન એ સર્વથી મોટા, કારણ કે શરૂઆતથી આખર સુધી તેઓ મદદગાર છે.

हरि रुठे गत एक हय, गुरु शरणागत जाय,
गुरु रुठे गत एको नहिं, हरि न होय सहाय.

કીરતાર કોપે ત્યારે એક માર્ગ છે, કે ગુરૂની સહાયતા લેવી. પણ જ્યારે ગુરૂ રૂઠે, ત્યારે તો એકે આશ્રય નથી, કારણ કે ખુદા પણ તે વેળાએ મદદ ન કરે.

गुरु महिमा गावत सदा, मन अति राखी मोद,
सो भव फिर आवे नहिं, बेठ प्रभुकी गोद.

જે સદા ગુરૂના ગુણ ગાય અને મન ખુશાલ રાખે, તે પૂનર્જન્મ લેતો નથી. તે હરહમેશ દાવરે દાદગરનાં પાસામાંજ રહે છે.

पूरा सद्गुरु सेवतां, अंतर प्रगटे आप,
मनसा वाचा कर्मणा, मिटे जन्मके ताप.

ખરા સદ્દગુરૂની સેવા કરતાં અંતરમાં ચઝહાન પ્રગટ થઇને, મન, વાણી અને કર્મના જન્મોનાં પાપો અને દુઃખો ટળી જાય છે.

गुरुसेवा जन बंदगी,[1] हरी सुमरन वैराग,
ए चारो जब मिळे, पुरन होये भाग.
गुरु लागा तब जानीये, मिटे मोह तन ताप,
हर्ष शोक वाजे नहिं, तब हर आपो आप[2].

ગુરૂ ત્યારે મળ્યા જાણ્યે જ્યારે મોહ અને શરીરના ભોગો માટેની જંજાળ મધે અને હર્ષ, શોકમાં, સમતોલપણું રહે. તે સમયે હર, ઇશ્વર ભેટશે અથવા તું ઇશ્વરરૂપ બની જઇશ.

सद्गुरु ऐसा किजीये,[3] तत् दिखावे सार,
पार उतारे पलकमे, दर्पन दे दातार.

ગુરૂ એવો શોધજે જે ઇશ્વરના દર્શન જેમ આરસી આપતાનેવાર તને મોઢું જણાય છે, તેમ તુરતજ દેખાડે, અને પલકમાં પાર ઉતારી દે.

भटक मुवा भेदी बिना, कोन बतावे धाम ?
चलते चलते जुग गयो, पाव कोस पर गाम.

ગુરૂ ભેદના જાણનાર વિના પન્થ દેખાડનાર નહિં, માટે માનવી ભટકી મરે છે. ચાલતાં ચાલતાં જુગ વીત્યો, જો કે ગામ તો માત્ર પા કોશ દૂર હતું (છતાં ન મળયું).

तिर्थमे फळ एक हय, संत मिळे फळ चार,
सद्गुरु मिले अनेक फळ, कहे कबीर बिचार.

તિર્થનું એક ફળ, સંતસમાગમના ૪ ફળ, પણ સદ્દગુરૂ મળવાના અનેક ફળો, છે એમ વિચારવંત કબીર કહે છે.

૧. લોકે સેવા. ૨. પોતાની મેળે ત્યારે ખુદા પ્રગટે છે. ૩. જે ગુરૂ સમજાવે અને આરસી આપીને તેમાં જેમ મોઢું દેખાય, તેમ ખુદાને દેખાડી દે અને પેલે પાર ઉતારે.

सद्‌गुरु सत्‌ का शब्द हय, जीने सत्‌ दिया बताय,
जो सत्‌कों पकड रहे, तो सत्‌हि मांहे समाय.

સદ્‌ગુરૂ 'અષોઇ', 'સત્‌', 'હક', ઇશ્વરનું બીજું નામ છે, જેણે ઇશ્વર દેખાડયો. જે સત્‌ને બરાબર ધરી રાખે, તે છેવટે સત્‌માંજ સમાઇ જાય છે–એકત્ર થાય છે.

बंधे से बंधा मिला, छुटे कोन उपाय,
संगत करीये निर्बंधकी, पळमे दिये छुटाय.

બંદીવાનને બીજો બંધો મળે તો છુટવાનો ઉપાય શું થઇ શકે? સંગત કરવી બંધથી મુક્ત હોય તેની, (ગુરૂની), જે પળવારમાં (જેલના રખેવાળની માફક) છોડવી શકે છે.

एक घडी आधी घडी, आधी उनमें आध,
संगत करिये संतकी, तो कटे कोट अपराध.

સંતની સંગત એક ઘડી, અડધી ઘડી કે ઘડીનો આઠમો હિસ્સો પણ કરવી. કારણ કે તેથી એક કરોડ પાપો તત્કાળ ભસ્મ થઇ જાય છે.

---

ز کوی مغان روي مگرد'ن کانجا    فروشند مفتاحِ مشکل کشائي
آنروز بردلم درِ معنی کشاده شد    کز ساکنانِ درگهٔ پیرِ مغان شدم
منم که گوشهٔ میخانه خانقاهِ من است    دعای پیرِ مغان وردِ صبحگاهِ من است
غرض ز مسجد و میخانه وصال شماست    جز این خیال ندارم خدا گواهِ من است
آمد افسوس کنان مغبچهٔ باده فروش    گفت بیدار شو ای رهرو خواب آلوده
شست وشوی کن و آنگه بخرابات خرام    تا نگردد ز تو این خراب آلوده
بطهارت گذران منزل پیری و مکن    خلعت شیب بتشریف شباب آلوده
بندهٔ پیرِ مغانم که زجهلم برهاند    پیر ما هرچه کند عینِ رعایت باشد

کیمیائیست عجب بندگی پیر مغان    خاك او گشتم و چندین درجاتم دادند
مرید پیر مغان ز من مرنج ای شیخ    چرا که وعده تو کردی و او بجا آورد
خلقهٔ پیر مغان ز ازل در گوش است    ما همانیم که بودیم و همان خواهد بود
بباغ تازه کن آئین زرتشتی    کنونکه لاله برافروخت آتش نمرود[1]

حافظ

---

## GURU.

And a certain scribe came, and said unto him, Master, I will follow thee withersoever thou goest.... And another of his disciples said unto him Lord, suffer me first to go and bury my father. But Jesus said unto him, Follow me: and let the dead[2] bury their dead. (*St. Matthew 8—19 to 22.*)

But be not ye called Rabbi: for one is your Master, even Christ; and all ye are brethren.[3]

(*St. Matthew 23-8*).

Watch ye therefore; for ye know not when the master of the house cometh, at even or at midnight or at the cock-crowing, or in the morning: lest coming suddenly he find you sleeping. And what I say unto you I say unto all, Watch! (*St. Mark 13—35 to 37.*)

Knowing that whatsoever good thing any man doeth, the same shall he receive of the Lord, whether he be bond or free. And, ye masters, do the same things unto, forbearing threatening; knowing that

1. See Mr. Dinsha J. Irani's contibutrion in the Cama Oriental Journal No. 7 for further development of this subject. 2. Dead to the spiritual world. 3. Brotherhood of disciples.

your Master also is in Heaven; neither is there respect of persons with him. Finally, my brethren, be strong in the Lord, and in the power of his might.

(*Ephesians VI—8 to 10.*)

Then shall the king[1] say unto them on his right hand, Come, ye blessed of my Father, inherit the kingdom prepared for you from the fonndation of the world; for I was hungered, and ye gave me meat: I was thirsty, and ye gave me drink; I was a stranger, and you took me in; naked and ye clothed me: I was sick and ye visited me: I was in prison, and ye came unto me. Then shall the righteous answer him, saying, Lord, when saw we thee hungered and fed thee? or thirsty and gave thee drink?....And the king shall answer unto them, Verily I say unto you, Inasmuch as ye have done it unto one of the least of these my brethren[2], ye have done it unto me.

(*St. Matthew XXV—34 to 40.*)

And why call ye me, Lord, Lord, and do not the things which I say? (*S. Luke VI—46.*)

No God is there but Allah, and Mahomed is His prophet. (*The Koran.*)

The teacher is like the candle which lights others in consuming itself. (*Ruffini.*)

He who honestly instructs, reverences God.

(*Mahomed.*)

Long is the way (to learning) by rules; short and effective by examples. (*Seneca.*)

---

1. Master or True Christ. 2. Brotherhood of all mankind is here clearly preached.

Whoso is pure of heart and sweet of speech,
It matters not if he has a rosary on his neck or no.
Whoso has made clear the way of self-knowledge,
It matters not if he have clotted hair on his head or no. (*Tukaram.*)

I esteem my teacher higher than my father,
From my father came to me grace and honor,
But my teacher nurtured my spirit and the spirit is a pearl,
While my father nurtured my body, which is but a shell. (*Majani-ul-adal.*)

The man of God is drunken without wine;
The man of God is filled without meat;
The man of God is always wondering;
The man of God is not formed from dust and wind;
The man of God is a king in ragged raiment;
The man of God is a treasure in a dust-heap.
The man of God is not skilled in bookish lore;
The man of God is hidden, O my son!
The man of God seek him and thou shalt find him. (*Jalaludin Rumi.*)

Every one who is crucified like Mansur[1]
After death his cross becomes a fruitful tree.
(*Abdurrahman.*)

The treasuries of God are the hearts of saints.
(*Ghazzali.*)

1. Mansure Hallaj, the great Sufi, put to death at Baghdad, A.D. 922, for exclaiming "I am The Truth (God)".

God's servants are His shadows here below on
earth,
To this world dead, but living in a second
birth. (*Jalaludin Rumi.*)

The Sufi's book is not a book of black letters,
The Sufi's book is a heart as white as snow.
(*Ibid.*)

The true Sufi is he alone, I say,
Who, what he has within his head lays down,
Gives what he has within his hand away,
And takes alike time's fickle smile and frown.
(*Abu Said.*)

The treasures of learned men are the traces
of the pen,
The treasures of the Sufi are the footprints
of the saints. (*Jalaludin Rumi.*)

Tell him I look for no recompense—not even to be born in heaven, but seek the benefit of men, to bring back those who have gone astray, to enlighten those living in dismal error, to put away all sources of sorrow and pain from the world. (*Fo-pen-hing-kih-king, Ch. 18.*)

---

# અષોઇ.



અશેઁમ વોહૂ વહિશ્તેઁમ અસ્તી,
ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્‌માઇ
હ્યત્ અષાઇ વહિશ્તાઇ અશેઁમ.

અષોઇ (એ) સર્વથી શ્રેષ્ટ નેઆમત છે (તથા) સુખ છે; સુખ તે (શખ્સ)ને (છે), કે જે સહુથી શ્રેષ્ટ અશોઇને ખાતરજ અશો (છે).

હુઇથ્યાવરૅશ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રષોતૅમૅમ્ સ્તઑમિ અશેઁમ.

અષોઇના સત્ય કાર્ય કરનારાઓની જે ખાહેશ (છે, તે બીજી સઘળી ખાહેશોથી) ઘણીજ ચઢતી (છે). અષોઇને હું વખાણું છું.

(હોરમજ્દ ખોદાય.)

હુક્ષથ્રોતેઁમાઇ બાત્ ક્ષથ્રૅમ્, અહ્માત્ હ્યત્ અઇબી-દદમહિચા, ચીષ્મહિચા, હ્‌વાનમહિચા હ્યત્ મજ્દાઇ અહુરાઇ, અષાઇચા વહિશ્તાઇ.

પાદશાહી સર્વોતમ પાદશાહ (અહુરમજ્દ)ને ખચીત (હોજો)! અહુરમજ્દ જે (પોતે) સહુથી શ્રેષ્ટ અષોઇ (તે)ની તરફ અમે મન લગાડીએ છીએ, (અથવા તેની સેવામાં રોકાઇએ છીએ), (તથા) તેને અમે કબુલ રાખીએ છીએ તથા તેને અમે પોતાનો તરીકે ગણીએ છીએ.

(બાજ પેશાબની.)

સ્રઑૅમ અષીમ હુરઑધૅમ, વૅરૅથ્રાજનૅમ ફ્રાદત્-ગએથૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે.

ખુબસુરત, ફત્તેહમંદ, જગતની વૃદ્ધી કરનાર, પવિત્ર તથા અશો સરોશ (યજદ) (જે) અશોઇનો સરદાર (તેને) અમે વખાણીએ છીએ.

(સરોશ બાજ.)

વંઘુઉહીશચ અધાઓ વંઘુઉહીશ્ચ અષયો, હુપઉર્વાઓ વહેહીશ, અપરાઓ રાસૅન્તીશ દરૅઘો-વારૅથ્મનો. યથ નો મજિશ્તાઑસ્ચ વહિશ્તાઑસ્ચ સ્રએશ્તાઑસ્ચ અષયો ઑરૅન્વન્તે. અમૅષનાંમ સ્પૅન્તનાંમ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, ફ્રદથાઇ અહે ન્માનહે,

**ક્રદથાઇ વીસ્પયાઓ અષઓનો સ્તોઇશ, હમિસ્તેએ વીસ્પયાઓ દ્રવતો સ્તોઇશ. સ્તવસ્ અષા યે હુદાઓ યોઇ હન્તિ.**

સારાં દાન, પુણ્યનાં કાર્યો તથા સારાં અષોઇનાં કાર્યો (જે) ઘણાજ ચઢતે દરજ્જેનાં (તથા) વધારે ભલાં (છે), તથા પાછળથી (એટલે પરીણામમાં) (આપણને) (મદદે) પોંહચનારાં (તથા) લાંબો વખત સુધી બચાવ કરનારાં (છે, તેમને) (હું વખાણું છું), જેથી સહુથી મોટી તથા સહુથી સરસ તથા સહુથી શ્રેષ્ટ અષોઇ અમને પ્રાપ્ત થાય.

(શું કરવા અષોઇ મેળવીએ તે વીશે નીચે જણાવે છે) અમેશાસ્પંદોની યજશ્ને કરવાને માટે, (તેમની) આરાધના કરવાને માટે, (તેમને) ખુશનુદ કરવાને માટે, અને (તેમની) કીર્તિ ગાવાને માટે, (તથા) આ ઘરની આબાદીને માટે, (તથા) અશો (હોરમજદ)ની તમામ સૃષ્ટિની આબાદીને માટે, (તથા) દરવંદના તમામ સૃષ્ટિની વિરૂદ્ધ થવાને માટે (અમને તે અષોઇ મળે). અષોઇને લીધે તેની કીર્તિ હું ગાવું છું, જે (પોતે) સારાં ડહાપણવાળો (છે), (તથા) જેઓ (એટલે તેના અમેશાસ્પંદો) (બી તેવાજ) છે. (હોશબાંમ.)

**ક્ષયમ્નૅમ્ અષવનૅમ દાયત. અક્ષયમ્નૅમ્ દ્રવન્તૅમ્. વસો-ક્ષથ્રો ખ્યાત્ અષવ; અવસો-ક્ષથ્રો ખ્યાત્ દ્રવાઓ ગતો હમિસ્તો, નિજ્રઅૅર્તો હચ સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામબ્યો, વર્તો અવસો-ક્ષથ્રો.**

અશો (માણસ)ને રાજ કરનારો તું ઠેરવ, દરવંદ (એટલે પાપી માણસ)ને રાજ ન કરનારો (તું બનાવ). અશો (માણસ) પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનારો થાય; દરવંદ (એટલે પાપી પુરૂષ) દુઃખમાં પડેલો, સ્પેનામીનોની સૃષ્ટિમાંથી બહાર કાઢી મુકેલો, (પોતાની યુક્તિઓમાં) નિષ્ફળ થએલો, (તથા) પોતાની મરજી પ્રમાણે હકુમત ન ચલાવનારો (થાય)! (હોશબાંમ.)

**અષ વહિશ્ત, અષ સ્રએશ્ત, દરેસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમૅમ્ થ્વા હખ્મ.**

સહુથી ઉત્તમ અશોઇથી, (તથા) શ્રેષ્ટ અશોઇની મારફતે, (હે અહુરમજદ!) તને અમે જોઇએ, (તથા) તારી નજદીક અમે આવ્યે, (તથા) તારી સદાકાળની મીત્રતાને અમે પોંહચ્યે. (હોશબાંમ.)

**આમ્મત યત્ હ્વરૅ ઉજ્જાક્ષ્યેઇતિ, બવત્ જાંમ અહુરધાતાંમ યઑજ્દાથ્રૅમ, આપૅમ તચિન્તાંમ યઑજ્દાથ્રૅમ, આપૅમ ખાંન્યામ યઑજ્દાથ્રૅમ, આપૅમ જરયનાંમ યઑજ્દાથ્રૅમ, આપૅમ અર્મએશ્તાંમ યઑજ્દાથ્રૅમ, બ્વત દાંમ અષવ યઑજ્દાથ્રૅમ, યાઑ હૅન્તિ સ્પેન્તહે મઇન્યેઉશ.**

જ્યારે સૂર્ય ઉગે છે (ત્યારે) (તે) અહુરમજદની પેદા કીધેલી જમીનને પવીત્ર કરવાનું સાધન થાય છે, વેહતાં પાણીને પવીત્ર બનાવવાનું સાધન (થાય છે), ઝરાનાં પાણીને પવીત્ર કરવાનું સાધન (થાય છે), દરિયાનાં પાણીને પવીત્ર બનાવવાનું સાધન (થાય છે), થમ પાણીને પવીત્ર કરવાનું સાધન (બને છે), તથા અશો સૃષ્ટિ કે જે સ્પેનામીનોની છે (તેને) પવીત્રાઇ આપનાર સાધન બને છે.

(ખોરશેદ નિયાયશ, ફ૦ ૧૨.)

**આચ નો જમ્યાત્ અષવરતાઇ.........મિથ્રો યો વૅાઉરૂ-ગઑયઑઇતિશ.**

જે બોહળાં ખેતરવાળો મેહર (યજદ) (તે) અમારી અષોઇને માટે (અત્રે) આવે! (મેહર નિયાયશ, ફ૦ ૧૪.)

**ઉસ્-મોઇ ઉજારૅષ્વા અહુરા.**

અએ હોરમજદ! તું મને પવિત્ર કર! (આતશ નિયાયશ.)

**અષા હજો એમવત્ દસ્વા.**

અષોઇને લીધે તું મને હિમ્મતવાળું જોર બક્ષ. (આતશ નિયાયશ.)

**અષા દએનાઑ ફ્રદક્ષયા.**

અષોઇ મારફતે (તું મને) દીન શીખાડ. (આતશ નિયાયશ.)

**દાયાઑ મે, આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઑ......વહીશ્તૅમ અહ્મ અષઑનાંમ રઑચંઘ્હૅમ વીસ્પો-ખાથ્રૅમ, જજે-બુયે વંઘ્હાઉચ મીજ્દે, વંઘ્હાઉચ સ્રવહિ, ઉરૂનએચ દરૅઘે હવંઘ્હે.**

હે! અહુરમજદના પુત્ર આતશ! તું મને અશો લોકોનું રોશન, તમામ આરામવાળું સ્વર્ગ આપ, (અને તે સ્વર્ગ) ભલા બદલામાં, ભલી બંદગીમાં (ભક્તિને લીધે), તથા (મારાં) રવાનની લાંબા વખતની પવિત્રાઇ(ના બદલા)માં હું મેળવું! (આતશ નિયાયશ, ફ૦ ૬.)

**રતૂમ બૅરૅજન્તૅમ યજમઇદે યિમ્ અહુરૅમ મજ્દાંમ, યો અષહે અપનોતૅમો, યો અષહે જત્રમૂરતૅમો.**

શ્રેષ્ઠ સરદાર જે અહુરમજદ (તેને) અમે યાદ કરીએ છીએ, જે (અહુરમજદ) અષોઇમાં સર્વથી ચઢતો (તથા) જે અષોઇમાં ઘણોજ મદદ કરનારો (છે). (હાવન ગેહ, ફ૦ ૧૦.)

**નાઇરિકાંમ્ચ અષઑનીમ્ યજમઇદે...નરૅમ્ચ અષવનૅમ યજમઇદે.**

અશો નારી (ને) અમે વખાણીએ છીએ......અશો નરનું અમે સ્તવન કર્યે છીએ. (અઈવિસ્રુથ્રેમ ગેહ, ફ૦ ૯.)

**ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઇ, ઉશ્તતાઈત્ય વીસ્પૅમ્ અષવનૅમ વીસ્પાઇ અષઑને પર-ચિનસ્તિ, યથના સ્તાઈત્ય વીસ્પૅમ્ અષવનૅમ વીસ્પાઇ અષઑને પર-ચિનસ્તિ.**

ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઇ (એ કલામ બોલતાં) (ભણનાર) જેમ દરેક અશો (માણસ)ને, દરેક અશો (માણસ) તરફ મક્કમપણે શામેલ કરે છે. (ફ્રાશ્રઓતનો હા, ફ૦ ૨.)

**યત્ અષાઈ વહિશ્તાઇ અર્યૅમ, પર ચિનસ્તિ વીસ્પૅમ માંથ્રૅમ વીસ્પૅમ માંથ્રાઇ, યથ અષાઈ ક્ષથ્રૅમ્ ચિનસ્તિ, યથચ જ્બયેન્તે અષઑને અર્યૅમ ચિનસ્તિ, યથચ ક્ષમાવોય અર્યૅમ ચિનસ્તિ યત્ સઑશ્ય-ન્તએઇબ્યો.**

યત્ અષાઇ વહિશ્તાઇ અર્યૅમ્ (એ કલામ બોલતાં) (ભણનાર) આખી માંથ્રવાની દરેક માંથ્રવાની જાણનારને માટે સ્વિકારે છે, જેમ (તે) અષોઇને માટે પાદશાહી (સર્વોપરી) કબુલ રાખે છે, તથા જેમ (મીનોઇ યજદોની) આરાધના કરનાર અષો (માણસ)ને માટે, અષોઇ કબુલ રાખે છે, તથા જેમ તમે ફાયદો કરનારાઓ માટે, (તે) અષોઇ કબુલ રાખે છે. (ફ્રાશ્રઓતનો હા, ફ૦ ૩.)

**મજ્દાઑ ફ્રાશ્રઑત; ચીમ ફ્રાશ્રઑત; અષવનૅમ મઇન્યઑમચ ગએથીમચ. સ્વાંસ ફ્રાશ્રઑત ફ્રવાકૅમ; વહિશ્તો ક્ષયમ્નો સ્વન્તૅમ, અષવનૅમ વહિશ્તૅમચ અવસો-ક્ષથ્રૅમચ.**

(દાદાર) અહુરમજદે (અષેમ વોહૂનો કલામ) જાહેર કીધો. કોણને જાહેર કીધો?

(જવાબ):—મીનોને લગતા તથા ગેતીને લગતા અષો (માણસ)ને.
કયા અધિકારથી (તે અષેમ્ વોહૂનો) કલામ (તેણે) જાહેર કર્યો?
(જવાબ):—સર્વથી શ્રેષ્ઠ રાજ્યકર્તા લેખે.
કોણને (જાહેર કર્યો)?
(જવાબ):—પોતાના મનના તુરંગ પ્રમાણે ન ચાલનાર, અષોઇથી સર્વથી શ્રેષ્ઠ (માણસ)ને. (ફ્રાશ્રઓતનો હા, ફ૦ ૪.)

**કત્ અસ્તિ માંથ્રહે સ્પૅન્તહે......વીસ્પહે અંઘ્રહેઉશ્ અસ્ત્વતો અંઘ્રહ્વાંમ્ અસ્તિ વીમરૅજિશ્તૅમ.**

**આઅત્ મ્રઑત્ અહુરો મઝ્દાઑ અશાઉંમ્ નાંમ્, સ્પિતમ જરથુશ્ત્ર, યત્ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્. તત્ અસ્તિ માંથ્રહે સ્પૅન્તહે ...વીસ્પહે અંઘ્રહેઉશ્ અસ્ત્વતો ... અંઘ્રહ્વાંમ્ અસ્તિ વિમરૅજિશ્તૅમ.**

માંથ્ર સ્પેન્તો કયો ભાગ આખી હાડમંદ દુનિયામાં જીવને સર્વથી વધુ પવીત્ર કરનારો છે?

ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે હે સ્પીતમાન જરથોશ્ત! હમો અમેશાસ્પંદોનાં નામો માંથ્ર સ્પેન્તનો તે ભાગ છે, (જે) તમામ હાડમંદ દુનિયાંમાં જીવને ઘણોજ પાક કરનારો છે. (હોરમજદ યશ્ત, ફ૦ ૧-૫.)

**અષવ નાંમ અહ્મિ, અષવસ્તૅમ નાંમ અહ્મિ.**

(હું) અષો નામવાળો છું, (હું) સર્વથી અષો નામ ધરાવનાર છું. (હોરમજદ યશ્ત, ફ૦ ૧૨.)

**કત્ અષવ મઝ્દ વનત્ દ્રૂવન્તૅમ. અષવ વનત્ દ્રુજિમ, અષવ વનત દ્રૂવન્તૅમ.**

હે અહુરમજદ! શું અશો (માણસ) દરવંદને (એટલે દુષ્ટ માણસને) મારે? જવાબ:—(હા) અષો (માણસ) દરૂજને મારે; અશો (માણસ) દરવંદને મારે. (હોરમજદ યશ્ત, ફ૦ ૨૮.)

**અષહ્યા આઅત્ સઇરી, અષહ્યા વૅરૅજેને, કહ્માઇચીત્ હાતાંમ જીજિષાંમ્ વહિશ્તાંમ આદ્દા ઉબોઇબ્યા અહુબ્યા.**

અષોઇની સરદારી હેઠળ (તથા) અષોઇના કાર્યમાં (કાયમ રહિને), હયાતોમાંનો કોઇ નર, બન્ને દુનિયામાં સર્વથી ઉત્તમ જીવન ગાળવા ઇચ્છતો (હોય, તો) (તેને) સખી (થવું). (મ્હોટી હપ્તન યશ્ત, ક૦ ૧, ફ૦ ૮.)

**યાઑસ્ચા તોઇ ગેનાઑ અહુરા મજ્દા, અષાત્ હચા વઇરયાઑ, તાઑ યજમઇદે. ઇજાઑ, યઓશતયો, ફ્રૅરશતયો, આર્મતયો, વંઘ્રઉહીમ આબીશ્ અષીમ, વંઘ્રઉહીમ ઇષૅમ, વંઘ્રઉહીમ આજાઇતીમ, વંઘ્રઉહીમ ફ્રસસ્તીમ, વંઘ્રઉહીમ પૅરનદીમ યજમઇદે.**

હે અહુરમજદ! (આ નીચે જણાવેલી) તારા નારી સ્વરૂપના ફરેશ્તા તથા નીતિના ગુણો જે અષોઇને અંગે પસંદ કરવા યોગ્ય (છે), તેમને અમે વખાણીએ છીએ. સુખાકારી, પવિત્રાઇ, વૃદ્ધિ, સંપૂર્ણ મનશ્ની, તેની સાથે વળી નમ્રતા, ભલી ઇચ્છા, ભલી આબાદી, ભલું શીક્ષણ, (તથા) ભલી પારેન્દિ[1] (એ સર્વને) અમે વંદીએ છીએ.

(મ્હોટી હપ્તન યશ્ત, ક૦ ૪, ફ૦ ૧–૨.)

**અપો અત્ યજમઇદે, મએકઇન્તીશ્ચા, હેબ્વઇન્તીશ્ચા, ફ્રવજંઘ્રહો, અહુરાનીશ્ અહુરહ્યા, હ્વપંઘ્રહાઑ, હુપૅરથ્વાઑસ્ચા વાઑ, હ્વોઘ્રજથાઑસ્ચા, હ્રસ્નાથ્રાઑસ્ચા, ઉબોઇબ્યા અહુબ્યા ચગેમા.**

ટીપાતાં, એકઠાં થતાં તથા આગળ વહેતાં પાણીઓને અમે વખાણયે છીએ. હે! અહુરમજદનાં (તથા) અહુરમજદને લગતાં (પાણીઓ!) (અમે) તમને ખુબીવાળાં, બોહળાં, સારી પેઠે વેહતાં, (તથા) બન્ને દુનિયાંને સારૂં પવીત્ર કરનારાં લેખીએ છીએ.

(મ્હોટી હપ્તન યશ્ત, ક૦ ૪, ફ૦ ૩.)

**દાઇદી અત નેરાંશ્ મજ્દા અહુરા, અષાઉનો અષ–ચિનંઘ્રહો, અઇદ્યૂશ્ વાસ્ત્રયેંગ્, દરૅગાઇ ઇજાઇ બેજવઇતે હુખ્મહને, અહ્માઇબ્યાચા અહ્મા રફ્નંઘ્રહો.........ઉતા ખ્યામા મજ્દા અહુરા અષવનો ઑરૅબ્યા.**

લાંબો વખત સુધી ચાલે તેવી આબાદીને માટે, (તથા) મજબુત મિત્રાચારીને માટે, (હે અહુરમજદ!) અશોઇની ઇચ્છા ધરાવનાર, ચાલાક તથા મેહનતુ અષો માણસો અમને તથા અમને ખુશાલ કરનારાઓને તું આપ. વળી અમે અષો તથા નીર્મળ થઇએ.

(મ્હોટી હપ્તન યશ્ત, ક૦ ૬, ફ૦ ૩–૪.)

**અહ્યા હ્વો નૈ દાઇદી, અહ્માઇચા અહુયે મનખ્યાઇચા; તત્ અહ્યા યા તત્ ઉપા–જમ્યામા, તવચા સરૅમ્ અષખ્યાચા વીસ્પાઇ યવે.**

---

૧. એક ફરેશ્તો.

અએ અહુરમજદ! મારા જેવા ધર્મિષ્ટોને જે બદલો તેં આપ્યો છે (તેટલો, બદલો), આ તથા મીનોઇ દુનિયા સારૂં, તું પોતે અમને આપ, કે તેને લીધે સદાકાળ સુધી તારી તથા અષોઇની સરદારીને અમે પહોંચ્યે. (મ્હોટી હપ્તન યશ્ત, કo ૬, ફo ૬.)

**અથઉરૂનાંમચા પઇતીઅજાંથ્રૅમ્ યજમઇદે, યોઇ યેયાં દૂરાત્ અષો-ઈષો દખ્યુનાંમ્.**

અથોરનાનોનાં પાછા આવી પહોંચવાને અમે વખાણીએ છીએ, જેઓ દેશોની પવિત્રાઇ (વધારવા)ની ઇચ્છા રાખતા, દુર સુધી જાય છે. (મ્હોટી હપ્તન યશ્ત, કo ૮, ફo ૬.)

**ગરો-ન્માનૅમ્ ઉરૂયો અસ્તિ અષાવઑયો. નએચિશ દ્રૂવતાંમ્ અયેને પઇતિશ ગરો ન્માનૅમ્, રૅવાહુ અષાયઑનૅમ્ ચિથ્રૅમ્ અહુરૅમ મજદાંમ્.**

ગરોથ્માન (બેહશ્ત) અષો માનવીઓને માટે છે: અષો (લોકો)નું સ્થળ (જે) ગરોથ્માન (છે) તે તરફ જવામાં (તથા) કુશાદગીમાં (એટલે સગવડથી) જાહેર રીતે (દાદાર) અહુરમજદ તરફ (જવામાં), દુષ્ટ માણસોમાંનો કોઇપણ નથી હોતો. (અરદીબેહેશ્ત યશ્ત, ફo ૪.)

**બએષજનાંમ્ બએષજયોતૅમો યત્ માંથ્રૅમ્-સ્પૅન્તૅમ્-બએષજયો, યો નર્શ અષઑનો હચ ઉરૂથ્વાંન્ બએષજયાત્.**

પવિત્ર માંથ્રવાણી ઉચ્ચારીને સાજું કરનાર (સઘળા) વેદોમાં સર્વથી શ્રેષ્ટ તંદોસ્તી આપનાર (છે), (કારણકે) તે અષો માણસનાં ભીત્તરથી તેને આરોગ્યતા આપે છે. (અરદીબેહેશ્ત યશ્ત, ફo ૬.)

**આઅત્ પઑઇરીમ્ ફ્રશ્રઑમિ નરૅમ્ અષવનૅમ; યેજિ પઑઇરીમ્ ફ્રશ્રઑમિ નરૅમ્ અષવનૅમ ઇમત્ સ્પૂન્વો રજિશ્ત, ઇમત્ અમૅષએઇબ્યો સ્પૅન્તએઇબ્યો, યો અસ્તિ મઇન્યવનાંમ્ યજતનાંમ, નઇસ્યો નામનાઑ તાઑ બૂજત્ નરૅમ્ અષવનૅમ્. હચ નસૂમ્, હચ હષિ, હચ ઘષિ, હચ સએને, હચ બૂજિ, હચ હએનયાઑ પૅરૅથુ-અઇનિકયાઑ, હચ દ્રફ્ષયાઑ પૅરૅથુ-ઉજ્ગૅરૅપ્તયાઑ, હચ મષ્યાઇ દ્રવઇત્યાઇ સાસ્તયાઇ, હચ સ્તરાઇ વઇસ્યાઇ, હચ નરો સાસ્તયાઇ, હચ યાતાઇ, હચ પઇરિકાઇ, હચ ઉરૂવિસ્ત.**

**સર્વથી પહેલાં અષો માણસને હું પસંદ કરૂં છું. અષો માણસને એટલા માટે હું પસંદ કરૂં છું કે તેને સર્વથી સાચો રબ્ને યજદ તથા અમેશાસ્પંદો તથા મીનો યજદો, નસુશ (દૈત્યથી), હષિ દૈત્યથી, ઘષિ (દૈત્ય)થી, સએની (દૈત્ય)થી, બુજિ (દૈત્ય)થી, પુષ્કળ પલટણવાળાં લશ્કરથી, ઉંચે પકડેલા બોહળા વાવટા (અથવા ભાલા)થી, દુષ્ટ (તથા) જુલમગાર માણસથી, ધાતુનાં બનાવેલાં ખંજરથી, જુલમગાર માણસોથી, જાદુગરથી, પરીથી (તથા) ભુલા પાડે એવા રસ્તાથી રક્ષણ આપે છે.** (ખોરદાદ યશ્ત, ફ૦ ૩-૪.)

**હો ઇથ્ર વ્યાખ્મન્યેઇતિ, હો ઇથ્ર પૅરેસન્યેઇતિ. કો માંમ્ નૂરાંમ ક્રાયજાઇતે, ગઑમવઇતિબ્યો, હઑમવઇતિબ્યો જઑથ્રાબ્યો; કહ્માઇ અર્જમ દધાંમ્ ગઑયાંમ ઇશ્તીમ્, ગઑયાંમ્ વાંથ્વાંમ હવહેચ ઉરૂનો યઑજ્દાથ્રૅમ. નૂરાંમ અહ્મિ યેસન્યસ્ચ વહ્મ્યસ્ચ અંઘ્રઉહે અસ્તવઇતે, અષાત્ હચ યત્ વહિશ્તાત્.**

એ તરફ તે (તેશ્તર) સભા બોલાવે છે, (તથા) એ તરફ (સભાસદોને) તે (નીચે મુજબ) પુછે છેઃ—હવે કોણ મને જીવામ સાથની (તથા) હોમ સાથની ક્રિયાની ભેટોથી ઇજશે? કોણને હું ગાયનાં ટોળાની દોલત (તથા) ગાયનું ટોળું (તથા) પોતાનાં રવાનની પવિત્રાઇ બક્ષું? સર્વથી શ્રેષ્ટ પવિત્રાઇને લીધે હાડમંદ દુનિયાંમાં હવે (હું) યજશનીને લાયક તથા આરાધનાને લાયક છું.

(તીર યશ્ત, ફ૦ ૧૭.)

**ના અષવ આક્રિવચસ્તૅમો, હો વૅરેથ્ર વૅરેથ્રવસ્તૅમો.**

અશો માણસ સર્વથી વધુ દુઆ (કલ્યાણ)ના સુખન ઉચરનારો (છે), તે ફત્તેહની મારફતે સર્વથી વધુ ફત્તેહમંદ (હોય છે).

(સરોશ હાદોખ્ત, ફ૦ ૩.)

**યસચ, જરથુશ્ત્ર, ઇમત્ ઉખ્ધૅમ્ વચો ફ્રવઑચાત્, ના વા નાઇરિ વા, અષ-સર મનંઘ્રહ, અષ-સર વચંઘ્રહ, અષ-સર ષ્યઑથ્ન.........કહ્મિ કહ્મિચિત્ વા અઇપ્યનાંમ; કહ્મિ કહ્મિચિત્ વા અરથ્યનાંમ્ થ્વએષો બિવિવાઑ; નોઇત્ દિમ્ યત અંઘ્રહે અયાંન્, નોઇત્ અંઘ્રહાઑ ક્ષપો, દ્રવાઑ જર્તો જરનુમનો જજરાનો, અષિબ્ય અવ-સ્પશતિચિન અવિ અવ-સ્પઝ્નઑત્, નોઇત ગધહે વજો-વાંથ્વ્યેહે ત્બએષો ક્રાંશતિચિન ક્રાઝ્નુયાત્.**

હે જરથુશ્ત્ર! જે કોઇ નર અથવા નાર આ બંદગીનો મંત્ર (એટલે અહુનવર) અતિશય અષોઇવાળાં મનથી, તે અતિશય અષોઇવાળાં વચનથી (તથા) અતિશય અષોઇવાળાં કાર્યથી આફ્તોમાંની કોઇ પણ (આફ્તની વખતે), અથવા કવખતમાંના કોઇએ (કવખતે), ભયમાં (આવી પડેલો હોય) (અથવા) બીધેલો (હોય), (ત્યારે) ભણે (તો), તેને તે દહાડે (અથવા) તે રાતે (એટલે જે વખતે ભણે ત્યારે), (કોઇ પણ) દુરવંદ, જુલમગાર, દુઃખ દેનાર, (અથવા) ઇજા કરનાર (પોતાની) બે આંખોથી (તે ભણનાર) (ઉપર) નજરે (દેખીતી આંખો છતાં) જોઇ શકે નહી; (તથા) જોરાવર ટોળકીવાળા લુટારાની બુરાઇ આગળ વધીને (તે અહુનવર ભણનારને) પહોંચી વળી શકે નહી.

(સરોશ હાદોખ્ત, ફ૦ ૪-૫.)

મા હે મઇન્યો ગેઉર્વયોઇત .....મા અપાવો.

યેજિ-પે મઇન્યો ગેઉર્વયાત્..... અપાવો......પર બએષજ હુચઇતે ચૅરૅથ્રશ્નો અહુરધાતો.

તે (ઇજેલી ચીજ) પાપી માણસ (તથા) અષોઇને તોડનાર માણસ હાથમાં ન પકડે અને જો (ઇજેલી ચીજ) પાપી માણસ (તથા) અષોઇને તોડનાર હાથમાં પકડે તો અહુરમજદે પેદા કરેલો બેહરાંમ (યજદ) તંદોરસ્તીના ઉપાય છીનવી લે છે.

(બહેરાંમ યશ્ત, ફ૦ ૫૧-૫૨.)

હઓમૅમ......નિપાતારૅમ્ વૉહુ બઇરે.

હોમ (જે) સારી (ચીજ)ને બચાવનાર તેને હું મારી પાસે રાખું.

(બહેરાંમ યશ્ત, ફ૦ ૫૭,)

આઅત્ મે અએમ્ પઇતિ-અઓખ્ત હઓમો અષવ દૂરઓષો, અઝૅમ્ અહ્મિ જરથુશ્ત્ર હઓમો અષવ દૂરઓષો.

ત્યારે તે અશો (તથા) દર્દને પાછળ નાખનાર હોમે મને જવાબ આપ્યો કે, હે! જરથુશ્ત્ર! હું અશો (તથા) દર્દને પાછળ નાખનાર હોમ છું. (મ્હોટી હોમ યશ્ત, ક૦ ૧, ફ૦ ૨.)

યો જનત્ અજીમ્ દહાકૅમ્......યાંમ્ અશ્-અઓજસ્તૅમાંમ્ દ્રુજૅમ્ ફ્રચ કૅરૅન્તત્ અંગ્રો મઇન્યુશ, અવિ યાંમ્ અસ્તવઇતીમ્ ગએથાંમ્, મહ્ર્કાઇ અષહે ગએથનાંમ્.

જેણે (ફ્રેદુને) જોહાકને માર્યો, જે ઘણાજ બળવંત દુજને (ઝુહાકને) (આ) હાઉમંદ દુનિયા ઉપર અષોઇના મુલકોના નાશને માટે અંગ્રેમ-ઇન્યુશે પેદા કર્યો. (મ્હોટી હોમ યશ્ત, ક૦ ૧, ફ૦ ૮.)

**અષિશ્ વંઘ્રુઉહિ રામયત્ ઇધ ઉપ ઇમત્ ન્માનૅમ, યત્ આહૂઇરિ યત્ હઑમહે અષવજંઘ્રહે.**

આ ઘર કે જે હોરમજદી (તથા) જે અષોઇનું કૌવત આપનાર હોમનું (છે, તેમાં) અશિશવંઘ ખુશાલી (અથવા) સુખ બક્ષે.

(મ્હોટી હોમ યશ્ત, ક૦ ૨, ફ૦ ૧.)

**(હઓમ) હઇથીમચ અષહે ખાઑ અહિ.**

(હે હોમ!) ખરેખર (તું) અશોઇનું મૂળ છે.

(મોટી હોમ યશ્ત, ક૦ ૨, ક૦ ૪.)

**હો યો હઑમહે મધો અપ હચઇતે ઉર્વાસ્મન.**

હોમની જે કેફ તે આનંદ (તથા) પવિત્રાઇને માર્ગે ચલાવે છે.

(મોટી હોમ યશ્ત, ક૦ ૨, ફ૦ ૮.)

**વીસ્પનાંમ્ચ આઑંઘ્રહાંમ્ પઑઇર્યનાંમ્ ફ્રવષિનાંમ્ ઇધ યજમઇદ ફ્રવષીમ્ અવાંમ્ યાંમ્ અહુરહે મજ઼દાઑ.........અષાત્ અપનોતૅમાંમ્ચ.**

આ તમામ ફ્રેરોહરોમાંથી સર્વથી પેહલાં (દાદાર) અહુરમજદનું ફ્રેરોહર, જે અશોઇમાં સર્વથી શ્રેષ્ટ, (તેને) આ સ્થળે અમે માન સાથે યાદ કર્યે છીએ. (સતુમનો કરદો, ફ૦ ૨.)

**પઑઇર્યનાંમ્ તકએષનાંમ્ પઑઇર્યનાંમ્ સાસ્નો-ગૂષાંમ્, ઇધ અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અહૂમ્ચ દએનાંમ્ચ બઑધશ્ચ ઉર્વાનૅમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે, યોઇ અષાઇ વઑનરે. ગેઉશ્ હુધાઑંઘ્રહો ઉર્વાનૅમ્ યજમઇદે. યોઇ અષાઇ વઑનરે. ગયેહે મરૅથ્નો અષઑનો ફ્રવષીમ યજમઇદે. જરથુશ્ત્રહે સ્પિતામહે ઇધ અષઑનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે. કવોઇશ્ વીશ્તાસ્પહે અષઑનો ફ્રવષીમ્ યજમઇદે. ઇસત્ વાસ્ત્રહે જરથુશ્ત્રોઇશ્ અષઑનો ફ્રવષીમ્ યજમઇદે. નબાનજ઼દિશ્તનાંમ્ ઇધ અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અહૂમ્ચ દએનાંમ્ચ બઑધસ્ચ ઉર્વાનૅમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે, યોઇ અષાઇ વઑનરે.**

પોરયોદકેશોમાંના (તથા) પેહલી દીન કબુલ કરનારાઓમાંનાં અષો માણસો તથા અષો નારીઓ, જેઓ અષોઇને માટે ફત્તેહથી લડયાં (તેમના) જાનને, અંતઃકરણને, બુદ્ધીને, રવાનને તથા ફરોહરને આ જગાએ અમે માન સાથે યાદ કર્યે છીએ. સારી પેદાયશના ગોધાનાં (એટલે ગાવ્યોદાદનાં) રવાનને અમે માન સાથે યાદ કર્યે છીએ. અશો ગયોમર્દનાં ફરોહરને અમે માન સાથે યાદ કર્યે છીએ. અશો સ્પેતમાન જરથોશ્તની અશોઇને તથા (તેનાં) ફરોહરને આ ઠેકાણે અમે માનપૂર્વક યાદ કર્યે છીએ. અશો કએ ગુશ્તાસ્પનાં ફરોહરને અમો માન સાથે યાદ કર્યે છીએ. (પેગમ્બર) જરથોશ્તના (વડા દીકરા) અશો એસદવાસ્રનાં ફરોહરને અમે માન સાથે યાદ કર્યે છીએ. જે (ઉપર જણાવેલા મહાન પુરૂષો) અષોઇને માટે ફત્તેહથી લડયા. નબાનજદિશ્તોમાંના અશો (માણસો) તથા અશો (નારીઓ) જેઓ અષોઇને માટે ફત્તેહથી લડયાં (તેમના) જાનને, અંતઃકરણને, બુદ્ધીને, રવાનને તથા ફરોહરને આ ઠેકાણે અમે માન સહિત યાદ કર્યે છીએ.

(સતુમનો કરદો, ફ૦ ૪-૫-૬.)

**અસિશ્તૅમ અષૅમ, અસિશ્તૅમ નર્શ અષઑનો અઑજો, અસિશ્તો આહુઇરિશ તકએષો. જમ્યાત્ ઇથ્ર અષાઉનાંમ વંઘ્વુહીશ સૂરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો, અષોઇશ બએષજ હચિમ્નાઑ.**

હમેશાં અષોઇ, હમેશાં અષો માણસનું કૌવત (તથા) હમેશાં અહુરમજદી તરીકો (આ ખાનદાનમાંથી) (ઉત્પન્ન થજો)!

અશો (લોકો)નાં ભલાં, ગાલેબ, તથા (દુનિયાની) આબાદી કરનારાં ફરોહરો આ મુકામમાં અષોઇના ઉપાયો પોતાની સાથે લઇને આવે.

(દોઆ તંદોરસ્તી અવસ્તામાં, ફ૦ ૩-૪.)

**અષવ બવાહિ યથ જરથુશ્ત્રો સ્પિતામો.**
સ્પીતમાન જરથોસ્તના જેવા અષો થજો.

(આફ્રીને પેગમ્બર જરથોશ્ત, ફ૦ ૪.)

**અજૅમ બોઇત્ તૂમ તા નિપયેમિ વીસ્પ વોહૂ મજ્દધાત અષચિથ્ર, માંનયૅન્ અહે યથ પસૂમ પસુ-વસ્ત્રૅમ.**

**અહુરમજદની સરજેલી અષોઇનાં બીજવાળી તમામ આશીષોનું હું ખચીત રક્ષણ કરૂં છું, (તેમજ) તું (પણ) તેનું (રક્ષણ કરે છે.)**

**(આવાં યશ્ત, ફ૦ ૮૯)**

**પઇતિ–દિમ્ પૅરૅસત્ જરથુશ્ત્રો, કુથ અહુરમજ્દ, ના અષવ યઑજ્દાતાંમ્ જઑથ્રાંમ્ ફ્રંઘ્રઉહિરાત્, યો કૅરૅનવાત્.**

(પેગમ્બર) જરથોશ્તે તેને (એટલે દાદાર અહુરમજ્દને) પાછું પુછ્યું કે હે અહુરમજ્દ! (તે) અશો માણસ જેણે (તે જોર અથવા ક્રિયાની મારફતે) તૈયાર કીધી હોય, (તે) પવિત્ર જોરને (અશો માણસ) કેમ ખાય? (મેહેર યશ્ત, ફ૦ ૧૨૧.)

**યહ્માઇ જઑત અષવ અંઘ્રહેઉસ્ દહ્મૉ તનુ–માંથ્રૉ, ફ્રસ્તૅરૅતાત્ પઇતિ બરૅસ્મન્, મિથ્રહે વચ યજાઇતે, રાશ્તૅમ્ અહ્માઇ નઇરે મઇન્યાઇ, મિથ્રો મઍથનૅમ્ આચરઇતિ.**

જે (માનવી)ને માટે અશો, ઘણો નીતિવાન, પોતાના તનને માંથ્ર (એટલે દીનના ફરમાન)ના તાબામાં રાખનાર, દીનની ક્રિયા કરનાર, પાંથરેલી બરસમથી (તથા) મેહેર યજદના વચનથી (એટલે મેહેર યજદની નૈયતે ભણવાના અવસ્તાના મંત્રોથી) (મેહેર યજદને) આરાધે તો, તે માણસને મદદ કરવા માટે મેહેર યજદ તાબડતોબ (તેનાં) મુકામમાં જાય છે. (મેહેર યશ્ત, ફ૦ ૧૩૭.)

**યહ્માઇ જઑત અનષવ અદહ્મૉ અતનુ–માંથ્રૉ, પસ્ચ બરૅસ્મ ફ્રહિશ્ત, પૅરૅનૅમચ બરૅસ્મ સ્તરાનો, દરૅઘૅમચ યસ્નૅમ્ યજાનો.**

જે (માનવીને માટે જો દીનની ક્રિયા કરનાર પુરતી) બરસમ પાંથરનાર તથા લાંબી યજશ્ને કરનાર (હોવા છતાં), (જો તે ક્રિયા કરનાર) અષોઇ વગરનો, અનીતિમાન, પોતાના તનને માંથ્ર (એટલે દીનના ફરમાન)ના તાબામાં ન રાખનાર (હોય), (તથા) બરસમની પછવાડે ઉભો રહેતો (હોય તો), (તેથી તેને શું થાય છે ?) (મેહેર યશ્ત, ફ૦ ૧૩૮.)

**રષ્નુવો અષાઉમ્, રષ્નુવો રજિશ્ત,......રષ્નુવો અરૅથમત્ બઇરિશ્ત.**

અએ રશ્ને રાસ્ત! અહો સર્વથી રાસ્ત રશ્ને યજદ...અએ અષો (માણસ)ને ઘણોજ ટેકો આપનાર રશ્ને યજદ! (રશ્ને યશ્ત, ફ૦ ૭.)

**આઅત્ યો મા હીશ હુબૅરૅતાઑ બરાત્, જવ અષાઑનાંમ્ ફ્રવષયો સાસ્ત દઇંઘ્રહેઉશ હમો–ક્ષથ્રો, હો અંઘ્રહાઇતિ જજારૅતૅમો ક્ષયો કસચિત્ મષ્યાનાંમ.**

જો કોઇ દેશનો સ્વતંત્ર પાદશાહ જીવતાં જીવત અશો લોકોના આ ફ્રેરોહરોને માટે સારી ભેટો લઇ જાય તો, તે માણસોમાં એક ઘણોજ બળવાન રાજ્યકર્તા થાય છે. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૧૮.)

**ઈથ તે જાવર્ે અઓજસ્ચ ષર્નો અવસ્ચ રફ્નસ્ચ ફ્રઓમિ, ઑર્‌જવો સ્પિતમ, યત્ અષઓનાંમ્ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ; યથ મે જસૅન્ અવંઘ્રહે, યથ મે બર્‌ન્ ઉપસ્તાંમ્ ઉગ્રાઓ અષઓનાંમ ફ્રવષયો.**

અશો (લોકો)નાં જોરાવર, બળવાન ફ્રેરોહરોના કૌવત, એજ્મત, ઓરેહ, મદદ તથા ખુશાલી સારૂં, હે નિર્મલ સ્પીતમાન (જરથુશ્ત્ર)! એ પ્રમાણે તને મેં જાહેર કીધું (તથા) જેવી રીતે અશો (લોકો)નાં તે જોરાવર ફ્રેરોહરો મારી મદદે પહોંચ્યાં (તથા) જે પ્રમાણે (તેમણે) મને કુમક આપી. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૧૯.)

**યો હીશ યજાતે કુક્ષ્નવાંનો જ્બયેઇતિ બરો-જ્ઓથ્રો અષવ.**

જે કોઇ તેમને આરાધનાર, ખુશનુદ કરનાર, બંદગી કરીને મદદે બોલાવનાર, ક્રિયાની ભેટ લઇ જનાર (તથા) અષો (હોય છે, તે)ને (તેઓ) ભલું ઓરેહ બક્ષનારાં છે. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૨૪.)

**યાઓ અવત્ર પર ફ્રઓઇરિસિશ્તાઓ, યથ્ર નરો અષવનો અર્ષમ હૅન્તિ જરજ્દાતૅમ, યથ્રચ મજિશ્તાઓ ફ્રૅદઇતાઓ, યથ્રચ ક્ષ્નુતો અષવ યથ્રચ અતિ્બશ્તો અષવ.**

જે તરફ અષો માણસો અષોઇ ઉપર પોતાનું દીલ ઘણુંજ લગાડનારા હોય છે, તથા જે તરફ ઘણાજ માન પામેલા (માણસો) હોય છે, તથા જે તરફ અષો (માણસ) રાજી થયેલો (હોએ છે), તે તરફ (અશો લોકોનાં) ફ્રેરોહરો સર્વથી વધુ જનારા (અથવા પોતાની વલાણ રાખનાર) (છે). (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૨૫.)

**અષોઇશ્ બએષજ હચિમ્નાઓ, જૅમ-ફ્રથંઘ્રહ દાનુ-દ્રાજંઘ્રહ હ્વરે બરેજંઘ્રહ.**

(અશોના ફ્રેરોહરો) (જેઓ) જમીનની પોહળાઇ જેટલા, નદીની લંબાઇ જેટલા (અને) સૂર્યની ઉંચાઇ જેટલા અષોઇના ઉપાયો પોતાની સાથે લાવનારાં (છે.) (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૩૨.)

**થ્વાષ્મ......ફ્રવર્જન્તે, અવંઘ્નહે નરાંમ અષઑનાંમ, આંજંઘ્નહે દુઝ્વર્શતાવરેજાંમ.**

(અશોના ફ્રોહરો) અશો માણસોની સહાયને માટે, (તથા) દુષ્ટ કામ કરનારાઓનાં સંકટને માટે (એટલે તેમને શીક્ષા કરવા સારૂં), ઝડપથી જાય છે. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૩૯.)

**પઑઇર્યાઇ હુંઘ્નહનનાઇ, પઑઇર્યાઇ હુંઘ્નહનુષે.....વીસ્પય વૉહૂ મઝ્દધાત અષ-ચિથ્ર.**

અહુરમજદની પેદા કરેલી અષોઇના મૂળની તમામ આશીષોને, સર્વથી પેહલાં (અશો જરથોશ્ત) પસંદ કરનારો (તથા) સર્વથી પેહેલાં (તેની ઉપર) પ્રીત રાખનારો (હતો). (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૮૮.)

**યો પઑઇર્યો સ્તોઇશ્ અસ્તવઇથ્યાઑ.**

જેણે પ્રથમ હાડમંદ દુન્યાંમાં અષોઇની પ્રસંશા કરી.

(ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૮૯.)

**યહ્મિ પઇતિ વીસ્પૅમ માંથ્રૅમ અષૅમ સ્રવો વીસ્રુયત......સ્તઑત અષહે યત્ મઝિશ્તહેચ સ્રએશ્તહેચ.**

જેને (એટલે પેગમબર જરથોશ્તને) તમામ માંથ્રવાણી (તથા) (દીનનો) પવિત્ર મન્ત્ર સંભળાવવામા આવ્યાં હતાં. (વળી) (જે) સર્વથી ઉંચ પંક્તિની સર્વોત્તમ તથા શ્રેષ્ઠ અષોઇની સ્તુતી કરનાર (હતો.)

(ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૯૧.)

**મઇધ્યો-માઓંઘ્નહે આરાસ્તયેહે ઇધ અષઑનો અષીમચ ફ્રવષીમચ યજમઇદે.**

આરાસ્તના છોકરા અશો મેદીઓમાહની અષોઇ તથા (તેનાં) ફ્રોહરને અહિંયાં અમે માનપૂર્વક યાદ કર્યે છીએ.

(ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૯૫.)

**યો કુચ પઉર્વાંન્ચ અષાઇ રવો યએષ; યો કુચ પઉર્વાંન્ચ અષાઇ રવો વીવએધ.**

જેણે (ગુશ્તાસ્પે પોતાના) બળવંત ભાલાથી, અષોઇને માટે ફરાખીનો[1] બહોળો માર્ગ કરી આપ્યો; (તથા) જેણે (પોતાના) બળવંત ભાલાથી અષોઇને સારૂં ફરાખીને સ્પષ્ટ દેખાડી. (ફરવર્દીન યશ્ત, ફ૦ ૯૯.)

---

૧ વૃદ્ધિને.

**યો હીમ્ સ્તાતાંમ્ હિતાંમ્ હુઇતીમ્, ઉજ્વજત્ હચ હુનૂઇવ્યો ની હીમ્ દસ્ત મઇધ્યોઇષાર્ધમ્ બૅરેજિ-રાજૅમ્ અક્રકધવઇતીમ્ અષઍાનીમ્ થાંફૅધ્રાંમ્ ગેઉશ્ચ વાસ્રહેચ, ફ્રિથાંમ્ ગેઉશ્ચ વાસ્રહેચ.**

જેણે (એટલે ગુશ્તાસ્પ પાદશાહે) (તે) મક્કમ, ચાલુ, પવિત્ર દીનને બુરા માણસોથી છુટી પાડી અને તેને ઉત્તમ રાજ્ય કરતી, ચોમેર ફેલાતી, નીતિના ફરમાનવાળી, વચમાં વીરાજતી (એટલે લોકોના સમૂહમાં સત્કાર પામેલી), ગાય ઢોર તથા ઘાસચારાને ભરપુર કરનારી તથા ગાય ઢોર તથા ઘાસચારાને પ્રિય થયેલી મુકરર કરી. (ફરવર્દીન યશ્ત, ક૦ ૧૦૦.)

**ઇધ આથ્રવનો દખ્યુનાંમ્ મન્યેન્તે વંઘ્રહેઉશ્ અષહે.**

અહીંયા (આ મુકામમાં) (જુદા જુદા) દેશોના આથ્રવનો (ધર્મગુરૂઓ) ભલી અષોઇનો વિચાર કરે છે. (ફરવર્દીન યશ્ત, ક૦ ૧૪૭)

**પઓઇર્યનાંમ્ તકએષનાંમ્ પઓઇર્યનાંમ્ સાસ્નો-ગૂષાંમ્, ઇધ અષઓનાંમ્ અષઓનિનાંમચ, અહૂમચ દએનાંમચ બઓધસચ ઉર્વાનૅમચ ફ્રવષીમચ યજમઇદે, યોઇ અષાઇ વઓનરે. નબાનજ્દિશ્તનાંમ્ ઇધ અષઓનાંમ્ અષઓનિનાંમચ, અહૂમચ દએનાંમચ બઓધસચ ઉર્વાનૅમચ ફ્રવષીમચ યજમઇદે, યોઇ અષાઇ વઓનરે.**

પોઇરયોદકેશોનાં (તથા) પ્રથમ દીન કબૂલ કરાવનારાઓમાંના અશો (માણસો) તથા અશો (સ્ત્રીઓ), જેઓ અષોઇને માટે ફત્તેહ સાથે લડયાં (તેમના) જાનને, અંતઃકરણને, બુદ્ધિને રવાનને તથા ફરોહરોને આ જગ્યાએ અમે માન સહિત યાદ કર્યે છીએ, નબાનજ્દિશ્તોમાંના અશો (માણસો) તથા અશો (સ્ત્રીઓ), જેઓ અષોઇને માટે ફત્તેહ સાથે લડયાં, (તેમના) જાનને, અંતઃકરણને, બુદ્ધિને, રવાનને તથા ફરોહરને અમે સત્કારથી યાદ કર્યે છીએ. (ફરવર્દીન યશ્ત, ક૦ ૧૪૯.)

**પઓઇર્યાંન તકએષે યજમઇદે, ન્માનનાંમચ વીસાંમચ જન્તુનાંમચ દખ્યુનાંમચ, ન્માનંઘ્રહાનો વીષાનો જન્તુષાનો દઇંઘ્રહુષાનો અષો-અંઘ્રહાનો માંથ્રો-અંઘ્રહાનો ઉર્વો-અંઘ્રહાનો વીસ્પાઇશ્ચ વંઘ્રહૂશ્ વંઘ્રહુષાનો.**

(આ) ઘરોના, મોહલ્લાઓના, કસબાઓના, દેશોના પોરીઓદકેશો, (જેઓ) ઘરને લાયકના, મોહલ્લાને લાયકના, અષોઇને લાયકના,

કસબાને લાયકના, દેશને લાયકના, રાસ્તીને લાયકના (અથવા અષોઇ ઉપર પ્રીત રાખનારા), માંથ્રવાણી (એટલે દીનના મંત્રો) તરફ ચાહ રાખનારા, પોતાના રવાનની ઉપર પ્રેમ રાખનારા, તથા તમામ ખુબીને સર્વ રીતે લાયક ગણાએલા (એ સર્વ ગુણોવાળા) પોરીઓદકેશોને અમે માન સાથે યાદ કર્યે છીએ. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૫૧).

**યો નાઓ ઈશતસ્ચ યેસ્‌ન્યસ્ચ વહ્‌મ્યસ્ચ વઓચે, યથન કહ્માઇચિત હાતાંમ, અષાત્‌ હચ યત્‌ વહિશ્તાત્‌.**

જે પ્રમાણે સર્વોત્તમ અષોઇને લીધે જીવતાં[1] માણસોમાં કોઇને માટે (પણ) (હોય) તેમ, (અશો) જરથુશ્ત્ર (સાહેબ) વાહલા, આરાધનાને લાયક (તથા) માનને લાયક આપણને જણાએલા છે.

(ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૫૨.)

**તાચ વૉહ્‌ યજમઇદે, યા અન્તરૅરતા યેસ્‌ન્યાચ વહ્‌મ્યાચ ક્રાયશત્વ નઇરે અપઓને.**

(પૃથ્વિ અને આકાશની) મધ્યે આવેલી આરાધનાને લાયક તથા માનને લાયક (એ સઘળાંને) અમે યાદ કર્યે છીએ. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૫૩.)

**યજાઇ......રજિશ્તાંમ ચિસ્તાંમ મજ્‌દધાતાંમ અષઓનીમ જઓથ્રાબ્યો.**

અહુરમજદની પેદા કરેલી સર્વથી સત્ય અશો ચીસ્તને ક્રિયાની ભેટોથી હું વખાણું છું. (દીન યશ્ત, ફ૦ ૪.)

**સ્તઓત્‌ અષૅમ્‌ યત્‌ વહિશ્તૅમ્‌.**

(પેગમ્બર જરથુશ્ત્રે) સર્વોત્તમ અષોઇને વખાણી.

(અશીશવંઘ યશ્ત, ફ૦ ૧૮).

**પૅરૅસત્‌ જરથુશ્ત્રો અહુરૅમ્‌ મજ્‌દાંમ, અહુરમજ્‌દ મઇન્યો સ્પૅનિશ્ત, દાતરૅ ગએથનાંમ્‌ અસ્તવઇતિનાંમ્‌ અષાઉમ્‌. કહ્મિ તે અએવહ્મિ પઇતિ વચો વીસ્પનાંમ્‌ વૉહુનાંમ, વીસ્પનાંમ્‌ અષ-ચિથ્રનાંમ્‌ ફ્રવાકૅમ્‌.**

**પઇતિ-શ અઓખ્ત અહુરો મજ્‌દાઓ અષૅમ્‌ સ્તુતો જરથુશ્ત્ર.**

---

૧. અત્રે ફરી આપણે જરથુશ્ત્ર સાહેબને **જીવતાંઓમાં** ગણ્યા છે. તેઓ સૃષ્ટિ છોડીને સ્વધામે સીધાર્યાં નથી.

**યો અષૅમ સ્તઆઇતિ, ફ્રઓરૅત્-ફ્રક્ષ્નિ અવિ મનો જરજ઼્દાતોઇત્ અંઘ્રહુયત્ હચ, હો માંમ સ્તઑઇતિ યિમ્ અહુરૅમ મજ઼્દાંમ, હો આપૅમ સ્તઑઇતિ, હો જાંમ સ્તઑઇતિ, હો ગાંમ સ્તઑઇતિ, હો વીસ્પ વોહૂ મજ઼્દધાત અષ-ચિથ્ર સ્તઑઇતિ.**

(પેગમ્બર) જરથોસ્તને (દાદાર) અહુરમજદે પુછ્યું કે, હાડમંદ મુલકોના હે ઘણાજ વૃદ્ધિ કરનાર, મીનો અશો સરજનહાર અહુરમજદ! તારા કયા ફકત એક બંદગીના સુખનમાં (જગતની) તમામ આશીષોની (તથા) અષોઇનાં બીજવાળી સર્વે (ચીજો)ની કીર્તી (સમાયલી) (છે)? (એટલે કઇ બંદગી એવી છે, જે ભણ્યાથી સપેનામીનોની સૃષ્ટિની કીર્તિ ગાવા બરાબર ગણાય?)

(દાદાર) અહુરમજદે તેને (એટલે અશો પેગમ્બરને) જવાબ દીધો કે, અએ જરથુશ્ત્ર! અષોઇની વખાણ (એટલે અષેમ્ વોહૂની બંદગી).

જે કોઇ અર્પણ કરેલા હૈયાંની સંપૂર્ણ શ્રદ્ધાથી, અષોઇને વખાણે છે, તે માનવી પાણીને વખાણે છે, તે જમીનને વખાણે છે, તે ગાય ઢોરને વખાણે છે, તે ઝાડપાનોને વખાણે છે. તે અહુરમજદની સરજેલી અષોઇના તોખમવાળી સર્વે વસ્તુઓને વખાણે છે.

(હાદોખ્ત નુસ્ક, ૫ર. ૧, ફ૦ ૧-૨-૩).

**કા અએવ અષો-સ્તૂઇતિશ, યા સતૅમ અન્યએષાંમ અષો-સ્તૂઇતિનાંમ, મસનચ વંઘ્રહુનચ સ્રયનચ અરૅજઇતિ.**

**પઇતિ-શે અઑખ્ત અહુરો મજ઼્દાઑ, હાઉ બા અષાઉમ્ જરથુશ્ત્ર, યાંમ બા-ના પસ્ચ ફ્રંઘ્રઉહરેઇતિ હઑમહે હુતહે અષૅમ સ્તઑઇતિ, ફ્રસ્તવનો હુમતચ હૂખ્તચ હ્વર્ષ્તચ, નિજ઼બરૅસ્નો દુશ્મતચ દુજ઼ૂખ્તચ દુજ઼્વર્ષ્તચ.**

(પેગમ્બર જરથોસ્તને દાદાર અહુરમજદે પુછ્યું કે), કઇ એક અષેમ્ વોહૂ (છે) જે ઉંચ દરજ્જામાં, લક્ષણમાં તથા શોભામાં એક સો બીજી અષેમ્ વોહૂની કીમત ધરાવે છે?

(દાદાર) અહુરમજદે તેને પાછો જવાબ વાળ્યો કે, હે! અશો જરથુશ્ત્ર! ક્રિયા કરતાં કુટેલો હોમ પીધા પછી, નેક વિચાર, નેક સખુન તથા નેક કર્મ ગૃહણ કરીને, તથા બુરા વિચાર, બુરાં વચન તથા

દુષ્ઠ કાર્ય ત્યજીને[1] (જો કોઇ માનવી એક અષેમ્ વોહૂ) ભણે તો તે (એક અષેમ્ વોહૂ) ખરેખર (સો અષેમ્ વોહૂ જેટલી પ્રભાવવાળી છે.)

(હાદોખ્ત નુસ્ક, ૫ર. ૧, ફ૦ ૮-૯.)

**આતરૅમચ અહુરહે મઝ્દાઓ, નરૅમચ અષવનૅમ્ કુક્ષન્વાંનો અસ્નાઅતચ જસૅન્તૅમ્ દૂરાઅતચ.**

(તે ફેરદાર અષો માણસના રવાનને કહે છે કે) (તું) અહુરમજદના આતશને વખાણતો હતો અને નજદીકથી તથા દૂરથી આવતા અષો માણસને (તેની ઘટતી હાજત પુરી પાડીને) ખુશાલ કરતો (હતો).

(હાદોખ્ત નુસ્ક, ૫ર. ૨, ફ૦ ૧૩.)

**પૅઆઇરીમ્ ગાંમ ફ્રબરત્ યો નર્શ અષઑનો ઉર્વ, હુમતે પઇતિ નિદધાત; બિતીમ્ ગામ ફ્રબરત્ યો નર્શ અષઑનો ઉર્વ, હૂખ્તે પઇતિ નિદધાત; થ્રીતીમ્ ગામ ફ્રબરત્ યો નર્શ અષઑનો ઉર્વ, હ્વર્શ્તે પઇતિ નિદધાત; તૂઇરીમ્ ગામ ફ્રબરત્ યો નર્શ અષઑનો ઉર્વ, અનઘ્રએષ્વ રઑચોહ્વ પઇતિ નિદધાત.**

તે અષો માણસનાં રવાને પેહેલી વેળાએ પગલાં ભર્યાં, (જે પગલાંએ) (તે રવાનને) હુમત (એટલે સતર પાયાનાં) બેહશ્તમાં મુકયું; (એટલે તે અષો માણસનું રવાન પ્રથમનું પગલું ભરતાંની સાથ સતર પાયાનાં બેહશ્તમાં આવી પુગ્યું). તે અષો માણસના રવાને બીજીવાર પગલાં ભર્યાં, (જે પગલાંએ) (તે રવાનને) હુખ્ત (એટલે માહ પાયાનાં) બેહશ્તમાં મુકયું; (એટલે બીજીવાર પગલાં ભરતાં તે રવાન માહ પાયાનાં બેહશ્તમાં આવી પહોંચ્યું). તે અષો માણસનાં રવાને ત્રીજીવાર પગલાં ભર્યાં, (જે પગલાંએ) (તે રવાનને) હ્વર્શ્ત (એટલે ખુરશેદ પાયાનાં બેહશ્તમાં લાવી મુકયું). તે અષો માણસના રવાને ચોથીવાર પગલાં ભર્યાં (જે પગલાંથી) (તે રવાન) અનહદ રોશનીમાં (એટલે ગરોથમાન બેહશ્તમાં) આવી પહોંચ્યું.

(હાદોખ્ત નુસ્ક, ૫ર, ૨. ફ૦ ૧૫.)

**નિવએધયેમિ હન્કારયેમિ વીસ્પએઇબ્યો અષહે રતુબ્યો. નિવએધયેમિ હન્કારયેમિ વીસ્પએઇબ્યો વંઘ્રહુધાબ્યો યજતએઇબ્યો મઇન્ય**

૧. અત્રે ભણતર કેમ થવું જોઇએ તેનો ભેદ ખોલ્યો છે. પતેત અથવા પશ્ચાતાપજ કરવો જોઇએ એટલું નહિં, પણ બુદ્ધિ સ્વચ્છ કરીને દુષ્ટ વીચાર, વાણી અને વર્તન ખરેખર છોડયા **પછીજ** ભકિત કરેલી નિશ્ચિત સફળ થાય છે. ત્યાં સુધી માત્ર થોડે હિસ્સે તે કાર્યસાધક થાય છે.

**ઑઇબ્યસ્ચા ગએઇથ્યઇબ્યસ્ચા યોઇ હૅન્તિ યેસ્નયાઇચ વહ્મયાઇચ અષાત્ હચ યત્ વહિશ્તાત્.**

અષોઇના તમામ સરદારોને હું ઇજન કરૂં છું તથા મીજલસમાં તેમનો સત્કાર કરૂં છું. સારાં ડહાપણવાળા મીનોને લગતા તથા ગેતી (જગત)ને લગતા સર્વે યજદો, જેઓ સર્વથી શ્રેષ્ટ અષોઇને લીધે યજશનેને[1] તથા આરાધના[2]ને લાયક છે, (તેમને) હું નોત્રું છું તથા સભામાં આદર સત્કાર આપું છું. (હા ૧, ફ૦ ૧૯.)

**ઇમ હુમતાચ હૂખ્તાચ હ્વરશ્તાચ ઇમાં હઑમાંસ્ચ મ્યજ્દાંસ્ચ જઑથ્રાઑસ્ચ બરૅસ્મચ અષય ફ્રસ્તરૅતૅમ ગાંમચ હુધાઑંઘ્રહૅમ હઉર્વત અમૅરૅતાત ગાંમચ હુધાઑંઘ્રહૅમ હઑમૅમચ પર-હઑમૅમચ અએસ્માંસ્ચ બઑઇધીમચ. ઇમાંમ્ અંઘ્રહુયાંમચ અષ્યાંમચ રથ્વાંમચ રતુફ્રિતીમચ ગાથનાંમચ સ્રઑથ્રૅમ હવરશતાઑ માંથ્રાઑ પઇરિચ દદૅમહિ આચ વએધયમહિ.**

આ ભલા વિચારો, ભલા સુખનો અને નેક કાર્યો, આ હોમ, મ્યજદ, જોર, અષોઇથી પાંથરેલી બરસમ, ગોશદો, પાણી, ગોશદો, હોમ, પરહોમ, એસમ, બોય, આ સાહેબી, પવિત્રાઇ, સત્યતા, વખત-સરની બંદગી, ગાથાના ગાયન, સારી રીતે બનાવેલા માંથ્ર (એ સર્વે) અમે તૈયાર કર્યું છે અને તે અમે જાહેર કર્યે છીએ.

(હા ૪, ફ૦ ૧.)

**થ્વાંમ્ આતરૅમ અહુરહે મજ્દાઑ પુથ્રૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે મત્ વીસ્પએઇબ્યો આતૅરૅબ્યો. આપો વંઘ્રઉહીશ્ વહિ-શ્તાઑ મજ્દધાતાઑ અષઑનીશ્ યજમઇદે વીસ્પાઑ આપો મજ્દધાતાઑ અષઑનીશ્ યજમઇદે વીસ્પાઑ ઉર્વરાઑ મજ્દધા-તાઑ અષઑનીશ્ યજમઇદે.**

અષોઇના સરદાર અહુરમજદની તરફના (સઘળી ચીજોને) પવીત્ર કરનાર[3] તુ અષો આતશને (તે) સાથે તમામ આતશોને અમે યાદ કર્યે છીએ. અહુરમજદના પેદા કરેલાં ભલાં સર્વથી શ્રેષ્ટ તથા સ્વચ્છ પાણીઓને અમે યાદ કર્યે છીએ. અહુરમજદના સરજેલાં સઘળાં પવીત્ર ઝાડપાનોનું અમે સ્મરણ કર્યે છીએ. (હા ૬, ફ૦ ૧૧.)

---

૧. યજ્ઞ અને ૨. ભક્તિ. ૩. અહુરમજદના પુત્ર.

**અષય દધાંમિ અષોઇશ વંઘુહુયાઓ ચિસ્તોઇશ વંઘુહુયાઓ ઍરૅથે વંઘુહુયાઓ રસાંસ્તાતો વંઘુહુયાઓ ખરૅનંઘ્રહો સવંઘ્રહો મજદધાતહે.**

**અષય દધાંમિ દહ્મયાઓ વંઘુહુયાઓ આફ્રિતોઇશ દહ્મહેચ નરૅશ અષઓનો ઉગ્રહેચ તખ્મહે દામોઇશ ઉપમનહે યજતહે.**

અશીશ્વંઘને, ભલાં ડહાપણને, ભલી અષોઇને, ભલા ન્યાયને અહુરમજદનાં પેદા કરેલાં ખોરેહ તથા આબાદી, (એ સર્વે) પવિત્રાઇથી હું (આ ભેટો) આપું છું (અર્પણ કરૂં છું.)

નેક તથા ભલી આશીષને, નેક તથા અષો મરદને તથા જોરાવર અને શક્તિવાન દામી ઉપમ્ન નામના યજદને, (આ ભેટો) પવિત્રાઇથી હું અર્પું છું. (હા ૭, ફ૦ ૧૬-૧૭.)

**યાઓંઘ્રહાંમ્ ઇધ અષઓનિનાંમ્ આઅ્મઇતિ-પઓઇર્યનાંમ્ યસ્નૅમ્ પર-ચિનસ્તિ. યથ વહ્મૅમ્ અમૅષએઇબ્યો થ્રાયો-તકઍષ વીસ્પૅમ્ વચો યેસનીમ.**

યાઓંઘહાંમ (એ કલામ બોલતાં) (ભણનાર) જે પ્રમાણે અમર લોકોને માટે કીર્તિ (અથવા ભક્તિ) (કબુલ રાખે છે,) તે પ્રમાણે આ જગાએ ભક્તિ (અને નમ્રતા)માં સર્વથી શ્રેષ્ઠ અષો (બાઇડીઓ)ની સ્તુતી સ્વિકારે છે. (યેંઘહે હાતાંમના) ત્રણ ભાગ (છે), (અને એ બંદગીનો) દરેક કલામ સ્તુતિને લાયક છે. (હા ૨૧, ફ૦ ૨.)

**પાથ્રાઇ અષહે ગએથનાંમ્ હરૅથ્રાઇ અષહે ગએથનાંમ્ સુયમ્ર-નાંમચ સઓષ્યનતાંમચ વીસ્પયાઓસ્ચ અષઓનો સ્તોઇશ.**

અષોઇના મુલકોની જતનને માટે, અષોઇના મુલકોના રક્ષણને માટે (તથા) અષો (અહુરમજદ)ની સર્વે પેદાયશનો, હાલ લાભ કરનારા તથા હવે પછી લાભ કરનારાઓના રક્ષણને સારૂં, (દાદાર અહુરમજદે સ્તઓત યસ્નય પ્રગટ કર્યો.) (હા ૫૫, ફ૦ ૪.)

**ફ્રષ્માઓ અસ્તી અષવ વૅરૅથ્રજાઓ વહિશ્તો ફ્રષે ચરૅકૅરૅમહી. હે પ્તા ગેઉશ્ચા અષંઘ્રહાચ્ચા અષઓનસ્ચા અષાવઇર્યાઓસ્ચા સ્તોઇશ. હઇથ્યો વંઘ્રહુદાઓ યેંઘ્રહે વે મસાનસ્ચા વંઘ્રહાનસ્ચા સ્રયનસ્ચા ચરૅકૅરૅમહી. હેચા ના ફ્રષ્માઓ નિશાંઘ્રહરત્ હે અઇબ્યાખ્ષયત્ હદા**

**અષાચા વાસ્રાચા ફ્રરારાઈતિચા વીદિશ્યાચા અઇનિતિચા આથ્રાચા અહુરહે મઝ્દાઓ.**

અષો (માણસ) (જગતની) આબાદી કરનાર, ફ્તેહમંદ, તથા સર્વોતમ છે; (તે પ્રમાણે) (દુન્યાનું) કલ્યાણ અમે પણ કર્યે. તે (અષો માણસ) અષોઇની પુઠે ચાલવાથી ગાય ઢોરોનો[1] (તથા) અષો (અહુરમજદ)ની અષોઇની મરજી પ્રમાણે ચાલનારી સૃષ્ટિનો પીતા (છે). (અષો માણસ) ખરેખર ભલું આપનારો (છે), જેની મોહોટાઇ, ખૂબી તથા શોભાને તમારે માટે અમે ઇચ્છયે છીએ. વળી તે (અષો) માણસ અષોઇથી, ઉદ્યોગથી, દાનથી, જ્ઞાનથી, નમ્રતાથી, તથા અહુરમજદના આતશથી[2] (દુન્યાની) સંપત્તિને સદા બચાવશે (તથા સંભાળશે.) (હા ૫૮, ફ૦ ૪.)

**હુવંઘ્રહાઇ ઉરૂને ક્રદથાઇ ગએથનાંમ્ હુવંઘ્રહાઇ અષવસ્તનાંમ્. દાયાઓ મે અહુરાને અહુરહે વહિશ્તૅમ્ અહૂમ્ અષઓનાંમ્ રઓચંઘ્રહૅમ્ વીસ્પો-ખ્રાથ્રૅમ્.**

પવિત્રાઇના કાર્યોના વધારાને માટે હે અહુરમજદને લગતી અહુરમજદની (અરદીસુર)! અષો (લોકો)નું પ્રકાશિત (તથા) સઘળાં આંનદવાળું સ્વર્ગ મને તું આપ. (હા ૬૮, ફ૦ ૪-૫)

**વંઘ્રઉહીમ્ ઇઝાત્ આદાંમ્ વંઘ્રઉહીમ્ અષીમ્ આચનિચ ક્રમદદે ઇઝાઓ યઓશ્તયો અપો અત્ યજમઇદે.**

અત્રે ભલાં ડહાપણને (તથા) ભલી અષોઇને અમે યાદ કર્યે છીએ તથા માંગ્યે છીએ. પાણીની આબાદીનુ તથા પવિત્રાઇનું અમે સ્તવન કર્યે છિએ. (હા ૬૮, ફ૦ ૨૧.)

**વીસ્પાચ દામ મઝ્દધાત અષઓનીશ્ યજમઇદે. યા અષવ-દાત અષવ-ફ્રદવઝ્શત અષવ-દઃએષ અષવ-ફ્રાયસ્ત. અષઓનિ અપવબ્યો યહ્મ્યાચ અષવબ્યો. વીસ્પએચ પનચ ગાથાઓ અષઓનીશ્ યજમઇદે. વીસ્પૅમચ યસ્નૅમ્ ફ્રાઇતીમચ પઇતિતીમચ અઇબિજરૅતીમચ યજમઇદે.**

અહુરમજદની સરજેલી અષોઇની સકળ સૃષ્ટિ જે અષો પેદા કીધેલી, અષો બનાવેલી, અપો નીયમોવાળી, તથા અષો આરાધના થયેલી

---

૧. અથવા સૃષ્ટિનાં પ્રાણી માત્રનો. ૨. અષો માણસનાં મૂખ્ય લક્ષણો અને અધિકાર અત્રે દર્શાવ્યાં છે.

તેને અમે વખાણયે છીએ. (જે સૃષ્ટિ) અષો (માણુસો)ની નજરમાં અષો (છે), (તથા) અષો (માણુસો) આગળ જાહેર (છે). સઘળા પાંચ, અષો ગાથાને અમે વખાણયે છીએ. સર્વ યજશનેને તથા (તેના) વધારાને, (તેના) ફેલાવાને તથા તેમાં આવેલાં કીર્તિનાં ગાયનોને અમે વખાણયે છીએ. (હા ૭૧, ફ૦ ૬.)

**અષીમ વંઘુઉહીમ યજમઇદે.**

**ભલી પવિત્રાઇને અમે વખાણયે છીએ.** (વીસ. ક૦ ૭, ફ૦ ૧.)

**અર્ષમ અહુરૅમ મજ્દાંમ યજમઇદે. અર્ષમ અમૅષે સ્પૅન્તે યજમઇદે. અર્ષમ અરૂષુખ્ધૅમ યજમઇદે. અર્ષમ વીસ્પૅમ માંથ્રૅમ યજમઇદે. જરથુશ્ત્રૅમ હુધ-માંથ્રૅમ યજમઇદે સત્ર અષવઅ્યો યજમઇદે. ઉશ્ત અમૅષ-એઇબ્યો સ્પૅન્તએઇબ્યો યજમઇદે.**

(સરજનહાર) અહુરમજદને પવિત્ર ગણીને અમે યાદ કર્યે છીએ. અમેષાસપંદોને પવિત્ર ગણીને અમે યાદ કર્યે છીએ. સત્ય વચનોને પવિત્ર ગણીને અમે યાદ કર્યે છીએ. તમામ માંથ્રવાણીને પવિત્ર ગણીને અમે યાદ કર્યે છીએ. માંથ્રવાણીના બનાવનાર (પયેગમ્બર) જરથોસ્તને અમે વખાણયે છીએ. અષો (લોકો)થી (નીપજતા) ફાયદાઓને અમો યાદ કર્યે છીએ. અમેષાસપંદોથી ઉપજતી આબાદી (પ્રકાશ)ની અમે સ્તુતિ કર્યે છીએ. (વીસ. ક૦ ૧૩, ફ૦ ૧.)

**જરથુશ્ત્રહે સ્પિતામહે ઇધ અષઑનો અષીમચ ફ્રવષીમચ યજમઇદે. વીસ્પએચ ઇધ અષઑનો અષીમચ ફ્રવષીમચ યજમઇદે. વીસ્પાઑ ફ્રવષયો અષઑનાંમ યજમઇદે.**

સ્પીતમાન અષો જરથુશ્ત્રની અષોઇને તથા તેના ફરોહરને અમે આ ઠેકાણે યાદ કર્યે છીએ. પ્રત્યેક અષો (માણસ)ની અષોઇને તથા ફરોહરને આ જગ્યાએ અમે યાદ કર્યે છીએ. અષો (લોકો)ના સઘળાં ફરોહરને અમે યાદ કર્યે છીએ. (વીસ. ક૦ ૧૬, ફ૦ ૨.)

**ઉશ્તતાતૅમચ નઇરે અષઑને યજમઇદે......ઉશ્તતાઇત્યચ વીસ્પૅમ અષવનૅમ હૅન્તૅમચ બવન્તૅમચ બૂષ્યન્તૅમચ.**

અષો નરને કાજે (અમે) આનંદ ઇચ્છયે છીએ...સર્વે અષો (માણુસો) જે હમણાં જીવંત છે, આગળ જીવી ગયાં તથા હવે પછી જન્મ પામશે તેમને (બહેશ્તના) આનંદમાં અમે ઇચ્છયે છીએ.

(વીસ. ક૦ ૧૮, ફ૦ ૧-૨.)

અહ્યા યાસા નૅમંઘ્નહ્યા, ઉસ્તાનજસ્તો રફૅધ્રહ્યા
મઇન્યેઉશ મજ્દાઓ પઔઉર્વીમ સ્પૅનતહ્યા, અષા વીસ્પઁગ્ શ્યઔથના
વંઘ્નહેઉશ ખ્રતૂમ્ મનંઘ્નહો યા, ક્ષ્નેવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ્.

નમ્રતાથી હાથ ઉચ કરીને સર્વથી પહેલાં અદ્રષ્ય (તથા) આબાદી કરનાર અહુરમજદનાં સર્વે નેક કાર્યોને (તથા) ભલાં મનની અક્કલને, આ આનંદમાં હું માંગું છું, કે જેથી જગતના આત્માને હું ખુશી કરૂં.
(ગાથા અહુનવદ, હા ૨૮, ફ૦ ૧.)

યે વાઓ મજ્દા અહુરા પઇરી–જસાઇ વૉહૂ મનંઘ્નહા
મઇબ્યો દાવોઇ અહ્વાઓ અસ્તવતસ્ચા હ્યતચા મનંઘ્નહો
આયપ્તા અષાત્ હચા યાઇશ રપન્તો દઇદીત્ ખાથ્રે.

ઓ મહાજ્ઞાની સાહેબ! ભલાં મનથી હું તારી નજદીક પહોંચું. હાડમંદ તથા મોનો (એ) બન્ને દુન્યાના લાભ (જે) અષોઇથી (છે),[1] (તે) મને તું આપ, જેમની મારફતે તે આનંદ આપનારૂં સુખ પ્રાપ્ત થાય.
(ગાથા અહુનવદ, હા ૨૮, ફ૦ ૨.)

યે ઉર્વાનૅમ્ મેન્ ગઇરે વૉહૂ દદે હથ્રા મનંઘ્નહા
અષીશ્ચા શ્યઔથનનાંમ્ વીદુશ મજ્દાઓ અહુરહ્યા.

અહુરમજદનાં કાર્યોનાં આશીર્વાદ જાણીને (એટલે અહુરમજદને પસંદ પડતાં કાર્યો કીધાથી જે ઉત્તમ લાભો મળે છે તે જાણીને), ભલાં મનથી મારાં રવાંનને ગરોથમાન[2] તરફ હું લઇ જાવું.
(ગાથા અહુનવદ, હા. ૨૮, ફ૦ ૪)

દાઇદી અષા તાંમ અષીમ્ વંઘ્નહેઉશ આયપ્તા મનંઘ્નહો
દાઇદી તૂ આર્મઇતે વીશ્તાસ્પાઇ ઇષૅમ્ મઇબ્યાચા.

ઓ અષ! તે આશીર્વાદ (કે જે) ભલાં મનનું ફળ (છે તે) તું (મને) આપ. હે આર્મઇતી! ગુસ્તાશ્પને તથા મને (મનની) મુરાદ (કામ)[3] જરૂર આપ.
(ગાથા અહુનવદ, હા ૨૮, ફ૦ ૭.)

વહિશ્તૅમ્ થ્વા વહિશ્તા યેમ્ અષા વહિશ્તા હજઓષૅમ્
અહુરૅમ યાસા વ.ઉનુશ નરોઇ ફ્રેરષઓશ્ત્રાઇ મઇબ્યાચા
યએઇબ્યસ્ચા ઇત્ રાઓંઘ્નહંઘહોઇ વીસ્પાઇ યવે વંઘ્નહેઉશ મનંઘ્નહો.

---

૧. અત્રે ટુંકમાંજ જડ જગતમાં ખરી વૃદ્ધિ કેમ થાય છે, તે પણ જણાવી દીધું છે. Dishonesty is never the best policy but righteousness alone is, in both the worlds. ૨. સર્વોત્તમ સ્વર્ગ જેમાં અહુરમજદ પોતે વસે છે. ૩. ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાનો 'કામ'!

હે સર્વોત્તમ! સર્વથી શ્રેષ્ઠ અષોઇની મારફતે, તું સર્વોત્તમ મીત્ર, જે (સકળ સૃષ્ટિનો) સાહેબને, ફરશોસ્ત્ર નરને માટે તથા મારે માટે, પ્યારથી હું માગું છું; જેમને સદાકાળ સુધી ભલાં મનની બક્ષેશ તું આપશે. (ગાથા અહુનવદ, હા ૨૮, ફ૦ ૮.)

અનાઇશ્ વાઓ નોઇત્ અહુરા મજ્દા
અષ઼ૅમચા યાનાઇશ્ જરનએમા.

અહો અહુરમજદ! (ભલાં મનની) આ બક્ષેશોથી તને, અષને તથા સર્વોત્તમ વિચારને અમે નુકસાન કરશું નહિ. (ગાથા અહુનવદ, હા ૨૮, ફ૦ ૯.)

યે આઇશ્ અષ઼ૅમ્ નીપાઓંઘહે મનસ્ચા વૉહૂ યવએતાઇતે.

એ (મંત્રોની મદદ)થી અષોઇને તથા નેક વિચારને, મારાં જીવનના છેડા પર્યંત હું જાળવી રાખીશ. (ગાથા અહુનવદ, હા ૨૮, ફ૦ ૧૧.)

નોઇત્ ઍરૅજૅજયોઇ ફ્રજ્યાઇતિશ્ નોઇત્ ફ્ષુયન્તે દ્રેગ્વસુ પઇરી.

પ્રમાણીકપણાથી જીંદગી ગુજારવામાં હાણી નથી; મેહનતુ માણસને બુરા માણસની નજદીક જવાનું નથી.[1]

(ગાથા અહુનવદ, હા ૨૯, ફ૦ ૫.)

તૅમ્ આઝ્તોઇશ્ અહુરો માંથ્રૅમ્ તષત્ અષા હજઓષો,
મજ્દાઓ ગવોઇ ક્ષ્વીદૅમ્ચા હુવો ઉરૂપએઇબ્યો સ્પૅન્તો સાસ્નયા.

સંપત્તિનાં ચાહનાર અહુરમજદે, અષોઇની મારફતે આ માંથ્રવાણી બનાવી. વૃદ્ધિ કરનાર અહુરમજદે પોતે સૃષ્ટિને માટે આબાદી, તથા સત્ય (માણસો)ને માટે શીખામણનાં વચનો બનાવ્યાં.

(ગાથા અહુનવદ, હા ૨૯, ફ૦ ૭.)

યૂઝૅમ્ અએઇબ્યો અહુરા અઓગો દાતા અષા ક્ષથ્રૅમ્ચા
અવત્ વૉહૂ મનંઘહા યા હુષેઇતીશ્ રામાંમ્ચા દાત્.

હે અહુરમજદ તથા અષ! તમે તેમને કૌવત તથા સત્તા આપો, કે જેથી નેક વિચારથી (તેઓ) (દુન્યાની પ્રજાઓને) ખુશાલી તથા સુખ આપે. (ગાથા અહુનવદ, હા ૨૯, ફ૦ ૧૦.)

1. Honesty is the best policy. The industrious are independent of the vicious, however influential they may be.

**અત્ તા વક્ષ્યા ઇષૅન્તો યા મઝ્દાથા હાતચીત્ વીદુષે**
**સ્તઑતાચા અહુરાઇ યેસન્યાચા વંઘ્હેઉશ્ મનંઘ્હો**
**હુમાંઝ્દ્રા અષા.**

(દીનનું જ્ઞાન) જાણવાને માટે, ઓ ખાહેશમંદો (ઉત્સુકો)! ઇશ્વરી બે શક્તિ, અહુરમજદને માટે સ્તુતી, ભલાં મનની આરાધના તથા અષોઇની મારફતે (મળેલા) ખુબીવાલા માંથ્ર, (એ વીષે) (તમને) હું કહી સંભળાવીશ. (ગાથા અહુનવદ, હા ૩૦, ફ૦ ૧.)

**આઑસ્ચા હુદાઑંઘ્હો ઍરૅશ્ વીષ્યાતા, નોઇત્ દુઝ્દાઑંઘ્હો.**

જેઓ સારાં ડહાપણવાળા (છે, તેમણે) અષોઇ ગૃહણ કરી, ખરાબ અક્કલવાળાઓએ (તેમ) ન કર્યું. (ગાથા ઉશ્તવદ, હા ૩૦, ફ૦ ૩.)

**અહ્માઇચા ક્ષથ્રા જસત્ મનંઘ્હા વૉહૂ અષાચા**
**અત્ કેહ્રપૅમ ઉતયૂઇતીશ્ દદાત્ આર્મઇતીશ્ આંન્મા.**

બળવંત આર્મઇતી શક્તિથી, નેક વીચારથી, તથા અષોઇથી તે (દીનદાર તથા પ્રમાણિક માણસ)ની મદદે પહોંચી, તથા તેનાં શરીરને કોવત આપ્યું. (ગાથા ઉશ્તવદ, હા ૩૦, ફ૦ ૭.)

**અતચા તોઇ વએમ ખ્યામા યોઇ ઇમ્ ફ્રૅરૅમ કૅરૅનાઉન્ અહૂમ,**
**મઝ્દાઑસ્ચા અહુરાઑંઘ્હો આ મોયસ્ત્રા બરના અષાચા;**
**હ્યત્ હથ્રા મનાઑ બવત્ યથ્રા ચિસ્તિશ્ અંઘ્હત્ મએથા.**

જેમણે આ દુન્યાને આબાદ કીધી તેમના જેવા અમે જરૂર થઇએ, (અને અમારી એ ઇચ્છામાં) અહુરમજદના (હાથ હેઠળના) સરદારો, અષોઇની મારફતે મદદ તથા ટેકો આપનારા (થાય); કારણ કે જે તરફ ડહાપણ (પોતાનો) વાસો કરે, તે તરફ સારી મનશનીવાળો માનવી હોય. (ગાથા અહુનવદ, હા ૩૦, ફ૦ ૯.)

**અદા-જી અવા દ્રૂજો અવો બવઇતી સ્કૅનદો સ્પયથ્રહ્યા**
**અત્ અસિશ્તા યઓજન્તે આ-હુષિતોઇત્ વંઘ્હેઉશ્ મનંઘ્હો**
**મઝ્દાઑ અષખ્યાચા, યોઇ જઝૅન્તી વંઘ્હાઉ સ્રવહી.**

જેઓ ભલી કીર્તિમાં જન્મેલા છે, તેઓ જ્યારે અહુરમજદનાં, બહ્મનનાં તથા અષનાં સારા ધામમાં શામેલ થાય છે, ત્યારે તાબડતોડ નાશ કરનાર દરૂજનો ટેકો અવશ્ય તૂટેલો થાય છે.
(ગાથા અહુનવદ, હા ૩૦ ફ૦ ૧૦.)

**તા વે ઉર્વાતા મરૅન્તો અગુશ્તા વચાઑ સઁગ્હામહી,**
**અએઇબ્યો યોઇ ઉર્વાતાઇશ દ્રૂજો અષહ્યા ગએથાઑ વીમૅરૅન્ચઇતે**
**અત્ચીત્ અએઇબ્યો વહિશ્તા યોઇ જરૅજ઼્દાઑ અંઘ્હેન્ મજ઼્દાઇ.**

હે ખાહેશમંદો (ઉત્સુકો)! આ શીખામણો (જે) કદી ન સાંભળેલા વચનો, તે તમને અમે જાહેર કર્યે છીએ. જેઓ દરૂજની શીખામણોથી અષોઇનાં મુલકોને ખરાબ કરે છે તેમને માટે (આ વચનો છે). પણ જેઓ અહુરમજદને અર્પણ થએલા છે, તેમને માટે (એ વચનો) ઉત્તમ (છે).[1] (ગાથા અહુનવદ, હા ૩૧ ફ૦ ૧.)

**યાંમ દાઑ મઇન્યૂ આથ્રાચા અષાચા ચોઇશ રાનોઇબ્યા ક્ષ્નૂતૅમ્**
**હ્યત્ ઉર્વતૅમ્ ચજ઼્દાનંઘ્હ્વદેબ્યો તત્ .**

(ધર્મને ખાતર) લડનારાઓને તથા ભકતોને જે સંપૂર્ણ ખુશાલી તેં આપી છે, તે (ખુશાલી) હે મીનો (અહુરમજદ), અમારી તેજી (ઉત્સાહ, સાહસ) તથા અષોઇને સારૂં તું અમને આપ.

(ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૩.)

**યદા અષૅમ્ જ઼ૅવીમ્ અંઘ્હેન્ મજ઼્દાઑસ્ચા અહુરાઁઘ્હો,**
**અષિચા આર્મઇતી વહિશ્તા ઇષસા મનંઘ્હા**
**મઇબ્યો ક્ષથ્રૅમ્ અઑજોનગ્હ્વત્, યેહ્યા વૅરૅદા વનએમા દ્રુજૅમ્.**

જ્યારે અહુરમજદ તથા (તેના હાથ નીચેના) સરદારો પુરતી રીતે કૃપાળુ હોય, (ત્યારે) અષોઇ, નમ્રતા તથા સર્વથી નેક મનશ્નીથી મારે માટે મજબુત સત્તા હું માંગું છું, જેની કુમકથી દરૂજને અમે તોડી શકયે. (ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૪.)

**અહ્માઇ અંઘ્હત્ વહિશ્તૅમ્ યે મોઇ વીદ્વાઑ વઑચાત્ હઇથીમ્.**

જે વિદ્વાન મને સ્પષ્ટ રીતે આનંદ, અષોઇ, તથા અમર્ગીનાં માંથ્ર કહે, તેને સર્વથી, ઉત્તમ સારૂં થજો. (ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૬.)

**અત્ થ્વા મેંઘ્હી પૌઉરૂવીમ્ મજ઼્દા યેજ઼ીમ્ સ્તોઇ મનંઘ્હા,**
**વંઘ્હેઉશ્ પતરૅમ્ મનંઘ્હો હ્યત્ થ્વા હેમ્ ચષ્મઇની હેન્ગ્રબૅમ્**
**હઇથીમ્ અષહ્યા દાંમીમ્ અંઘ્હેઉશ્ અહુરૅમ્ ષ્યઑથનએષૂ.**

---

૧. ભલા તેમજ ભુંડાઓને આ શીખો સહાયક થઈ પડશે.

જ્યારથી તને, (ઓ અહુરમજદ!) (મારી) આંખમાં મેં રાખ્યો છે,[1] ત્યારથી સદા સર્વથી પ્રથમ, પાક મનશ્નીથી પૂજવા લાયક, ભલાં મનનો પીતા, અષોઇનું ખરૂં મૂળ તથા આ દુન્યાનાં સર્વે કાર્યો ઉપર સત્તા ભોગવનાર તરીકે મેં તનેજ, હે અહુરમજદ! ગણ્યો છે.

(ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૮)

થ્વોઇ અસ્ આર્મઇતીશ્ થ્વે આ ગેઉશ્ તષા અસ્ ખ્રતુશ્
મઇન્યૂશ્ મજ્દા અહુરા, હ્યત્ અખ્યાઇ દદાઓ પથાંમ્,
વાસ્તર્યાત્ વા આઇતે, યે વા નોઇત્ અંઘ્રહત્ વાસ્ત્ર્યો.

સંપૂર્ણ મનશ્ની, હે અહુરમજદ! તારીજ છે. દુન્યાને સરજવાની મીનોઇ અક્કલ તારી છે. જે શખ્સ ઉદ્યોગથી પોતાનું જીવન ગાળે, અથવા જે ઉદ્યોગી ન હોય તેને માટે (ઘટતો બદલો આપવાનો) માર્ગ તેં મુકરર કર્યો છે. (ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૯.)

અત્ હી અયાઓ ફ્રવરેતા વાસ્ત્રીમ અખ્યાઇ ફ્રુયન્તૅમ્
અહુરૅમ્ અષવનૅમ્ વંઘ્રહેઉશ્ ફ્ષેન્ગહીમ્ મનંઘ્રહો;
નોઇત્, મજ્દા, અવાસ્ત્ર્યો દવાંસચિના હુમૅરૅતોઇશ્ બક્તા.

એ બેમાંથી તેણ (એટલે અહુરમજદની સંપૂર્ણ મનશ્નીએ) આ (દુન્યાનાં ભલાં) સારૂં આબાદી કરનાર ખેડુતને અષો સાહેબ, ભલી મનશ્નીનો વૃદ્ધિ કરનાર તરીકે પસંદ કર્યો. હે અહુરમજદ! ઠગનાર આળસુ માણસ, ધર્મના સારા નીયમોનો લાભ મેળવનાર (હોતો) નથી.[2]

(ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૧૦.)

હ્યત્ ને મજ્દા પઓઉરવીમ્ ગએથાઓસ્ચા તષો દએનાઓસ્ચા,
થ્વા મનંઘ્રહા ખ્રતૂશ્ચા હ્યત્ અસ્તવન્તૅમ્ દદાઓ ઉશ્તનૅમ્
હ્યત્ શ્યઓથનાચા સૅંગહાંસ્ચા.

હે અહુરમજદ! જ્યારે પહેલાં (તેં તારી) વીચાર શક્તીથી (સર્વે) પ્રાણીઓ તથા તેમને સારૂં નીયમો બનાવ્યા, ત્યારે અમને (તેં) હાડમંદ (જડ) જીંદગી તથા અક્કલ બક્ષી; (તે સાથે વળી) અમને કાર્ય કરવાની શક્તિ તથા ધર્મના ફરમાનો તેં આપ્યાં. (ગાથા અહુનવદ, હા ૩૧ ફ૦ ૧૧.)

---

૧. ઐક્યતા અથવા સાક્ષાત્કારનો અત્રે ઇશારો હોવો જોઇએ. ૨. ઠગાઈ (અનષોઈ, અસત્ય) અને આળસ (તમસ) અધર્મીપણાના સાથી હોઈને, ધર્મના વેરીઓ છે.

**પઁરૅસા અવત્ યથા હ્વૅો યે હુદાનુશ્ દૅમનહ્યા ક્ષથ્રૅમ્**
**ક્ષોઇથ્રહ્યા વા દખ્યેઉશ્ વા અષા ફ્રદથાઇ અસ્પૅરૅજતા.**

જે સારાં ડહાપણવાળા નરે અષોઇના ઘરની, શેહરની તથા દેશની સત્તા વધારવા માટે કોશેષ કરી હોય, તે પોતે કેવો ગણાય, એ વિષે (હે અહુરમજદ) તને હું પુછું છું. (ગાથા અહુનવદ, હા ૩૧ ફ૦ ૧૬.)

**જ઼્દી–ને મજ઼્દા અહુરા વંઘ્હેઉશ્ ફ્રદક્તા મનંઘ્હો.**

ઓ અહુરમજદ! તારાં ભલાં મનની નીશાનીઓ અમને જાહેર કર. (ગાથા અહુનવદ, હા ૩૧ ફ૦ ૧૭.)

**ગૃશ્તા યે મન્તા અષૅમ્ અહૂમ્બિશ્ વિદ્વાઑ અહુરા,**
**ઍરૅજ઼ુખ્ધાઇ વચંઘ્હાંમ્ ક્ષયમનો હિજ઼્વો–વસો**
**થ્વા આથ્રા સુખ્રા મજ઼્દા વંઘ્હાઉ વીદાતા રાંનયાઑ.**

જે વિદ્વાન, ઓ અહુરમજદ! બન્ને દુન્યા(ના લાભ)ને માટે અષોઇ સાંભળે (તથા તે ઉપર) વિચાર કરે, (તે શખ્સ) સત્ય વચનો ઉપર સત્તા ભોગવનાર (તથા) પોતાની જીભને તાબે રાખનાર (હોય છે). ઓ અહુરમજદ! તારા પ્રકાશીત આતશની મારફતે (તે નર) (જીંદગીના) ભલા સંસારમાં[1] કાયમ રહે છે. (ગાથા અહુનવદ, હા ૩૧ ફ૦ ૧૯.)

**મજ઼્દાઑ દદાત્ અહુરો હુર્વતો અમૅરૅતાતસ્ચા,**
**બૂરોઇશ્ આ અષખ્યાચા ખાપઇથ્યાત્ ક્ષથ્રહ્યા સરો,**
**વંઘ્હેઉશ્ વજ઼્દ્વરે મનંઘ્હો, યે હોઇ મઇન્યૂ શ્યઑથનાઇશચા ઉર્વથો.**

જે શખસ પોતાના વિચારથી તથા કાર્યોથી તેનો (એટલે અહુર-મજદનો) મીત્ર (થાય છે), (તે શખસને) અહુરમજદ પોતાની સ્વતંત્રતાથી તંદુરસ્તી, (અને) અમર્ગી બક્ષશે, તથા સંપતિની, અષોઇની, તથા સત્તાની સરદારી, તેમજ ભલાં મનનું સુખ આપશે.
(ગાથા અહુનવદ, હા ૩૧ ફ૦ ૨૧.)

**ચિથ્રા ઇ હુદાઑંઘ્હે યથના વએદેમ્નાઇ મનંઘ્હા;**
**વોહૂ હ્વૅો ક્ષથ્રા અષૅમ્ વચંઘ્હા શ્યઑથનાચા હપ્તિ;**
**હ્વૅો તોઇ મજ઼્દા અહુરા વાજિશ્તો અંઘ્હઇતિ અસ્તિશ.**

---

૧. 'કર્મ અને ગ્રહસ્થ માર્ગ' અત્રે દેખાડ્યો છે. પણ અષોઈ એવી ઊંચ સુચવી છે કે સ્વાર્થરહિત અને મનથી ત્યાગી માણસજ તે પાળી શકે એ ચોક્કસ છે. કર્મનો ત્યાગ કરવાનું કારણ નથી. ત્યાગ તો કર્મના ફળનોજ હોવો જોઈએ.

જેમ મનથી સમજનારને માટે (તેમ) સારાં ડહાપણવાળાને માટે, આ વીત્રયો જાહેર (છે). તે મનુષ્ય (પોતાની) નેક શક્તિથી, વિચારથી તથા કાર્યથી અષોઇને સંભાળે છે. એવો મનુષ્ય, હે અહુરમજદ! તારે માટે ઘણોજ મદદગાર પુરૂષ ગણાય. (ગાથા અહુનવદ, હા ૩૧, ફ૦ ૨૨.)

**અત્ યે અકૅમ્ દ્ગ્વાઇતે વચંઘ્રહા વા અત્ વા મનંઘ્રહા**
**જસ્તોઇબ્યા વા વરૅષઇતિ, વંઘ્રહાઉિ વા ચોઇથઇતે અસ્તીમ્;**
**તોઇ વારાઇ રાદૅન્તી અહુરહ્યા જઑષે મજ઼્દાઑ.**

જે કોઇ પોતાના વચનથી, વિચારથી અથવા બે હાથોથી (એટલે મેહનતથી) દુષ્ટ (માણસ)ને બુરૂં કરે છે, અથવા કોઇ મનુષ્યને તેના સારાંને માટે શીખામણ દેછે, તે અહુરમજદના પ્યારમાં પોતાનાં ધર્મ સંબંધી, શ્રદ્ધાને કાજે, ભેટ આપે છે.[1] (ગાથા અહુનવદ, હા ૩૩ ફ૦ ૨.)

**યે અષાઉિને વહિશ્તો, ખ્એતૂ વા અત્ વા વૅરૅજ઼ેન્યો**
**અઇર્યમ્ના વા અહુરા વીદાંસ્ વા થ્વક્ષંઘ્રહા ગવોઇ,**
**અત્ હ્વો અષહ્યા અંઘ્રહત્ વંઘ્રહેઉિશ્ચા વાસ્ત્રે મનંઘ્રહા.**

જે કોઇ અષો (માણસ) તરફ ઘણો સારો (હોય છે), (એટલે સદગુણી માણસ સાથે સારી વર્તન ચલાવે છે), (પછી તે અષો માણસ) તેનો સગો, કોઇ ધંધાદારી અથવા તેનો કોઇ તાબેદાર (એટલે ચાકર) (હોય),(તથા) ચાલાકીથી તેનાં ગાય ઢોરોને સંભાળ રાખનારો (થાય, તો) તે શખ્સ પોતે અષોઇનાં તથા નેક મનશ્નીનાં કાર્યમાં હોય (એમ ગણાય). (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૩.)

**યે જ઼્ઑતા અષા ઑરૅજ઼ુશ્ હ્વો મન્યેઉશ્ આ વહિશ્તાત્ કયા.**

અંતઃકરણપૂર્વક ભક્તિ કરનાર તરીકે, અષોઇની મારફતે તથા ઘણીજ નેક નિષ્ટાથી (હે અહુરમજદ) તને હુ પોતે અહરનિશ યાદ કરૂં છું. (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૬.)

---

૧. અત્રે યહુદી Tooth for a tooth and eye for an eye નો નીયમ નથી આગળ ધર્યો; તેમજ બુરાઈને જતિ મેળવા પણ નથી ફરમાવ્યું. આ સ્થળે **વીચારથી** પણ બુરાને ભલું ન ઇચ્છવા શીખાવ્યું છે, તેનું કારણ એમ જણાય છે, કે બુરો જો મજબુત અને શકત રહે, તો અષોઈને પ્રત્યેક વેળાએ હાણી પહોંચાડે. ન્યાય અથવા કર્મનો નીયમ આવીજ રીતે નીરંતર કાર્ય કરી રહ્યો છે. વળી નીચેનાજ ફકરામાં હરેક અષો તરફ ભલાઈ શીખાડી છે.

**વહિશ્તા.....દર્ષત્‌ચા**
**અષા વૉહૂ મનંઘ્હા યા સુયે પરે મગાઉનો.**

ધર્મ ઉપર શ્રદ્ધા રાખનાર માણસોની નજદીક, અષોઇ તથા નેક મનશ્નીને લીધે, હું જે જાણીતો છું, (તેને) જે કાંઇ સર્વથી શ્રેષ્ઠ (હોય) તે તું શીખાડ. (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૭.)

**દાતા વે અમૅરૅતાઑસ્ચા ઉતયૂઇતી હઉર્વતાસ્ દ્રઑનો.**

(તારી કૃપાની) ભેટ તરીકે ખોરદાદ (એટલે આ જગતનાં સુખ)ની તથા અમરદાદ (એટલે મીનોઇ જેહાનની અમર્ગી)ની જાથુકની બક્ષેશ તું મને આપ. (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૮.)

**વીસ્પાઑ, સ્તોઇ, હુજીતયો યાઑ-જી આઑંઘ્હરે, યાઑસ્ચા હૅન્તી,**
**યાઑસ્ચા મજ્દા બવઇન્તી, થ્વક્ષ્મી હીશ્ જઑષે આબક્ષોહ્‌વા**
**વૉહૂ ઉક્ષ્યા મનંઘ્હા ક્ષથ્રા અષાચા ઉશ્તા તનૂમ.**

જીંદગીની સઘળી સુખી હાલતો, જે (માણસોથી) આગળ ભોગવવામાં આવી હતી, તથા જે હાલમાં ભોગવવામાં આવે છે તથા જે હવે પછી ભોગવવામાં આવશે તે, હે અહુરમજદ! (મારી તરફના) તારા પ્યારમાં ખચીત તુ (મને) આપ. (વળી) નેક મનશ્ની, અષોઇ, કૌવત તથા સંપત્તિથી, (હે અહુરમજદ!) મારાં શરીરને તુ મજબૂત કર. (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૧૦.)

**ઉસ્-મોઇ ઉજારૅષ્વા અહુરા આર્મઇતી તેવીષીમ્ દસ્વા,**
**સ્પૅનિશ્તા મઇન્યૂ મજ્દા, વંઘ્હુયા જ્વો-આદા,**
**અષા હજો એમવત્ વૉહૂ મનંઘ્હા ફ્સૅરત્નૂમ.**

હે ઘણાજ વૃદ્ધિ કરનાર તથા ભક્તિનો બદલો ભલી આશીષોથી આપનાર મીનો અહુરમજદ! મને તુ પવિત્ર કર (એટલે દુષ્ટ કાર્યોથી દૂર રાખ). મારી સભ્યતા અથવા નમ્રતાને લીધે તુ મને કૌવત આપ; મારી અષોઇને લીધે મને હીંમતવાળું જોર દે; તથા મારી નેક મનશ્નીને લીધે મને સરદારી આપ. (ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૧૨.)

**બ્યઑથનદ્દા અષાઇ યાચા ઉખ્ધખ્યાચા સૅરઑષૅમ ક્ષથ્રૅમચા.**

---

૧. અષો જરથુશ્ત્ર સાહેબ, સર્વથી મહાન રથેશ્તાર, આ મહાભારત નીયમને આધારે બન્યા હતા

(પેગમબર જરથુશ્ત્ર પોતાનાં) કાર્યની સત્તા તથા દીનના વચનો માટેની તાબેદારી,[1] અષોઇને સારૂં અર્પણ કરે છે.
(ગાથા અહુનવદ, હા ૩૩, ફ૦ ૧૪.)

યા શ્યઓથના, યા વચંઘ્હા યા યસ્ના અમૅરૅતતાતૅમ્
અષૅમચા તએઇબ્યો દાઔંઘ્હા મઝ્દા ક્ષથ્રૅમચા હઉર્વતાતો
અએષાંમ તોઇ અહુરા એહ્મા પૉઉરૂતૅમાઇશ્ દસ્તે.

જે કાર્ય, જે વચન, તથા જે ભક્તિને લીધે અમને અમર્ગી, અષોઇ, સત્તા તથા આનંદ મળે છે તે હે અહુરમજદ! સર્વથી પેહલાં તને હું અર્પણ[2] કરૂં છું. (ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૧.)

અત્ તોઇ મ્યજ્દૅમ્ અહુરા નેમંઘ્હા અષાઇચા દામા.

હે અહુરમજદ! આધીન નમસ્કાર સાથે તને તથા અષને અમે મ્યજદ[2] અર્પણ કર્યે. (ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૩.)

યોઇ સ્પૅન્તાંમ આર્મઇતીમ્ થ્વહ્યા મઝ્દા બૅરૅખ્ધાંમ વીદુષો,
દુશ્-શ્યઓથના અવઝજત વંઘ્હેઉશ એવીસ્તી મનંઘ્હો,
અએઇબ્યો મશ્ અષા સ્યઝ્દત્ યવત્ અહ્મત્ અઉરૂના ખ્રફ્સ્ત્રા.

જેઓ, હે અહુરમજદ! સ્પેન્ત આર્મઇતી (નમ્રતા)ને તારી પ્યારી જાણવા છતાં, નેક મનશ્નીથી બેદરકાર રહીને, દુષ્ટ કાર્ય કરનારા તરીકે જીવન ગાળે છે, તેવા પુરૂષો આગળથી જેમ જંગલી ખ્રફ્સ્તરો[3] આપણી આગળથી દૂર જાય છે, તેમ અષોઇ તદ્દન નહાસી જાય છે.
(ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૯.)

સ્પૅન્તાંમચા આર્મઇતીમ્ દાંમીમ્ વીદ્વાઓ હિથાંમ અષહ્યા.

તે (એટલે ડહાપણવાળો માણસ) સ્પેંત આર્મઇતી (નમ્રતા અથવા ભક્તિ)ને અષોઇનું ખરૂં મૂળ સમજે છે.[4] (ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૧૦.)

સીષા-નાઓ અષા પથો વંઘ્હેઉશ્ ખ્અએતૅંગ્ મનંઘ્હો.

અષોઇની મારફતે (હે અહુરમજદ!) તુ અમને વોહુમનોના પોતાના (ખાસ) માર્ગો શીખવ. (ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૧૨.)

---

૧. આ સર્વસ્વનો ત્યાગ, ભોગ અથવા અર્પણતા છે. ૨. મેજ, ક્રિયાની ભેટ. ૩. જાનવરો. ૪. નમ્રતા અથવા ભક્તિ અષોઈનું મૂળજ છે. ત્યારે હજારો વર્ષો પછી Humility is the first of Christian virtues, the second of them and the last of them એમ ખ્રિસ્તીઓ સ્વિકારે છે.

**તત્ જી મઝ્દા વહીરીમ્ અસ્તવઇતે ઉશ્તાનાઇ દાતા.....**
**ક્ષમાકાંમ્ હુચિસ્તીમ્ અહુરા ખ્રતેઉશ્ અષા ક્રાદા વૅર્ઝેના.**

(જેઓ) અષોઇની મારફતે અક્કલનાં કાર્યો વધારનારા છે, (તેમની) (આ) શારીરિક જીંદગીને, હે અહુરમજદ! તારૂં નેક ડહાપણ ખરેજ તેં દીધું છે. (ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૧૪.)

**મઝ્દા અત્ મોઇ વહિશ્તા સ્રવાઑસ્ચા શ્યઑથનાચા વઑચા**
**તા તૂ વોહૂ મનંઘહા અષાચા ઇષુદૅમ્ સ્તૂતો.**

હે અહુરમજદ! તુ મને સર્વોત્તમ દીનના વચનો તથા કાર્યો વીષે કેહ, કે તેથી જરૂર નેક મનશ્નની તથા અષોઇથી, તારી કીર્તિનાં ગાયનનું કરજ (હું ફેરૂં). (ગાથા અહુનવદ, હા ૩૪, ફ૦ ૧૫.)

**ગત્ તોઇ વસેમી...અર્ષેમ્ દૅરૅદ્યાઇ.**

અષોઇ પકડી રાખવાને કાજે (હે અહુરમજદ!) તારી પાસેથી હું તે (તંદુરસ્તી તથા કૌવત) જરૂર યાચું[1] છું. (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૧.)

**યા દાઑ અષા વંઘહેઉશ્ માયાઑ મનંઘહો,**
**વીસ્પા અયારે દરૅગો-જ્યાતોઇશ્ ઉર્વાદંઘહા.**

પ્યારથી (અમારી) લાંબી આયુષ્યના સઘળા દિનો, નેક મનશ્નીનું ધન,[2] અષોઇની મારફતે (હે અહુરમજદ!) તું અમને દે!
(ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૨.)

**અત્ થ્વા મેંગહાઇ તખ્મૅમચા સ્પૅન્તૅમ્ મઝ્દા,**
**હ્યત્ તા જસ્તા યા-તૂ હફ્ષી અવાઑ**
**યાઑ દાઑ અષીશ્ દ્રૅગ્વાઇતે અષાઉનએચા.**

હે અહુરમજદ! તને જરૂર સર્વ શક્તિમાન તથા આબાદી કરનાર હું ગણતો રહીશ, કારણ કે (તારા) જે (હાથ)થી પાપી તેમજ અષો (માણસ)ને તું મદદ આપે છે, તેજ હાથથી તું (તેમને) સારૂં આશીર્વાદ પાંથરે છે (મોકલે છે).[3] (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૪.)

**યેહ્યા શ્યૉથ્નાઇશ્ ગએથાઑ અષા ફ્રાદૅન્તે.**

(હે અહુરમજદ!) તું કે જેનાં કાર્યથી દુન્યાના લોકો અષોઇની મારફતે આબાદ થાય છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૬.)

---

૧. માગું. ૨. તપોધન સરખાવો. ૩. આ ઠેકાણે The sun shines on the righteous and the unrighteous alike એવો ભાસ આપવામાં આવ્યો છે.

**અત્ આ થ્વહ્માઇ આથ્રે, રાતાંમ્ નેમંઘ્રહે।**
**અષહ્યા મા યવત્ ઇસાઇ મન્યાઇ.**

જ્યાં સુધી મારામાં બળ રેહશે, (ત્યાં સુધી) (હે અહુરમજદ!) તારા આતશને માટે ભક્તિ તથા અષોઇની ભેટને ખચીત હું કીંમતી ગણીશ. (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૯.)

**અત્ તૂ મોઇ દાઇશ્ અષેંમ્,**
**હ્યત્ મા જઓઝઓમી,**
**આર્મઇતી હચિમ્નો ઈત્ આરેંમ્.**

તુ મને અષોઇ દે, કારણ કે તે (હું) મારે માટે જરૂર માંગું છું, કે જેથી આર્મઇતી (નમ્રતા) મુજબ બરોબર ચાલનારો (હું થાઉં.) (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૧૦.)

**હ્યતચા મોઇ મ્રઓશ્ અષેંમ્ જસો ફ્રાક્નેને**
**અત્ તૂ-મોઇ નોઇત્ અસ્રુશ્તા પઇર્યઓઘ્ઝા.**

જ્યારે (તેં) મને કહ્યું છે, કે પૂરતી રીતે અષોઇને પોંહચનારો (તું છે), માટે મને જે કાંઇ સાંભળવા જેવું ન (હોય), તે તું જાહેર કરીશ માં. (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૧૨.)

**હ્યત્ ના ફ્યાઇ વએદેંમ્નો ઇસ્વા દઇદીત્**
**મઝ્ઇબ્યો મઝ્દા તવા રફેંનો ફ્રાક્નેનેંમ્,**
**હ્યત્ થ્વા ક્ષથ્રા અષાત્ હચા ફ્રાંસ્તા.**

તે ડાહ્યો (તથા) શક્તિવાળો નર, હે અહુરમજદ! મને મીત્રને પુરતી રીતે તારે (થી મળતી) ખુશાલી આપી શકશે, કે જે તારી સંપૂર્ણ શક્તિ તથા અષોઇને લીધે તેં ફરમાવેલી છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૧૪.)

**અસ્તવત્ અષેંમ્ ખ્યાત્ ઉશ્તાના અઓજોંગ્હ્વત્.**
**અષોઇ પુર તેજી (પ્રતાપ)થી જોરાવર (તથા) વીજયી થાય!** (ગાથા ઉશ્તવદ, હા ૪૩, ફ૦ ૧૬.)

**હ્વો જી અષા સ્પેંન્તો ઇરિખ્તેંમ્ વીસ્પોઇબ્યો**
**હારો મઇન્યૂ અહૂમ્બીશ્ ઉર્વથો મઝ્દા.**

હે મીનો અહુરમજદ! જરૂર તું પોતે અષોઇથી આબાદી કરનાર તથા અમ સઘળાંઓથી ખરાબી દૂર કરનાર તથા બન્ને દુન્યામાં મીત્ર છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૨.)

**કસ્ના જાંથા પતા અષહ્યા પૉઉરૂયો.**

(હે અહુરમજ્દ!) આરંભમાં અષોઇનો પેદા કરનાર તથા પીતા કોણ હતો? (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૩.)

**અર્મ ષ્યૉઑથનાઇશ દેબાંજઇતી આર્મઇતીશ.**

શું આર્મઇતી (તેનાં) કાર્યોને લીધે અષોઇની વૃદ્ધિ કરે છે?[1] (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૬.)

**તત્ થ્વા પૅર્સા ઑર્શ–મોઇ વઑચા અહુરા...**
**યાચા અષા અંઘ્રહેઉશ અર્મ વએદ્દયાઇ.**

જે (ભક્તિ) આ દુન્યાનું સુખ, અષોઇની મારફતે પ્રાપ્ત કરવાને જરૂરની છે, તે વીષે હે અહુરમજ્દ! તને હું પુછું છું, તે તુ મને સત્ય કેહજે. (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૮.)

**ઑર્ઁવા ક્ષથ્રા થ્વાવાંસ અસીશ્તીશ મજ્દા**
**હદૅમોઇ અષા વૉહુચા ષ્યાંસ મનંઘ્રહ્યા.**

હે અહુરમજ્દ! (તારાં) ન્યાયી રાજ્યને લીધે અષોઇ તથા નેક મનશ્ની સાથે એકજ ઠામમાં તું રહે છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૯.)

**યા–મોઇ ગએથાઑ અષા ફ્રાદોઇત હચેમ્ના.**

(તે દીન) કે જે અષોઇની પૂઠે ચાલવાને લીધે, મારી માલમતાને આબાદ કરી શકે છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૧૦.)

**કે અષવા યાઇશ પૅર્સાઇ દ્રેગવાઑ વા.**

જે (માણસો) સાથે હું વાતચીત કરૂં છું (તેમનામાં) અષો કોણ તથા દુષ્ટ કોણ (છે)? (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૧૨.)

**તત્ થ્વા પૅર્સા ઑર્શ મોઇ વઑચા અહુરા;**
**યેજી અહ્યા અષા પોઇ મત ક્ષયેહી.**

જો તું આ (દુન્યા)માં અષોઇ સાથે (સઘળાંઓના) રક્ષક તરીકે રાજ્ય કરે છે, તો હે! અહુરમજ્દ! હું તને પુછું છું, તે (તું) મને ખરૂં કેહજે. (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૧૫.)

**નોઇત હીમ મીજેન્ અષા વાસ્ત્રૅમ ફ્રાદઇંઘ્રહે.**

---

૧. અત્રે ફરીને નમ્રતા અને ઈશ્વર પ્રત્યે પ્રેમની સ્તુતી છે.

અષોઇથી ખેતીને વધારવા માટે, (દૈત્યો) આ (પૃથ્વી)ને તાજી રાખતા નથી. (ગાથા ઉશ્તવદ, હા ૪૪, ફ૦ ૨૦.)

અત્ ફ્રવક્ષ્યા અંઘ્રહેઉશ અહ્યા વહિશ્તૅમ
અષાત્ હચા......
પતરૅમ્ વંઘ્રહેઉશ્ વૅરૅજયન્તો મનંઘ્રહો
અત્ હોઇ દુગેદા હુષ્યઑથના આર્મઇતીશ.

અષોઇને લીધે આ દુન્યામાં (જે) સર્વોત્તમ (તથા જે) મેહનતુ (અથવા ચાલાક), ભલાં મનનો પીતા તથા જેની છોકરી ભલું કાર્ય કરનારી આર્મઇતી(છે), તે સર્વોત્તમ વીષે હું (તમને) જાહેર રીતે કહું છું. (ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ૦ ૪.)

વીસ્પનાંમ્ મઝિશ્તૅમ્ સ્તવસ્ અષા.

સર્વમાં જે સર્વથી ચઢતી પંક્તિનો, તેની કીર્તિ, અષોઇને લીધે હું ગાવું છું. (ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ૦ ૬)

તેમ ને સ્તઑતાઇશ્ નૅમંઘ્રહો આ વીવરૅષો;
નૂ-જીત્ ચષ્મઇની વ્યાદરૅસૅમ્,
વંઘ્રહેઉશ્ મન્યેઉશ્ ષ્યઑથનહ્યા ઉખ્ધખ્યાચા
વીદુશ્ અષા યૅમ્ મઝદાંમ્ અહુરૅમ.

ભક્તિનાં ગાયનોથી તેને (અહુરમજદને) અમે વખાણવાને ઇચ્છયે છીએ, કારણકે જરૂર (ધર્મની બાબદોથી) જાણીતો થઇને, અષોઇની મારફતે નેક વિચારના, વચનોના તથા કાર્યના તે મહાજ્ઞાની સાહેબને હવે મારી નજરે હું સ્પષ્ટ રીતે જોવું છું. (ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ૦ ૮,)

મઝદાઑ ક્ષથ્રા વૅરૅજી નાઑ દાત્ અહુરો,
પસૂશ્ વીરૅંગ્ અહ્માકૅંગ્ ફ્રદથાઇ આ,
વંઘ્રહેઉશ્ અષા હઑજાંથ્વાત્ આ મનંઘ્રહો.

અમારા માણસો તથા ગાય ઢોરને આબાદ કરવા સારૂં, (અમારાં) ભલાં મનનાં સારાં ડહાપણને લીધે, (તથા) અષોઇને લીધે અહુરમજદ (પોતાની) સત્તાથી અમને (જોઇતું) બળ આપે!

(ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ૦ ૯.)

દાત્ હોઇ અષા વૅાહુચા ચોઇશ્ત્ મનંઘ્રહા
ક્ષથ્રોઇ હોઇ હઉર્વાતા અમૅરૅતાતા.

(તે કે) જેણે અષોઇ અને નેક મનશ્નીની મારફતે પોતાનાં રાજ્યમાં તેને માટે (એટલે સદગુણી માણસને માટે) આનંદ તથા અમરપણું મુકરર કર્યું છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૫, ફ૦ ૧૦.)

આઅ્સો વંઘ્હેઉશ અષા દશ્તીમ્ મનંઘ્હો.

અષોઇની મારફતે ભલાં મનની દોલત તું (મને) શીખાડ.
(ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૨.)

કદા મઝ્દા......
અંઘ્હેઉશ્ દરેથ્રાઇ ફ્રો અષહ્યા ફ્રાર્ન્તે,...
સઓશ્યન્તાંમ્ ખ્રતવો.

અષોઇની દુન્યાંની આબાદીને માટે, હે અહુરમજદ, સોશ્યંતોની ઉત્તમ બુદ્ધિ...કયારે આવશે ? (ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૩.)

અષહ્યા વઝ્દ્રંગ્ પાત્ ,
ગાઓ ફ્રોરેતોઇશ્ ષોઇથ્રહ્યા વા દખ્યેઉશ્ વા.

(પાપી માનવી) અષોઇના મદદગારોને તથા શહેરનાં તેમજ દેશનાં ગાય-ઢોરોને[1] ફરવા હરવા(માં)થી અડચણ કરે છે.
(ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૪.)

યયાઓ શ્યોથનાઇશ્ અષેમ્ થ્રઓશ્તા અહુરા.

જે બન્નેના કાર્યોથી, હે અહુરમજદ! અષોઇ વધે છે.
(ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૭.)

અષા......આર્મતોઇશ ગએથાઓ ફ્રાદો થ્વક્ષંઘ્હા.

અષોઇને લીધે આર્મઇતિ (પરહેજગારી અથવા નમ્રતા)ના મુલકો પોતાની ઉલટથી (ચંચલાઇથી) આબાદ કરે છે.
(ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૧૨.)

તેમ્ વે અષા મેહ્મઇદી હુશ-હખાઇમ.

તે (માણસને) હે અષ! (અમે) તારો ખરો મીત્ર ગણીએ છીએ.
(ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૧૩.)

અષેમ્ ક્ષ્મઇબ્યા દદુયે.

તમારે માટે અષોઇ મુકરર કીધી છે. (ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ૦ ૧૫.)

યથ્રા અષા હચઇતે આર્મઇતિશ.

૧. અથવા પ્રાણીઓને.

તે તરફ ભક્તિ અષોઇની પુઠે ચાલે છે.

(ગાથા ઉશ્તવદ, હા ૪૯, ફ૦ ૧૬.)

**મજ્દા અષા ક્ષ્માકેંમ્ વારેંમ્ ક્ષ્નઑષેમ્નો.**

હે અહુરમજદ! અષોઇની મારફતે તારી ઇચ્છાને તૃપ્ત કરવાને (આધિન થવાને) હું ઇચ્છું છું. (ગાથા ઉશ્તવદ, હા ૪૯, ફ૦ ૧૮.)

**વહિશ્તાચા મનંઘ્હા**
**હ્યા અષાત્ બ્યઑથનાચા વચંઘ્હાચા,**
**અહ્માઇ દાંન્ હઉર્વાતા.**

અષોઇથી (ઉત્પન્ન થતા) સર્વથી પવીત્ર વિચાર, સખુન તથા કાર્યને લીધે (દાદાર) અહુરમજદ આપણુને......સુખ આપે છે.

(ગાથા સ્પેન્તોમદ.હા ૪૭, ફ૦ ૧.)

**ઓયા ચિસ્તી હ્વો પતા અષહ્યા મજ્દાઓ.**

માત્ર (પોતાનાં) (હરવેસ્પ-આગાહ) જ્ઞાનને લીધે અહુરમજદ પોતે અષોઇનો પિતા (એટલે સત્યતાનું મૂળ છે ) (ગાથા સ્પેન્તોમદ, હા ૪૭, ફ૦ ૨ )

**નોઇત ઇથા અષાઉનો;**
**કસેઉશ્ચીત ના અષાઉને કાથે અંઘ્હત.**

પણ અષો માણસો નહી (એટલે દુઃખી થતાં નથી). અષો માણસને રાજી રાખવા માટે કોઇપણ શખ્સ (માત્ર) થોડી ચીજની તંગીમાં હોય છે.[1] (ગાથા સ્પેન્તોમદ, હા ૪૭, ફ૦ ૪.)

**અષાઉને ચોઇશ યા-જી ચીચા વહિશ્તા.**

અષો (માણસ)ને જે કાંઇ સર્વોત્તમ તે (એટલે અહુરમજદ સાથે રહેવાનું સુખ) જરૂર તું આપે છે. (ગાથા સ્પેન્તોમદ, હા ૪૭, ફ૦ ૫.)

**તા દાઓ સ્પેંન્તા મઇન્યૂ મજ્દા અહુરા,**
**આથ્રા વંઘ્હાઉ વીદાઇતે રાનોઇબ્યા**
**આર્મતોઇશ દેબાંજંઘ્હા અષખ્યાચા.**

હે આબાદી કરનાર અનદીઠ અહુરમજદ! (તારા) આતશની મારફતે તે બે હરીફોને (તેમની સંપૂર્ણ મનશ્ની તથા અષોઇના વધારા

૧. એટલે અષો માનવીને સંતોષવાનું સહેલ છે; દુષ્ટને સંતોષવું દુષ્કર છે.

(તબક્કા) મુજબ, ભલા ચુકાદામાં (એટલે વાજબી ન્યાય કરીને), તે (એટલે તે પ્રમાણેનો) બદલો તું આપે છે. (ગાથા સ્પેન્તોમદ, હા ૪૭, ફ૦ ૬.)

**યેજી અદાઇશ અષા દ્રુજેમ વેંઘ્‌હઇતી.**

જ્યારે (અષો-સદગુણી માણસ) (પોતાના) પરોપકારી કાર્યોથી (તથા) અષોઇથી દરૂજ (એટલે ઠગાઇ–જુઠાઇ)ને મારશે. (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૧.)

**કત્ અષવા મઝ્‌દા વેંગ્‌હત્ દ્રેગ્‌વન્તેમ્ .**

શું અષો માણસ, હે અહુરમજદ! દુષ્ટ માણસ ઉપર ફાવશે? (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૨.)

**યઑઝ્‌દાઑ મશ્યાઇ અઇપી જાંથેમ્ વહિશ્તા.**

પવિત્રતાઇ (એ) માનવીને માટે જન્મથી સર્વથી શ્રેષ્ઠ (લક્ષણ છે.) (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૫.)

**કા–થ્વોઇ અષા આકાઑ અરેદ્રેંગ્ ઇશ્યા.**

તારા (ઠેરવેલા) જાહેર મદદગારોને[1] અષોઇની મારફતે (હું) કેમ પ્રાપ્ત કરૂં? (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૮.)

**કદા વએદા યેજી ચહ્યા ક્ષયથા**

**મઝ્‌દા અષા યેહ્યા–મા...દ્વએથા.**

હે અહુરમજદ! અષોઇને લીધે દરેક (પેદાયશ)ની ઉપર તું સત્તા ભોગવે છે તો, જે (બાબદ)નો મને શક (છે તે વીષે) હું ક્યારે જાણીશ? (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૯.)

**કદા મઝ્‌દા અષા મત્ આર્મઇતિશ**

**જિમત્ .**

ક્યારે, હે અહુરમજદ! અષોઇ સાથની સંપૂર્ણ મનશ્ની (અથવા નમ્રતા) (અમને) મળશે? (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૧૧.)

**યે દુશ્–ઍરેથ્રીશ ચિક્ષ્‌નુષા અષા.**

અષોઇની મારફતે બેદિલ (નિરાશ) થએલાઓને રાજી રાખવાને ઇચ્છું છું. (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯, ફ૦ ૧.)

**નએદા વૉહૂ મઝ્‌દા ફ્રશ્તા મનંઘ્‌હા.**

---

૧. ગુરૂ માટે અત્રે ઈશારો જણાય છે.

નેક મનશ્નીથી, હે અહુરમજદ!(દીનની બાબદ વિષે તે દુષ્ટ બેનદ) જાણીતો થએલો નથી. (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯, ફ૦ ૨.)

અત્ચા અહ્માઇ વરેનાઇ મજ્દા નિદાતેમ્.
અશેમ્ સૂઇદ્યાઇ.

(દુન્યાનાં લોકોને) લાભ કરવાને માટે આ દીનને સારૂં હે અહુરમજદ! અષોઇ નક્કિ કરેલી (છે). (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯, ફ૦ ૩.)

આર્મતોઇશ કસ્ચીત્ અષા...
થ્વહ્મી ક્ષથ્રોઇ.

નમ્રતા (ભક્તિ)ની અષોઇને લીધે એવો કોઇપણ માનવી તારી પાદશાહીમાં (દાખલ થશે). (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯, ફ૦ ૫.)

અષેમચા ભ્રઇતે......
ખ્રતેઉશ ક્ષ્માકહ્યા આ-મનંઘ્રહા,
અરેશ વીચિદ્યાઇ.

તારી (હર્વેસ્પ-આગાહ, ત્રીકાળદર્શી ) અક્કલના વિચારની મારફતે, અષોઇ ફરમાવે છે કે ખરૂં એખ્ત્યાર કરવું.[1] (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯,ફ૦ ૬.)

સ્રઓાત્ અષા.

અષોઇ (એટલે ખાલેસ દીલ)થી તે ઉપર (એટલે દીન ઉપર) ચિત્ત લગાડશે. (ગાથા સ્પેન્તોમદ, હા ૪૮, ફ૦ ૭.)

નોઇત્ અરેશ-વચાઓ સરેમ્ દદાંસ દ્રેગ્વાતા......
અષા યુખ્તા યાહી દેજામાસ્પા.

સત્ય બોલનારે દુષ્ટ માણસની મારફતે સરદારી ન લેવી...અષોઇને લીધે બહાદુર (ગુશ્તાસ્પ) અને જામાસ્પ-હકીમ જોડાયેલા (છે). (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯, ફ૦ ૯.)

કત્ તોઇ અષા જ્બયેન્તે અવંઘ્રહો
જરથુશ્ત્રાઇ, કત્ તોઇ વોહૂ મનંઘ્રહા.

(જરથોશ્ત દાદાર અહુરમજદને પુછે છે) તારા નમ્ર જરથોશ્તને માટે (હે અહુરમજદ) (તેની) અષોઇને લીધે તથા (તેની) નેક મનશ્નીને લીધે, (તારી) કૃપા (મેહેરબાની)નો કેટલો (ભાગ) (તું આપનાર છે)? (ગાથા સ્પેન્તોમદ, હા ૪૯, ફ૦ ૧૨.)

---

૧. અષોઈ, સત્યતા સાથે સર્વથી નીકટ સંબંધ રાખે છે.

**કે મે ના...વિસ્તો,**

**અન્યો અષાત્......વહિશ્તાઅત્ચા મનંઘ્રહો**

અષોઇ તથા સર્વથી નેક મનશ્ની સીવાય કયો માનવી મારે માટે (રક્ષક તરીકે) જણાયલો (છે)? (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦ ફ૦ ૧.)

**વાઓ યજાઇ...અષા વહિશ્તાચા મનંઘ્રહા.**

(હું) અષોઇથી (એટલે પવીત્ર અંતઃકરણથી), સર્વથી નેક મનશ્નીથી...તને નિત્ય આરાધું. (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૪.)

**મહ્યા રાજંગ્ વોહૂ સાહીત્ મનંઘ્રહા.**

(કોઇપણ માનવી) નેક મનશ્નીથી મારા ભેદો[1] શિખવી શકે છે. (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૬.)

**પઇરિ-જસાઇ......અત્ વાઓ અષા......વાઓ.**

અષોઇની મારફતે..તને, તને જરૂર હું પહોંચું. (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૮.)

**અષોઇશ્ મઝ્યાઓ વસે ક્ષયા.**

મારી અષોઇની ઇચ્છા ઉપર હું દ્રઢ છું. (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૯.)

**અષા તવાચા......**

**અરેદત વોહૂ મનંઘ્રહા;**

**હઇથ્યાવરેશ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રેષોતેમેમ.**

અષોઇની મારફતે હું શક્તિ ધરાવું છું. અષોઇનાં કાર્ય કરનારાઓની ઇચ્છા જે સર્વથી ચઢતે દરજ્જેની (છે), (તે) નેક મનશ્નીને લીધે પાર પડે છે. (ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ૦ ૧૧.)

**વીદીષેમ્નાઇશ ઇજ્યાચીત્ અષા અન્તરે-ચરઇતી**

**વ્યોથનાઇશ.**

અષોઇને લીધે તથા પવિત્ર કાર્યોને લીધે, (જગતના લોકોમાં) સંપત્તિ, સુખ ઇત્યાદી પાંથરે છે. (ગાથા વોહુ-ક્ષત્ર હા ૫૧, ફ૦ ૧.)

**તા-વે મજદા પઓઉરૂવીમ્ અહુરા અષાઇ યેચા.**

---

૧. ગુપ્ત જ્ઞાન

અષોઇને માટે, હે અહુરમજદ! તને સર્વથી પેહલ્લા દરજ્જાનો હું ગણું છું. (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૨.)

**યોઇ વે ષ્યઑથનાઇશ સારૅન્તે,**
**અહુરો અષા હિઝ્વા ઉખ્ધાઇશ વંઘ્રહેઉશ મનંઘ્રહો.**

જેઓ (પોતાનાં) કાર્યોથી, અષોઇથી, જીભથી (એટલે સત્ય વાણીથી), તથા નેક મનશ્નીની (એટલે ખરાં અંતઃકરણથી કરેલી) ભક્તિથી, હે અહુરમજદ તને સરદાર તરીકે ગણે છે.

(ગાથા વોહુ-ક્ષથ્ર હા ૫૧, ફ૦ ૩.)

**કુથ્રા યસો ખ્યૅન અર્મૅમ, કૂ સ્પૅન્તા આર્મઇતિશ.**

કઇ તરફ અષોઇ (તથા) કયાં સંપત્તિ આપનાર નમ્રતા (અથવા સત્યતા) આવાગમન[1] કરે છે? (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૪.)

**અષાત હચા ગાંમ વીદત.**

તે અષોઇની મારફતે જગત આબાદ કરે.

(ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧. ફ૦ ૫.)

**મઝ્યો જ્બયા અર્ષૅમ વંઘ્રહુયા અષી ગત તે.**

મારે માટે તો (હું) અષોઇને વખાણું છું. (હે અહુરમજદ!) તારી નેક આશીષ(ના બદલા)માં અષોઇ (મને) પ્રાપ્ત થાય!

(ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૦.)

**કે...અષા આફ્રશતા, કા સ્પૅન્તા આર્મઇતિશ,**
**કે વા વંઘ્રહેઉશ મનંઘ્રહો અચિસ્તા મગાઇ ઍરૅશ્વો.**

કોણે અષોઇથી (ધર્મ વીષે) સવાલો પુછયા હતા? કોણની મારફતે પવિત્ર (અથવા વૃદ્ધિ કરનાર) નમ્રતા (ભક્તિ) (મેળવી શકાય)? અથવા નેક મનશ્નીનો કયો અંતઃકરણપૂર્વક (માણસ) (તે) માહાભારત કાર્યને માટે જણાયલો (છે)? (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૧.)

**તા દ્રૅગ્વતો મરૅદઇતી દએના ઍરૅજાઉશ હઇથીમ.**

અષો (માણસ)નો ધર્મનો માર્ગ (છેવટે) દુષ્ટ (માણસ)ના (માર્ગને) ખરેખર કચડી નાખે છે. (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૩.)

---

૧. આવવું.

**યેહ્યા ઉર્વા.....**
**ચિન્વતો પૅરૅતાઑ આકાઑ...**
**અષહ્યા નાંસ્વાઑ પથો.**

જેનું (દુષ્ટ માણસનું) રવાંન જાણીતા ચિન્વત પુલ ઉપર અષો-ઇના માર્ગ તરફ (એટલે બેહશ્તના માર્ગમાં) પહોંચવાને ઇચ્છે છે.
(ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૩.)

**વે વૉહૂ મનંઘ્રહ્યા અષાઇચા સવાઇશ ચિવીષી.**

(હે માજદયસ્ની જરથોશ્તીઓ!) તમને (પણ) (તમારી) નેક મનશ્નીને લીધે તથા અષોઇને માટે આશીર્વાદો સાથે આપવામાં આવશે. (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૫)

**તાંમ્ કવા વીશતાસ્પો મગહ્યા ક્ષથ્રા નાંસત્**
**વંઘ્રહેઉશ પદૅભીશ મનંઘ્રહો યાંમ્ ચિસ્તીમ્ અષા મન્તા.**

પાદશાહ ગુશ્તાસ્પે નૈતિક વર્તણુંકથી, ન્યાયી રાજ્ય કારભારમાં નેક ધ્યાનતનું ડહાપણ (એટલે સારી ધ્યાનત રાખ્યાથી જે લાભો મળે છે તે), ખરૂં પડેલું જોયું છે. (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૬)

**અષા વૅરૅન્તે, તત્ ક્ષથ્રૅમ મનંઘ્રહો વંઘ્રહેઉશ વીદો.**

અષોઇની મારફતે (મેળવેલી) સત્તા તથા પવીત્ર ધ્યાનતની પ્રાપ્તિ ઇચ્છે છે. (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧.ફ ૦ ૧૮.)

**મઝ્દાઑ દાતા ઋઑત્, ગયેહ્યા શ્યઑથનાઇશ વહ્યો.**

પોતાના જીવનનાં કાર્યોથી વધારે નેકીવાળો (થઇને), અહુરમજદના નીયમને જાહેર કરે છે.[1] (ગાથા વોહુ ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૧૯.)

**અષૅમ વૉહૂ મનંઘ્રહ્યા ઉખ્ધા યાઇશ આર્મઇતિશ.**

અષોઇ, નેક ધ્યાનત તથા ભક્તિ, જેથી નમ્રતા (પ્રાપ્ત થાય છે).
(ગાથા વોહુ ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૨૦.)

**આર્મતોઇશ ના સ્પૅન્તો હ્વો....**
**અષૅમ્ સ્પૅન્વત્ વોહૂ ક્ષથ્રૅમ મનંઘ્રહા,...દદાત્.**

સંપૂર્ણ મનશ્નીનો (નમ્ર) માણસ પોતે દુન્યાનું કલ્યાણ કરનાર હોય છે...આનંદ આપનારી અષોઇ (તથા તેની) નેક ધ્યાનતને લીધે સત્તા આપે છે. (ગાથા વોહુ-ક્ષથ્ર, હા ૫૧, ફ૦ ૨૧.)

---

૧. ધર્મગુરૂ કેવો હોવો જોઈએ તે અત્રે જણાવ્યું છે.

હોઇ દાત આયપ્તા,
અષાત હચા અહુરો મઝ્દાઓ.

(દાદાર) અહુરમજદે (જરથોશ્તને) (તેની) અષોઇને લીધે તેને એ બક્ષેશો આપી. (ગાથા વહિશ્તોઈશ્ત, હા ૫૩, ફ૦ ૧.)

મનંઘ્હા ઉખ્ધાઇશ શ્યોથનાઇશ્ચા..મઝ્દાઓ વહ્માઇ.

(પવીત્ર) મનશ્નીથી, ગવશ્નીથી તથા કુનશ્નીથી...અહુરમજદની કીર્તિ (ગાવા)ને માટે (તેઓ તત્પર છે). (ગાથા વહિશ્તોઇશ્ત, હા ૫૩, ફ૦ ૨.)

વંઘ્હેઉશ પઇત્યાસ્તૅમ મનંઘ્હો અષહ્યા...તઇબ્યો દાત સરૅમ.

નેક મનશ્ની તથા અષોઇને અર્પણ થયેલો, (તેને) તારે માટે સરદાર તરીકે મુકરર કર્યો છે. (ગાથાવહિશ્તો ઈશ્ત, હા ૫૩, ફ૦ ૩)

થ્વા ખ્રથ્વા સ્પેંનિશ્તા આર્મતોઇશ હુદાન્વરૅષ્વા.

સંપૂર્ણ મનશ્નીથી તારી ઘણીજ પવીત્ર (અથવા કલ્યાણકારી) અક્કલથી સારાં ડહાપણથી કાર્ય કરતી રેહેજે.

(ગાથા વહિશ્તોઈશ્ત, હા ૫૩, ફ૦ ૩.)

વએદાદ્રૂમ...અહૂમ યે વંઘ્હેઉશ મનંઘ્હો,
અષા વે અન્યો અઇનીમ વીવેનઘ્હત.

નેક મનશ્નીની જીંદગી પ્રાપ્ત કરજો (તથા) અષોઇથી (ખરાં અંતઃકરણથી) તમારામાંનાં એક બીજાંને ચાહતાં રહેજો.

(ગાથા વહિશ્તોઇશ્ત, હા ૫૩, ફ૦ ૫.)

યઓઝ્દાઓ મશ્યાઇ અઇપિ જાંથૅમ વહિશ્તાઓ. હા યઓઝ્દાઓ જરથુશ્ત્ર યા દએન માઝ્દયસ્નિશ. યો હ્વાંમ અંઘ્હ્વાંમ યઓઝ્દાઇતે હુમતાઇશ્ચ હૂખ્તાઇશ્ચ હ્વર્ષ્તાઇશ્ચ.

પવિત્રાઇ માણસને સારૂં જન્મથીજ સર્વથી શ્રેષ્ઠ (છે); હે જરથુશ્ત્ર! તે પવિત્રતાઇ માજદયસ્ની દીન (છે); કોઇપણ માનવી સારી મનશ્ની, સારી ગવશ્ની તથા સારી કુનશ્નીથી પોતાના અંતઃકરણને શુદ્ધ[1] કરે છે.

(વંદીદાદ ૫૨૦ ૫, ફ૦ ૨૧.)

યો નરૅમ અષવનૅમ અન્યો–વરૅનાઇ વા અન્યો–તકએષાઇ વા કસયંઘ્હે સંઘ્હાઇ દધાઇતિ. વીધ્વાઓ અવત હવ ખ્રથ્વ પરાઇતિ. અઇધ્યહત હચ શ્યઓથ્નાવરૅજ અથ બવઇન્તિ પૅષો–તન્વ.

---

૧. પાક, પવીત્ર.

જે શખ્સ અષો માણસને બિજા વરણવાળો અથવા બીજા ધર્મ-વાળો અથવા વધારે હલકા સમાજવાળો (અને હલકી નીતિવાળો) વિચારે, (તથા) જાણીબુજીને પોતાની અટકળથી તે પાપ કરે તો, તે કાર્ય કર-વાથી (તેઓ) તે પ્રમાણે શીક્ષાને પાત્ર થાય છે. (પર૦ ૧૫, ફ૦ ૨)

ઉસ્‌હિશતત્ વોહુ મનો હચ ગાત્વો જરન્યો કૅરૅતો ફ્રવઑચ્યત્ વોહૂ મનો કધ નો ઇધ અષાઉમ્ અગતો ઇથ્યેજંઘ્રહતત્ હચ અંઘ્રહ-ઑત્ અઇથ્યેજંઘ્રહૅમ્ અહૂમ્ આ.

(જ્યારે તે સારા માણસનું રવાન ચિનવત પુલ પસાર કરીને મીનો યજદોના પુલ આગળ જાય છે ત્યારે), બહમન (અમેશાસ્પંદ) (પોતાના) સોનાના બનાવેલાં તખ્ત ઉપરથી ઉભા થાય છે, (અને ત્યાર પછી) બહમન (અમસાસ્પંદ) તે રવાનને (નીચે પ્રમાણે) કહે છે:—

"હે અષો (રવાન)! નાશવંત જગતમાંથી અમર સૃષ્ટિ તરફ અત્રે અમારી આગળ તું કયાં આવ્યું?" (પર૦ ૧૯, ફ૦ ૩૧.)

ક્ષ્નૂતો અષાઉનાંમ્ ઉર્‌વાંનો પાસ્યેઇન્તિ અવિ અહુરહે મજ્દાઓ, અવિ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્, અવિ ગાત્વો જરન્યો-કૅરૅતો. અવિ ગરો-ન્માનૅમ્ મએથનૅમ્ અહુરહે મજ્દાઓ, મએથનૅમ્ અમૅષનાંમ્ સ્પૅન્ત-નાંમ્, મએથનૅમ્ અન્યએષાંમ્ અષઑનાંમ્.

અષો (માણસો)ના રવાનો અહુરમજદની નજદીક, અમેશાસ્પંદોની નજદીક, સોનાનાં બનાવેલાં તખ્તની નજદીક, ગરોથમાન (બહેશ્ત) (કે જે) અહુરમજદનું રેહઠાણ, અમેશાસ્પંદોનું રેહઠાણ (તથા) બીજા અષો (માણસો)નું રેહઠાણ (છે), તે તરફ આનંદથી ચાલ્યાં જાય છે. (પર૦ ૧૯, ફ૦ ૩૨.)

યઓજ્દાથ્રયો અષવ. પસચ પરઇરિસ્તીમ્ દએવ દ્રવન્તો દુજ્દા-ઑન્હો બઑધૅમ અન્થ ફ્રતૅરૅસૅન્તિ. યથ મએષિ વૅહ્ર્કવઇતિ વૅહ્ર્કત્ હચ ફ્રતૅરૅસઇતિ.

પવીત્રાઇ આપનારો શખ્સ અષો (હોએ છે). જેમ વરૂથી ઘેરાયલું મેંઢું વરૂથી બીહે છે, તે પ્રમાણે દેવ્યો, દ્રવંદો (તથા) દુષ્ટ જાણનારા (તે અષો માણસના) મુવા પછી (તેના રવાનની) સુગંધથી ડરે છે (અને નાહસે છે). (પર૦ ૧૯, ફ૦ ૩૩.)

**નરો અષવનો હાંમ્-બવઇન્તિ નઇર્‌યોસંઘ્રહો હાંમ્-બવઇતિ.**

અષો માણસો એકઠાં મળે છે; નેરયોસંગ (ફરેશ્તો) સાથે મળે છે. (પર૦ ૧૯, ફ૦ ૩૪)

---

## અન્ય ધર્મોનો સરખામણીઓ.



आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥

(ગીતા ૩-૩૯)

જ્ઞાન હમેશ જ્ઞાનીયોના આ દુશ્મન જે કામ (હવસ અને ઇચ્છા) છે, તેનેથી ઢંકાઇ રહેલું છે, જે કામ એક આતશની માફક વધારે અને વધારે ખાવા (બાળવા) માગ્યાજ કરે છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥

(ગીતા ૫-૭)

જે યોગથી ખુદા સાથ યુક્ત થયેલો, જે અષો થયલો, સ્વકાબુ ધરાવનાર, ઇન્દ્રિયો જીતનાર, જેનો જીવ સર્વે પ્રાણીઓનો જીવ બનેલો, તે જોકે કર્મ કરે છે, છતાં તેનાથી લેપાતો (બંધાતો, ખરડાતો) નથી.

युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥

(ગીતા ૬-૨૮)

જે યોગી, જીવને ખુદા સાથ એકત્ર કરવાની કોશેષ કરતો, પાપ છોડી દે છે, તે સહુલાઇથી અપાર આનંદ, જે બ્રહ્મ (પરમેશ્વર) સાથે સંબંધ રાખવાથી પ્રાપ્ત થાય છે, તે ભોગવે છે.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥

(ગીતા ૧૨-૧૩-૧૯)

કોઇ પ્રાણીનો દ્વેષ ન કરનાર, મીત્ર અને દયાળુ, નીર્મમ, અહંકારરહિત, સુખદુઃખમાં સમતોલ, ક્ષમા કરનાર, નીત્ય સંતુષ્ટ, યોગી, સ્વકાબુવાળો, દ્રઢકાબુવાળો મન અને બુદ્ધિ મને અર્પણ કરેલી, તેવો મારો ભક્ત મને (ઇશ્વરને) પ્રિય છે. જેનેથી જગત દુર ભાગતી નથી અને જે જગતથી ભાગતો નથી, હર્ષ, ક્રોધ અને ભયથી રહિત છે; જે કોઇપણ ઇચ્છા ધરાવતો નથી, અષો છે, દક્ષ (હુશ્યાર), હવસ વિનાનો, શાન્ત, દરેક કર્મનો આરંભ ત્યજનાર; જે નથી વલગણ રાખતો, નથી દ્વેષ ધરાવનાર, નથી શોચતો અને નથી ખાહેશ કરતો, ભલું, ભુંડું (શુભ અને અશુભ) ત્યેજે છે, ભક્તિમાન છે; વળી જે શત્રુ અને મિત્રને એક ગણી વર્તન કરેછે, અને માન, અપમાનમાં સમાન છે; ગરમી, શરદીમાં, સુખદુઃખમાં સમાન છે, જે વલગણથી વિરક્ત છે; જે નીંદા અને સ્તુતીમાં યકસાન છે, જે મૌની,[૧] અને જે મળે તેનેથી સંતોષી છે; જે ઘરબાર વીનાનો, સ્થીર મતિનો, અને ભક્ત છે, તે મને (ઇશ્વરને) વહાલો છે.

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥

(ગીતા ૧૬-૧, ૩)

ભય રહિતપણું, અષોઇ, જ્ઞાનયોગમાં દ્રઢતા, દાન, સ્વકાબુ અને યજ્ઞ, શાસ્ત્રાભ્યાસ, તપ (એકચિત્તપણું) અને પ્રમાણિકપણું એ, હે ભારત, જે દૈવિક ગુણો સાથે જન્મયો હોય છે તે સંપાદન કરે છે.

૧. થોડું બોલનાર. અષોઈ અત્રે બહુ સુંદર રીતે વર્ણવી છે.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥

(ગીતા ૧૭–૨૭).

યજ્ઞ (સ્વભોગ), તપ અને દાન કરવામા દ્રઢતાને, તેમજ ઇશ્વર પ્રત્યેનુ દરેક કર્મ 'સત' (અષો) ગણાય છે.

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

(ગીતા ૧૮-૫)

યજ્ઞ, દાન અને તપ એ કર્મો કદી ત્યજવાં નહીં, પણ અવશ્ય કરવાં. કારણ કે યજ્ઞ, દાન અને તપથી અક્કલમંદ માનવીઓને પવીત્ર (અષો) બનાવે છે.

---

नाह्वा धोयो क्या भयो, मनको मेल न जाय.
मिन सदा जलमें रहे, धोवे कलंध न जाय.

જ્યાં સુધી મનનો મેલ સ્વચ્છ ન થાય ત્યાંસુધી નાહવાથી[1] શું વળે? એમતો મચ્છી પાણીમાંજ રહે છે, અને રાત દિન નાહે છે, તોપણ તેનો બુરો વાસ કયાં જાય છે?

कबीर ! ए संसारमे, पंच रत्न हय सार,
साधू मिलन, हरी भजन, दया, दिन,[2] उपकार.
लेनेको हरनाम हय, देनेको अन्न दान,
तीरनेको आधिनता, बुडनेको अभिमान.

લેવું તો હરીનું નામ, આપવામાં શ્રેષ્ઠ ભુખ્યાને અન્ન. સંસાર તરી જવો હોય તો યઝદાનના હુકમને શરણ થવું અને ડુબવું હોય તો ગર્વ કરવો.

पशुकी तो पनिया भई, नरका कछु न होय,
नर जो उत्तम करनी करे, तो नर नारायण होय.

---

૧. સ્નાન અને અવશ્ય કરીને યાત્રા, તીર્થમાં સ્નાન. ૨. નમનતાઈ.

ઢોરોનું તો ચામડું પણ જુવા કેડે કામ લાગે છે, પણ માનવીની ખાલ તેટલાં કામની પણ નથી. છતાં જો ઉત્તમ રહેણી, કરણી હોય તો માનવી ખુદાઇ પદ પામે, યઝદાનના દર્શન કરે.

कबीर, कबीर क्या करो, खोजो आप शरीर,
जो ये पांचो वश करो, तो आपहि दास कबीर.

કબીરની મોટાઇની શી વાત કરો છો! તમે પોતે તમારા શરીરમાં કીરતારને શોધો અને પાંચ ઇન્દ્રિયો વશ રાખો તો તમે કબીર જેટલીજ મહાત્મ્ય મેળવશો.

साहेबकी गत अगम हय, तुं चल अपने अनुमान,
धिरे धिरे पांउ धर, पहौंचेगा प्रमान.

કરીમે કારસાઝની ગતિ ગુપ્ત છે. તું માત્ર તારિ યથાશક્તિએ ચાલ્યા કર. ધિમે ધિમે પણ દ્રઢ વિશ્વાશથી જો તું ફરજો બજાવશે, તો જરૂર આખર ધામમાં તું પહોંચવાનો.

---

## RIGHTEOUSNESS

Purity is the best good, happiness is to him who is pure for purity's sake. (*Ashem Vohu.*)

Only the heart without a stain knows perfect ease. (*Goethe.*)

The chaste mind, like a polished plane, may admit of foul thoughts, without receiving their tincture.

The man who consecrates his hours
By vig'rous effort and an honest aim
At once he draws the sting of life and death;
He walks with nature and her paths are peace.
(*Young.*)

There are many persons of whom it may be said, they have no other possession in the world but their character and yet they stand as firmly upon it as any crowned king. (*Samuel Smiles.*)

Your disposition will be suitable to that which you most frequently think on; for the soul is, as it were, tinged with the color and complexion of its own thoughts. (*Marcus Antonius.*)

Character resides in the man, reputation in other people; the one is the substance, the other the shadow. (*Beecher.*)

He that has light within his own clear breast,
May sit i' th' centre and enjoy bright day:
But he that hides a dark soul and foul thoughts
Benighted walks under the midday sun;
Himself his own dungeon. (*Milton.*)

He's truly valiant that can wisely suffer
The worst that man can breathe;
And makes his wrongs his outsides,
To wear them like his raiment, carelessly.
(*Shakespeare.*)

He that has character will draw after it condition. Circumstances obey principles. (*Beecher.*)

Character is the product of daily, hourly actions and words and thoughts; daily forgiveness, unselfishness, kindness, sympathies, charities, sacrifices for the good of others, struggles under temptation, submission under trials. Oh! it is these, like the blending colors in a picture or the blending notes of music which constitute the man. (*J.K. MacDuf.*)

Reverence the highest; have patience with the lowest. Let this day's performance of the *meanest duty* be thy religion. (*Margaret F. Ossoli.*)

Among the many strange servilities mistaken for piety, one of the least lovely is that which hopes to flatter God by despising the world and villifying human nature. (*C. H. Lewes.*)

Piety is not an end but a means of attaining the highest degree of culture, by perfect peace of mind. Hence it is to be observed that those who make piety an end and aim in itself, for the most part become hypocrites. (*Goethe.*)

We are surrounded by motives to piety and devotion, if we would but mind them. The poor are designed to excite our liberality; the miserable, our pity; the sick, our assistance; the ignorant, our instruction; those that are fallen, our helping hand. In those who are vain, we see the vanity of the world; in those who are wicked, our own frailty. When we see good men rewarded, it confirms our hope; and when evil men are punished, it excites our fear.

(*Bishop Wilson.*)

Blessed are the pure in heart for they shall see God. (*Bible.*)

Righteousness exalteth a mation. (*Proverbs. Bible.*)

For what is a man profited, if he shall gain the whole world and lose his own soul? (*Matthew, XVI—26.*)

Unto the pure all things are pure. (*2 Tim. i-15.*)

Blessed are they which do hunger and thirst after righteousness; for they shall be filled (*St. Matthew, 5.*)

Better is the poor that walketh in his uprightness, than he that is perverse in his ways though he be rich.

(*Bible, Proverbs.*)

Know ye not that ye are the temple of God and that the spirit of God dwelleth in you?

If any man defile the temple of God, him shall God destroy,—for the temple of God is holy, which temple ye are. (*Bible, Corinthians.*)

He withdraweth not his eyes from the righteous : but with kings are they on the throne; yea, he doth establish them for ever, and they are exalted.

(*Job. 36-7.*)

**તે અષો ઉપરથી પોતાની મહેરની નીગાહ ખીસાડતો નથી; પણ નૃપતિઓ સાથે તે અષો લોક રાજ્યગાદી ઉપર બેશે છે; ખરેજ તે કીરતાર તેમને હંમેશને માટે નીરાંત કરે છે અને તેઓ ઉત્કૃષ્ઠ જગ્યા મેળવે છે.**

The righteous cry, and the Lord heareth and delivereth them out of all their troubles. (*Psalms 33-17.*)

**જ્યારે અષો લોકો પુકાર કરે છે, ત્યારે યજદાન સાંભળે છે અને તેમની દરેક વિપત્તી ટાળે છે. (હુઇશ્ચાવર્શતાંમ્ ઇયત્ વસ્ના ફ્રેરષોતૅમૅમ્, એટલે અષો, સત્ય આચરણવાળાઓની ઇચ્છા સર્વોત્તમ છે!)**

I have been young, and now am old; yet have I not seen the righteous forsaken, nor his seed begging for bread. (*Psalms 3-25.*)

**હું જુવાન હતો અને હમણા વૃદ્ધ થયો છું; પણ આજદિન પર્યંત અષોને ત્યજાયલા અથવા તેનાં બચ્ચાંઓને રોટી માટે ભીખ માગતાં મેં કદી દીઠાં નથી.**

The hope of the righteous shall be gladness; but the expectation of the wicked shall perish. (*Prov. 10-28.*)

The desire of the righteous is only good: but the expectation of the wicked is wrath. (*Prov. 11-23*)

અષો આનંદની આશામાંજ રહે છે, જ્યારે દુષ્ટોની દરેક આશા નીરાશી અને નષ્ટ પામશે. અષોની ઇચ્છા ભલાઇ માટેજ હોય છે; પણ દુષ્ટોએ ક્રોધ(સજા)નીજ આશા રાખવી જોઇએ.

The wicked flee when no man pursueth: but the righteous are bold as a lion. (*Prov. 28-1.*)

જો કે કોઇ તેમની પુઠ પકડતું નથી છતાં દુષ્ટો ભાગે છે; પણ અષો તો સિંહ સમાન હિમ્મતવાન છે.

For by one man's disobedience many were made sinners, so by the obedience[1] of one shall many be made righteous. (*Rom. 5-19*).

જેમ એક માનવીની નાફરમાન-બરદારીને લીધે ઘણાકો પાપી બન્યા, તેમ એક માનવીની ફરમાન-બરદારી (અને આધિનતા)થી ઘણાકો અષો થશે.

Treasures of wickedness profit nothing: but righteousness delivereth from death[2]. Riches profit not in the day of wrath: but righteousness delivereth from death. (*Prov. 10-2, 11-4.*)

દુષ્કૃત્યોથી મેળવેલી દોલત નિરૂપ્યોગી થશે, જ્યારે અષોઇ તો મોતથી છુટકારો (મોક્ષ) આપશે! જ્યારે શીક્ષા પામવાનો દીવસ આવે છે, ત્યારે ધન વ્યર્થ થઇ પડે છે; પણ ત્યારે અષોઇ મોતમાંથી છોડવી દે છે!

Clouds and darkness[3] are round about him: righteousness and judgment are the habitation of his throne[4]. (*Psalms 97-2.*)

તે પરમકૃપાળુ ઇશની આસપાસ ઘણાંક વાદળાંઓ અને અંધકાર છે; પણ તેની પોતાની રાજ્યગાદી અષોઇના સ્થાન ઉપર સ્થાપિત છે.

1. સરોષ, તાબેદારીના ગુણ ઉપર મુવક્લ ફરેશ્તો એ માટે નીત્ય યાદ કરવામાં આવે છે. એની **મારફતેજ** અષોઈ પ્રાપ્ત થાય છે. 2. અમેરેતાત. 3. અંઘહેઉશ અસ્તતો. 4. ગરોન્માનેમ્ નેરયો અસ્તિ અષાવઓયો.

My tongue shall speak of thy word[1]: for all Thy commandments are righteousness[2].

મારી ઝબાનથી તારા (વહિથી) શીખાડેલા શબ્દો ઉચરશે, કારણકે તારા સર્વે ફરમાનો અષોજ છે.

He that followeth righteousness and mercy findeth life, righteousness, and honor. (*Prov. 31-21.*)

જે પણુ અષોઇ અને દયાથી વર્તન કરે છે તેને (અમર) જીવન, અષોઇ અને સન્માન મળે છે.

When I shall say to the righteous, that he shall surely live: if he trust to his own righteousness, and commit iniquity, all his righteousness shall not be remembered: but for his iniquity that he hath committed, he shall die for it. (*Eze. 33-13.*)

અષો લોકને મારી ચેતવણી છે કે તે જરૂર જીવતો (અમર) રેહશે; પણુ પોતાની અષોઇ માટેજ અભિમાની અથવા બેપરવા બનીને વળી દુષ્ટાચરણુ કરશે તો તેની સઘળી અષોઇ ભુલાઇ જશે ભુસિ નાખવામાં આવશે), અને ઉપરથી બુરાઇને માટે તેને મોત (મરણના ફેરાઓ) મળશે.

Sow to yourselves in righteousness, reap in mercy; but break up your fallow ground: for it is time to seek the Lord, till he come and rain righteousness upon you. (*Hosea. 10-12.*)

અષોઇના બી વાવો અને તમે (ઇશ્વરની) મેહર અને દયાના ફળ ચાખો. પણુ રાતદિન તમારા ખેતરની જગ્યા ખેતિ માટે હળ ફેરવીને તૈયાર રાખજો. કારણુકે દરેક માટે ઇશ્વરને ઢુંડવાનો વખત આવી

1. માંથ્ર સ્પેન્ત. 2. વીસ્પ સ્નાઓ જરથુશ્ત્ર યજમઇદે.

લાગ્યોજ છે; અને ખેતર તૈયાર હશે તો તે દીનદયાળુ અષોઇનો વર્સાદ તમ ઉપર વરસાવશે.

But unto you that fear my name shall the sun of righteousness arise with healing[1] in his wings; and he shall go forth and grow up as calves of the stall. And ye shall tread down the wicked in the day. That I shall do this, saith the Lord of hosts.

(*Malachi 4-23.*)

ઇશ્વર કહે છે કે મારા નામનો જેમને ડર (માન) છે, તેઓ માટે અષોઇનો સૂર્ય દવા અને મદદ પોતાની પાંખમાં રાખીને ઉગશે. અને જેમ ગૌશાળામાં વાછરડાંઓ પળાય છે જ, તેમ તે ઉધરતો જશે, અને જ્યારે આવું બનશે ત્યારે દુષ્ટાચારીઓને પગ હેઠળ તમે કચડી નાખી શકશો.

And who will turn aside from the faith of Abraham, but he who has debused his soul to folly? Surely he has chosen him in this world, or in the Hereafter he will be of the righteous. When his Lord said to him, strive after righteousness; he said, I will strive for the Lord of the worlds. (*Koran II.—124, 125.*)

It is no good that ye turn your faces *in prayer* to the east or the west, but goodness is of him who believes in God, and the Hereafter and the Angels, and the Books, and the Prophets; who gives of his wealth for his love to kindred and the orphans and the poor, and the homeless, and these who ask, and for the captives; who is steadfast in prayer and gives alms; and of these who perform their ceremonials

---

૧. અષ વહિષ્ત અને અષો બઓષજયો.

when they have covenanted, and who behave themselves patiently in adversity and hardships and in time of silence: These are the true and these are the pious. (*Koran II.—172.*)

Ye children of Man, We have sent to you the apparel to hide your nakedness, and splendid garments, but the clothing of piety,—that is the best. This is of the signs of God, that they might consider. (*Koran VII—25.*)

Verily those who say, Our Lord is God, and then keep straight, there shall descend upon them angels, saying, "Fear not, neither ye be ye grieved, but rejoice in the gardens which ye are promised; We are your friends in the life of this world and in the Hereafter; and for you therein is what your souls desire and for you therein is what ye ask for,—a present from the forgiving, compassionate God." (*Koran XLI—30 to 32.*)

Verily the pious shall be amid Goodness and rivers, in the seat of Truth, before the King Almighty. (*Koran LIV—54, 55.*)

Verily for the pious is an abode of bliss; therein shall they hear no vain talk, nor an untruth; a reward from thy Lord, gift enough. (*Koran LXXVII—31, 35, 36.*)

Right is more beautiful than private affection and is compatible with universal wisdom. (*Emerson.*)

The Saviour comes in the strength of righteousness. (*P. Books.*)

If men would only take the chances of doing right because it is right, instead of the immediate certainty of the advantage of doing wrong, how much happier would their lives be! (*B. R. Haydon.*)

For right is right, since God is God and right
the day must win,
To doubt would be disloyalty,
To falter would be sin.

I can see nothing very noble in a man who is for ever going about calling for his right. Alas! for the man who feels nothing more grand in this wondrous, divine world, than his own right, (*F. W. Robertson.*)

In whom there is truth and righteousness, he is blessed, he is a Brahman. (*Dhamapada V—393.*)

Better than sovereignty over this Earth—better than lordship over all worlds, is the recompense of the first step in holiness. (*Ibid V.—178.*)

Evil he overcomes by righteousness.
(*Questions of King Milinda Book 4, Ch. 1 sec. 38.*)

He who lives far from me yet walks righteously is ever near me. (*Fo-Sho-hing-tsan-King, V—1980.*)

Even a king may be full of trouble; but a common man who is holy, has rest everlasting.
(*Zo-ho-hin-tsan-King, V—1623.*)

## راستی

جز راست مگوی گاه و بیگاه | تاحاجت نیایدت بسوگند
بود راستی نزد هر کس پسند | بود مردم راست گو ارجمند
نگارندهٔ آسمان و زمین | فزایندهٔ مهر و کاهنده کین
نخواهد ز بنده بجز راستی | نباشد پسندش کژ و کاستی
عزیزا بکن راستی اختیار | که گردی بهر دو جهان بختیار
مروزکه بازارت پرجوش خریدارست | دریاب و بند گنجی از مایهٔ نیکوئی
ز بد دور باش و بنیکی بکوش | مکن عمر ضائع بلهو و لعب
ای دریغا عمرِ تو رفته بخواب | اندکی ماندست اورا زور یاب
راستی موجبِ رضائی خداست | کس ندیدم که گم شده از راه راست

سعدی

# પાકીએ તન.



હેહેર્ નસા ખોરશ્ની, હેહેર્ નસા જોએશ્ની હેહેર્ નસા ઓએ આવ્ ઓ આતશ્ બોર્દન્, યા આવ્ ઓ આતશ્ હેહેર્ નસા બોર્દન્, અવસ્તા પચ મનશ્ની ન ગોફ્તન્, મોએ નાખુન્ દંદાન્ ફ્રેશ, દસ્તે શવીન, ઓ અવરે હર્ચે પદર્ હેહેર્ નસા, ચુન્ મન્ અંદર્ ગુનેહ્ગાર્ બુદ એસ્તેદ્ હોમ્, અજ્ આંન્ ગુનાહ્......પ પતેત હોમ્.

સુક્કા નસાને (તથા) લીલા નસાને ખાવો (અથવા ખાવાનું કામ), સુકા નસા (તથા) લીલા નસાનો સ્પર્શ કરવો, સુક્કા નસા તથા લીલા નસાને પાણી તથા આતશમાં લઇ જવું, અથવા તો પાણી તથા આતશને સુક્કા નસા (તથા) લીલા નસા (માં) લઇ જવું, (પાક) અવસ્તાને પવીત્ર મનથી (સાફ તથા ખરાં દીલથી) ન ભણવી, બાલ, નખ, દાંત કોતરણી (એ ત્રણ ચીજ નહી પરહેજવી), રાતના (વસીદા) હાથ (નીરંગ તથા પાણીથી સાફ કીધા વગર હરેક ચીજને લગાડવા), તથા જે કાંઇ બીજું સુક્કા તથા લીલા નસા તરીકે (ગણાતું હોય તેનો સ્પર્શ કરીને) જો હું પાપી થયો હોવું તો, તે સર્વ પાપોનો હું પશ્ચાતાપ કરીને તેથી પાછો ફરૂં છું. (પતેત પશેમાની, ક૦ પ.)

નિતૅમો તિશરો સત અધ્વિચ હો વરૅફ્ષ્વ સુપ્રય જરનએન્ય અપિચ હો વરૅમ મરૅજ્ત દ્વરૅમ રઑચનૅમ્ ખાર્ઑક્ષનૅમ્ અન્તરૅ નએમાત્.

તેના ગુફામાં દરેક ગુફાની આસપાસ અંદરના ભાગમાં કુદરતી રોશની દાખલ થાય તેવાં બારણાં તથા બારી સોનેરી ઢોલ ચહડાવેલાં હદ્યારે કરીને બનાવ્યાં. (પર૦ ૨. ફ૦ ૩૮.)

દાતરે ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ અષાઉમ્ ચયો આઅત્ અએતે રઑચાઑ અંઘ્રહૅન્ અષાઉમ્ અહુરમજ્દ યો અવથ આરઑચયેઇંતિ અએતએષ્વ વરૅફ્ષ્વ યો યિમો કૅરૅનઑત્.

હાઉમંદ મુલકોના હે સ્રષ્ટા અષો અહુરમજદ! ત્યારે આ ગુફા જે જમશેદે બનાવ્યા (તેમનામાં) એ પ્રમાણે જે (રોશની) પ્રકાશે છે, તે કહી રોશની હતી? (પર૦ ૨, ફ૦ ૩૯.)

**આઅત્ અઍાખ્ત અહુરો મજ઼્દાઍા. ખ્ધાતચ રઍાચાઍા સ્તિધાતચ વીસ્પ અનઘ્ર રઍાચાઍા ઉસ્ચ ઉસ્-રઍાચયેઇતિ વીસ્પ સ્તિધાત રઍાચાઍા અઍાર આરઍાચયેઇતિ અનતરાત્, હુર્કેરેત્ જી ઇરિખ્તહે સધ્યચ વએનઇતે સ્તરસ્ચ માઍાસ્ચ હ્વરેચ.**

ત્યારે અહુરમજ્દે કહ્યું કે કુદરતી રોશની તથા હાથની બનાવેલી (રોશની હતી); તમામ બેહદ રોશની અંદરના ભાગમાં (એટલે તે ગુફામાં) ઉપરથી પ્રકાશે છે, (તથા) તમામ હાથની બનાવેલી રોશની નીચેથી (તે ગુફાના) અંદરના ભાગમાં પ્રકાશે છે. કારણકે તારા, ચંદ્ર તથા સૂર્ય (દરરોજ) એક વખત ઉગતા અને અસ્ત પામતા દેખાય છે.

(પર૦ ૨, ફ૦ ૪૦.)

**આઅત્ મ્રઍાત્ અહુરો મજ઼્દાઍા થ્રિસત-ગાઇમ્ હચ આથ્રત્ થ્રિસત-ગાઇમ્ હચ અપત્ થ્રિસત-ગાઇમ્ હચ બરેસ્મન્ ફ્રસ્તઇર્યાત્ થ્રિગાઇમ હચ નર્બ્યો અષવબ્યો.**

ત્યારે અહુરમજ્દે કહ્યું કે ૩૦ પગલાં આતશથી, ૩૦ પગલાં પાણીથી, ૩૦ પગલાં પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી (અને) ૩ પગલાં અષો નરથી દૂર (તે એખલો લઇ જનાર નસેસાલાર[1]ની રહેવાની જગ્યા હોવી જોઇએ).

(પર૦ ૩, ફ૦ ૧૭.)

**અએતધ હે અએતે મજ઼્દયસ્ન અઘ્રહાઍા જ઼મો પઇરિ-દએજાંન પઇરિ-દએજ઼્યાંન્ ખરેથએઇબ્યો પસચએત આસ્તયન્ત અએતે યોઇ મજ઼્દયસ્ન. વસ્ત્રએઇબ્યો પસચએત આસ્તયન્ત અએતે યોઇ મજ઼્દયસ્ન.**

ત્યાં તે માજદયસ્નો તે (ઉપર જણાવેલા નસેસાલાર)ને માટે તે જગાએ એક આસપાસથી ઘેરી લીધેલી જગ્યા બાંધે; ત્યાર પછી તે માજદયસ્નો ખોરાકને માટે મુકરર કરે; ત્યાર પછી તે માજદયસ્નો કપડાંને વાસ્તે મુકરર કરે.

(પર૦ ૩, ફ૦ ૧૮.)

**દરેજિશ્તોતેમએબ્યચ નિઉરૂજ઼્દોતેમએબ્યચ અએતાઍા ખરેથાઍા બરતુ અએતાઍા વસ્ત્રાઍા વંઘ્રહતુ વીસ્પેમ આ અહ્માત્ યત્ હનો વા જ઼ઉરૂરો વા પઇરિશ્તા-ક્ષુદ્રો વા બવાત્.**

ઘણોજ હલકો (ખોરાક) તથા ઘણાંજ હલકાં (કપડાં) (તેને આપવાં); જ્યાં સુધી કે (તે ઉપર જણાવેલો નસેસાલાર) બુઢો, જઇફ અથવા

1. રૂવાન, શબ ઊંચકનાર.

સુકઇ ગએલી મનીવાળો થાય ત્યાં સુધી, આવો ખોરાક તે ખાય તથા આવાં કપડાં તે પહેરે. (પર૦ ૩, ફ૦ ૧૯.)

**નસાઉમ્ અવ-કરષૅન્તિ સ્પાનૅમ્ વા રઓઝૅમ્ વા વૅહરકૅમ્ વા, કા હે અસ્તિ ચિથ.**

કુતરૂં તથા કોહોલું અથવા તો વરૂ (તે પાણી સીંચેલાં ખેતરમાં) નસો ખેંચી લઇ જાય તો તેને માટે શું શિક્ષા છે? (પર૦ ૫, ફ૦ ૫.)

**આઅત્ મ્રઑત્ અહુરો મઝ્દાઓ નોઇત્ સ્પો-બૅરૅતો નોઇત્ વયો-બૅરૅતો નોઇત્ વૅહરકો-બૅરૅતો નોઇત્ વાતો-બૅરૅતો નોઇત્ મખ્ષિ-બૅરૅતો નસુશ્ નરૅમ્ નોઇત્ અસ્તાસ્યેઇતિ.**

ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે કુતરાથી લઇ જવાએલો, પક્ષિથી લઇ જવાએલો, વરૂથી લઇ જવાએલો, પવનથી લઇ જવાએલો (અથવા તો) માંખથી લઇ જવાએલો નસો, માણસને રીમન[1] કરતો નથી. (પર૦ ૫, ફ૦ ૬.)

**દાતરૅ ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઉમ્. ચ્વન્તો અંગ્રહૅન્ અએતે કત અએતહે યત ઇરિસ્તહે. આઅત્ મ્રઑત્ અહુરો મઝ્દાઓ, યત્ હે નોઇત્ ઑરૅદ્વો-આઓંગ્રહનૅમ્ વઘ્ધનૅમ્ ઉપ-જનયાત્ નોઇત્ ફ્રષ પાધએઇબ્ય નોઇત્ જસ્તએઇબ્ય વીતરૅ અએષો ઝી અસ્તિ દાઇત્યો કત અએતહે યત ઇરિસ્તહે.**

અએ દાદાર! તે સુવેલાં (માણસ)ના તે કત કેવા હોવા જોઇએ? ત્યારે અહુરમજદે કહ્યું કે (તે સુવેલાં માણસનું) તકીયો દઇને ઉંચે કીધેલું માંથું (કત)ને ન લાગે; (તેના) બે પગ કરતાં વધારે મ્હોટો નહીં; (તથા) (તેના) બે હાથ કરતાં વધારે પહોળો નહીં; કારણકે તે સુવેલાં (માણસ)નો આ લાયક કત છે. (પર૦ ૫, ફ૦ ૧૧.)

**અએતધ હે ઉજ્બઑધાંમ્ તનૂમ્ નિદઇથ્યાંન્ બિખ્ષપરૅમ્ વા થ્રિખ્ષપરૅમ્ વા માઝ્દ્રાઝહીમ્ વા. વીસ્પૅમ્ આ અહ્માત્ યત ક્રા વયો પતાંન્ ક્રા ઉર્વ્ર ઉખ્ષ્યાંન્ ન્યાઑન્ચો અપ-તચિન્ ઉસ્ વાતો જાંમ્ હુએચયાત્.**

---

૧. અપવિત્ર.

ત્યાં (એટલે કતમાં) તે (માણસ)ના જીવ વગરના તનને દિવસ સુધાંની આખી બે રાત અથવા ત્રણ રાત અથવા એક મહીનાના અરસા પર્યંત મુકી રાખે; જ્યાં સુધી કે પક્ષિઓ ઉડવા માંડે, ઝાડ પાન ઉગે, બરફ, પાણી, કાદવ ઇત્યાદી દૂર થાય (તથા) પવન જમીનને સુકવી નાંખે. (પરગ ૫, ફ૦ ૧૨.)

**યેજિચ અએતે નસાવો ક્રિધ્યેઇતિચ પુયેઇતિચ. કુથ તે વર્ઝયાંન્ અએતે યોઇ મઝ્દયસ્ન.**

અએ દાદાર! અગરજો નસો[1] ફિણ ફિણ થઇ ગયેલો હોય, તથા સડી ગએલો હોય તો, આ જેઓ માઝદયસ્નો (છે) તેઓ શું કરે? (પરગ ૬, ફ૦ ૨૮.)

**આઅત્ મ્રઑત્ અહુરો મઝ્દાઓ, યવત્ સ્વતચ હે જસ્તએઇબ્ય હનગેઉરુવયાંન્ અએતવત્ અપત્ હચ નિઝ્બાર્યંન્ હુશ્કે ઝેમે નિદઇ-ધ્યાંન્ નોઇત્ અસ્તાંમ્ નોઇત્ વર્સાંમ નોઇત્ સ્પામાંમ નોઇત્ મૃથ્રાંમ નોઇત્ વંગ્હુતાતાંમ્ પઇરિ-સ્પાઇતિ અપાંમ્ આસ્ત્રયાઑન્તે.**

ત્યારે અહુરમજદે કહ્યું કે તેના બે હાથથી જેટલો પકડી શકાએ તેટલો (નસો) પાણીમાંથી બહાર કાઢીને સુકી જમીન ઉપર મુકે. (પાણીમાંથી નસો બહાર કાઢતી વખતે) (તે નસાના) હાડકાં, બાલ, રસી, માંસ, નજીસાત (અજીડવતાડ) અથવા તો લોહી ફરીથી પાણીમાં પડી જાય તો, તેથી તે નસો કાહાડનાર ગુનેહગાર થતો નથી. (પરગ ૬, ફ૦ ૨૯.)

**દાતર્ ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઉમ, ચ્વત્ અએતંઘ્રદાઓ આપો યત્ અર્મએશતયાઓ અએપ દ્રુક્ષ્ યા નસુશ અષ્તિચ પવિતિચ આહિતિચ ક્રાપ્નઓઇતિ.**

હાડમંદ મુલકોના હે અષો પેદા કરનાર! આ સ્થીર પાણીમાં તે દરૂજ નસુશ ગલીચાઇ તથા કોહોવાટ તથા અપવિત્રાઇ સાથે કેટલો આગળ દોડે છે? (પરગ ૬, ફ૦ ૩૦)

**આઅત્ મ્રઑત્ અહુરો મઝ્દાઓ ક્ષવશ-ગાઇમ્ કેમચિત્ પઇતિ ચથ્રુષનાંમ્. વીસ્પેમ્ આ અહ્માત્ અએષ આફ્રશ્ અયઓજ્દય અન-**

---

૧. શરીરનો છુટો પડેલો મુવેલો અથવા મરતો, સુકો અથવા રસવાળો ભાગ.

ઇવિશ–ખ્રૅથ યવત્ અએષ નસુશ્ નિઝ્બૅરૅત. ઉસ્ હચ નસાવો અએતવત્ અપત્ હચ નિઝ્બારયૅન્ હુશ્કે ઝૅમે નિઇધ્યાંન્.

ત્યારે અહુરમજદે કહ્યું કે દરેક તરફથી છ પગલાં; જ્યાં સુધી કે તે નસાને (પાણીમાંથી) બાહાર કાઢે, ત્યાં સુધી તે પાણી અપવિત્ર તથા પીવાને નાલાયક (થાય છે);[1] (તેટલાં માટે) તેટલા નસાને (એટલે જેટલો નસો પાણીમાં હોય તેને) પાણીમાંથી બાહાર કાઢી, દુર લઇ જઇને સુક્કી જમીન ઉપર તેઓ મુકે. (પર૦ ૬, ફ૦ ૩૧.)

અંઘ્રહાઑ આપો પર–હિન્ચયૅન્ યત વા નએમૅમ યત વા થ્રિશ્મ યત વા ચથ્રુષૅમ્ યત વા પંઘ્તંઘ્રહૅમ. યેજિ તૃતવ નવાત્ તૃતવ. પસ્ચ નસાવો નિઝ્બૅરૅઇતિ પસ્ચ આપો પર–હિખ્તિ, અએષ આફ્શ યઑ-જદ્દય બવઇતિ વસો અઇવિશ–ખ્રૅથ પસુબ્ય વીરએઇબ્ય હમથ યથ પરચિત.

તે પાણીમાંથી જો બને તો (તે પાણીનો) અડધો હિસ્સો, ન બને તો ત્રીજો હિસ્સો; જો બને તો ત્રીજો હિસ્સો, ન બને તો ચોથો હિસ્સો; જો બને તો ચોથો હિસ્સો, ન બને તો પાંચમો હિસ્સો, બહાર કાઢી નાંખે. (તે પાણીમાં પડેલો) નસો બહાર કાઢયા પછી, (તથા) (ઉપર જણાવ્યા મુજબ) પાણી કાઢી નાખ્યા પછી, તે (બાકી રહેલું) પાણી પવિત્ર થએલું ગણાય, (અને ત્યારપછી) ગમે તો અગાઉની માફક પશુઓ તથા માણસો (બે)ને માટે પીવા યોગ્ય (થાય છે.) (પર૦ ૬. ફ૦ ૩૨.)

દાતરૅ ચૂવત્ અએતંઘ્રહાઑ આપો યત ચાતયાઑ ઉજ્જાઇથ્યા-ઑસ્ચ અએષ દ્રુક્ષ યા નસુશ્ અખ્તિચ પવિતિચ આહિતિચ ફ્રાષ્નઑઇતિ.

હે દાદાર[2]! કુવા ને લગતાં તથા ઝરાને લગતાં આ પાણીમાં, તે દરૂજ નસુસ ગલીચાઇ તથા કોહવાટ તથા અપવિત્રાઇ સાથે કેટલો આગળ દોડે છે? (પર૦ ૬. ફ૦ ૩૩.)

---

૧. આજનું પદાર્થ શાસ્ત્ર એ શીખનું અનુકરણ કરવા લાગી છે, અને બહુ ગર્વિષ્ટ બની છે, કે તેણે સ્વચ્છતા માટેની આ શોધ કરી છે. તે ભુલે છે; કારણ કે આ શોધ જરથોશ્ત સાહેબના વખતની જુની છે. ૨. કીરતાર.

**આઅત મ્રઑત અહુરો મજદાઑ, વીસ્પૅમ આ અહ્માત અએષ આફ્શ અયઑજદય અનઇવિશ-ખરૅથ યવત અએષ નસુશ નિજબૅરૅત. ઉસ હચ નસાવો અએતવત અપત હચ નિજબારયૅન હુશકે જૅમે નિદઇથ્યાંન.**

ત્યારે અહુરમજદે કહ્યું કે (તે પાણીમાંથી) જ્યાં સુધી તે નસાને બહાર કાઢે, ત્યાં સુધી તે પાણી અપવિત્ર (તથા) પીવાને નાલાયક (છે); (તેટલા માટે) તેટલા નસાને (એટલે જેટલો નસો પાણીમાં પડેલો હોય તેને), પાણીમાંથી બહાર કાઢી દૂર લઇ જઇને, સુકી જમીન ઉપર તેઓ મુકે. (ફર૦ ૬, ફ૦ ૩૪.)

**અરૅદ્વી નાંમ આપે સ્પિતમ જરથુશ્ત્ર હા-મે આપો યઑજદથા-ઇતિ હા અર્ષનાંમ ક્ષુદ્રાઑ હા હ્યિનાંમ ગરૅવાંન હા ક્ષ્થિનાંમ પએમ.**

(પેગામ્બર) સ્પીતમ જરથુશ્ત્ર! અરેદ્વી (સુર) નામનું તે પાણી મારાં (બીજા) પાણીઓને પાક કરે છે; તે (એટલે અરેદ્વીસૂરનાં પાણી) મરદોની મનીને તથા બાઇડીઓના ગર્ભસ્થાનને તથા સ્ત્રીઓના દુધને પવિત્ર કરે છે. (ફર૦ ૭, ફ૦ ૧૬)

**આઅત મ્રઑત અહુરો મજદાઑ. પસ્ચ પન્ચાસતૅમ સરૅધાંમ સ્પિતમ જરથુશ્ત્ર સઇરે મયેહે ઇરિસ્તહે જૅમે નિકન્તે હવત જૅમો બવઇન્તિ.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! મુવેલાં માણસનું શરીર જમીનની અંદર ડટાએલું પડેલું હોય તો, ૫૦) વર્ષ પછી તે જમીન આગળની માફક પવિત્ર થાય છે. (ફર૦ ૭, ફ૦ ૪૮.)

**આઅત મ્રઑત અહુરો મજદાઑ નોઇત ની પર અહ્માત સ્પિતમ જરથુશ્ત્ર યત અએષ પાંસ્નુ રએથ્વાત.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! તે (ઘોરમાં ડાટેલું શરીર) ધૂળ થઇ જાય, તેની આગળ (તે જમીન પવિત્ર થયેલી) ન ગણાય. (ફર૦ ૭, ફ૦ ૫૦.)

**દાતરૅ ગએથનાંમ અસ્તવઇતિનાંમ અષાઉમ, કત તા તરત આઑ-ધ્રઉહરૅન યઑજદયાંન અંગ્રહેન અષાઉમ અહુર મજદ યા નસાઉમ અવ-બૅરૅત.**

હોરમંદ દુન્યાના હે અષો પેદા કરનાર અષો અહુરમજદ! ખાવાને લગતાં તે વાસણો કે જે (મુવેલાં) માણસના નસાને લાગેલાં હોય તે શું પાક થઇ શકે ? (પર૦ ૭, ફ૦ ૭૩.)

આઅત્ મ્રઓત્ અહુરો મજદાઓ. યઓઝદયાંન્ અંઘ્રહુન્ અષાઉમ્ જરથુશ્ત્ર. કવ અએત. યેજિ અંઘ્રહુત જરનએનિશ હ્કેરેત ફ્રસ્નાધયેન્ મએસ્મન ગેઉશ હ્કેરેત જેમો ઉજ્દાથયેન્ હ્કેરેત આપો ફ્રસનાધયેન્, અથ યઓઝદયાંન. આઅત યેજિ અંઘ્રહુત એરેજત-એનિશ. બિશ ફ્રસ્નાધયેન્ મએસ્મન ગેઉશ બિશ જેમો ઉજ્દાથયેન બિશ આપો ફ્રસ્નાધયેન્ અથ યઓઝદયાંન્.

ત્યારે અહુરમજદે કહ્યું કે, અએ અષો જરથુશ્ત્ર! (તે વાસણો) પવીત્ર થઇ શકે. શી રીતે? આ રીતેઃ—તે વાસણ સોનાનું હોય તો બળદના નીરંગે[1] (તેને) એક વેળા ધોય, મટોડીથી એક વેળા ઉજારે (તથા) પાણીથી એક વખત ધોય; ત્યારે (તે સોનાનું વાસણ) પવીત્ર થએલું ગણાય. પણ જો (તે વાસણ) રૂપાનું હોય, તો બળદના નીરંગથી (તેને) બે વેળાએ ધોય, માટીથી બે વખત ઉજારે તથા પાણીથી બે વેળાએ ધોય, ત્યારે (તે રૂપાનું વાસણ) પવિત્ર (શુદ્ધ) થયેલું ગણાય. (પર૦ ૭. ફ૦ ૭૪.)

આઅત યેજિ અંઘ્રહુત અયંઘ્રહએનિશ, થ્રિશ ફ્રસ્નાધયેન મએસ્મન ગેઉશ થ્રિશ જેમો ઉજ્દાથયેન્ થ્રિશ આપો ફ્રસનાધયેન અથ યઓઝદયાંન્; આઅત યેજિ અંઘ્રહુત હુઓસફ્નએનિશ, ચથ્રુશ ફ્રસ્નાધયેન્ મએસમન ગેઉશ, ચથ્રુશ જેમો ઉજ્દાથયેન્ ચથ્રુશ આપો ફ્રસનાધયેન્. અથ યઓઝદયાંન. આઅત યેજિ અંઘ્રહુત્ જરૂશત્ન-એનિશ ક્ષ્વશ ફ્રસનાધયેન મએસમન ગેઉશ ક્ષ્વશ જેમો ઉજ્દાથ-યેન્ ક્ષ્વશ આપો ફ્રસ્નાધયેન્ અથ યઓઝદયાંન્. આઅત યેજિ અંઘ્રહુત જેમએનિશ દ્રવએનિશ ફ્રવાખ્પએનિશ યવએતાઽતે અયઓ-ઝદય.

પણ જો (તે વાસણ) લોઢાનું હોય તો બળદના નીરંગથી (તેને) ત્રણ વખત ધોય, માટીથી ત્રણ વખત ઉજારે તથા પાણીથી ત્રણ વખત ધોય; ત્યારે (તે લોઢાંનું વાસણ) પવિત્ર થયેલું ગણાય. પણ જો (તે

---

૧. ગોમૂત્ર.

વાસણ) જસદનું હોય, તો બળદના નીરંગથી (તેને) ચાર વખત ધોય, મટોડીથી (તેને) ચાર વેળાએ ઉજારે (તથા) પાણીએ ચાર વેળાએ ધોય, ત્યારે (તે જસદનું વાસણ) પવીત્ર થએલું ગણાય. પણ જો (તે વાસણ) પત્થરનું હોય તો બળદના નીરંગથી (તેને) છ વખત ધોય, મટોડીથી છ વખત ઉજારે, (તથા) પાણીથી (તેને) છ વખત ધોય; ત્યારે (તે પત્થરનું વાસણ) પવીત્ર થયેલું ગણાય. પણ જો (તે વાસણ) કાદવનું, લાકડાનું (અથવા) કાંજીનું[1] (બનાવેલું) હોય તો, (તે) સદાકાળ સુધી અપવીત્ર ગણાય (એટલે ધોવાથી પવીત્ર થઇ ન શકે.)

(પર૦ ૭, ફ૦ ૭૫.)

**દાતરૅ ગએથનાંમ અસ્તવઇતિનાંમ અષાઉમ કત તા ગેઉશ યઑજદયાંન્ અંઘ્રહૅન્ અષાઉમ અહુર મજદ યા નસાઉમ ક્રંઘ્રહરાત સૂનો વા પર-ઇરિસ્તહે મશ્યેહે વા.**

હાડમંદ જગતના હે પેદા કરનાર અષો અહુરમજદ! તે ગાય જેણે મુવેલાં કુત્રાંનો અથવા (મુવેલાં) માણસનો નસો ખાધો હોય, તે શું પવીત્ર થઇ શકે? (પર૦ ૭, ફ૦ ૭૬.)

**આઅત્ મ્રઑત્ અહુરો મજદાઑ. યઑજદયાંન્ અંઘ્રહૅન્ અષાઉમ જરથુશ્ત્ર. નોઇત પયો-ફ્સુત જઑથ્રે નોઇત ગેઉશ જઑથ્રે બરૅસ્મઇને પઇતિ-બરૅત અન્તરાત નએમાત યારૅ-દ્રાજો; આઅત પસ્ચ યારૅ-દ્રાજો વસો ખરૅથાઑ અંઘ્રહૅન્ નૅરૅબ્યો અષવબ્યો હમથ યથ પરચિત.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે અષો જરથુશ્ત્ર! (નીચે પ્રમાણે તે ગાય) પવીત્ર થએલી ગણાએ:—

એક વર્ષના સમયની અંદર ક્રિયાના કામમાં (તે નસો ખાધેલી ગાયના દુધનું) પનીર (તથા માખણ), તથા બરસમને લગતી ક્રિયાના કામમાં (તેનું) જીવામ[2] ઉપયોગમાં ન લે. એક વર્ષની મુદ્દત થવા પછી, આગળની માફક અષો માણસોને માટે (તે ગાયનુ દુધ ઇત્યાદિ) મરજી મુજબ ખોરાક થાએ. (પર૦ ૭, ફ૦ ૭૭.)

**કો હો અંઘ્રહુત અહુર મજદ યો અયૅમ મઇનિમ્નો અયૅમ ઇસૅમ્નો અયૅમ અપરઑધયેઇતિ અયૅમચ મઇનિમ્નો દ્રુજૅમચ વીનસ્તિ.**

---

1. અથવા ચીકણી માટીનું, of clay. 2. દુધ.

હે અહુરમજદ! તે કોણ છે કે જે અષોઇને વમાસનારો (છે), (તથા) અષોઇને ઇચ્છનારો (છે), (પણ) અષોઇને તોડી નાખે છે; (જે) અષોઇને વમાસનારો (છે), (પણ) દ્રુજને વધારે છે (એટલે જુઠાઇની વૃદ્ધિ કરે છે)? (પર૦ ૭, ફ૦ ૭૮.)

**આઅત્ મ્રઑત્ અહુરો મજ્દાઑ. હો બા અંઘ્રહત્ અષાઉમ જરથુશ્ત્ર યો અર્ષમ્ મઇનિમ્નો અર્ષમ્ ઇસૅમ્નો અર્ષમ્ અપરઑધયે-ઇતિ અર્ષમચ મઇનિમ્નો દ્રુજૅમચ વીનસ્તિ યો નસુમઇતીમ્ આપૅમ વીજઑથ્રાંમ ફ્રબરઇતિ યો ઉપ નખ્તુરૂષુ તાંથ્રેષુ વીજઑથ્રાંમ ફ્રબરઇતિ.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે અષો જરથુશ્ત્ર! જે (માણસ) નસાવાળા પાણીને (તેની ઉપર) ક્રિયા કર્યા વિના વાપરે છે, (તથા) જે (માણસ) રાતને લગતાં અંધારામાં (એટલે અંધારી રાત્રીએ), (તેની ઉપર) ક્રિયા કર્યા વિના, (તે નસાવાળાં પાણીને) કાર્યમાં લે છે, તે (નર) ખચીત છે કે જે અષોઇને વમાસનારો (છે), (તથા) અષોઇને ઇચ્છનારો (છે), (પણ) અષોઇને તોડી નાખે છે; (તે માણસ) અષો-ઇને વમાસનારો (છે), (પણ) દ્રુજને વધારે છે.[1] (પર૦ ૭, ફ૦ ૭૯.)

**આઅત્ હ્વાંમ્ તનૂમ પઇરિ-યઑજ્દઇથીત ગેઉશ્ મએસ્મન અપાચ પઇતિ અવથ યઑજ્દયાંન.**

(તે નસાને અડકેલો માનવી) જો (માજદયસ્નો) તેને પવીત્ર નહી કરે તો, તે માનવીએ પોતાના (અપવીત્ર થયેલાં) તનને બળદના નીરંગથી તથા પાણીથી પવીત્ર કરવું જોઇએ; એ પ્રમાણે માજદયસ્નાનો પવીત્ર થાય. (પર૦ ૮, ફ૦ ૧૦૩.)

**યત્ હે તનુશ્ હિશ્કવિ હિઘ્નવિ પાંસ્નુ બવાત્. પસ્ચએત અવ તા અન્યો મઘ આઇતિ-જસોઇત્ અએષ યા પઇતિ-ઇરિસ્ત. પઑઇરીમ્ ઉપ મઘૅમ હકૅરત્ આપો આઅત્ હ્વાંમ્ તનૂમ પઇરિ-યઑજ્દઇથિત, બિતીમ્ ઉપ મઘૅમ્ બિજ્વત્ આપો આઅત્ હ્વાંમ્ તનૂમ પઇરિ-યઑજ્દઇથિત. થ્રિતીમ્ ઉપ મઘૅમ્ થ્રિજ્વત્ આપો આઅત્ હ્વાંમ્ તનૂમ, પઇરિ-યઑજ્દઇથિત.**

જ્યારે તે (રીમન) નાહનાર (માનવી)નું તન સુકાઇ જાય, (તથા) (તેના તન ઉપર ચોળેલી) રેતી સુકાઇ જાય, ત્યારે તેણે બીજા ખાડા

[1] અષોઈ ઇચ્છવા છતાં, જટ જગતની અષોઈને તોડે છે.

આગળ જવું જોઇએ. પહેલા ખાડા આગળ પોતાના તનને પાણીથી એક વખત (ધોઇને) પવીત્ર કરવું જોઇએ; બિજા ખાડા આગળ પોતાના તનને પાણીથી બે વખત (ધોઇને) પવીત્ર કરવું જોઇએ; ત્રીજા ખાડા આગળ પોતાના તનને પાણીથી ત્રણ વખત (ધોઇને) પવિત્ર કરવું જોઇએ. (પર૦ ૯, ફ૦ ૩૧,)

**પસ્ચએત હિમ્ આબઑધયઍત ઉર્વાસ્નયાઑ વા વૅાહૂ-ગઑનહે વા વૅાહૂ-કૅર્તોઇશ્ વા હધાનએપતયાઑ વા કાંમચિત્ વા હુબઑ-ધિતૅમનાંમ્ ઉર્વરનાંમ્. વસ્રાત્ પસ્ચએત અઇવ્યાઑઘ્નહયએત. પસ્ચ-એત અવ તા આઇતિ ન્માન આઇતિ-જસોઇત અએષ યા પઇતિ ઇરિસ્ત.**

ત્યાર પછી તે (માણસ)ને ઉર્વાસ્ન અથવા વોહૂ-ગઓન અથવા વોહૂ-કેરેતિ અથવા હધાનએપતની અથવા તો કોઇપણ ઘણાજ ખુશ-બોદાર ઝાડની ખુશબોની ધુંઇ આપે. ત્યાર પછી (તેણે) કપડાં પહે-રવાં જોઇએ, પછી (કોઇ એકાંત) સ્થળમાં જવું જોઇએ (જેમ હાલમાં અગ્યારીમાં બેશે છે તે પ્રમાણે). (પર૦ ૯, ફ૦ ૩૨.)

**અઇરિમે ગાતૂમ્ હે નિશહિધએત અન્તરૅ અરૅધૅમ્ ન્માનહે પારૅ-ન્તરૅ હચ અન્યએઇબ્યો મઝ્દયસ્નએઇબ્યો. મા ક્ષયમ્ન જસોઇત આતરૅમ્ મા આપૅમ્ મા જાંમ્ મા ગાંમ્ મા ઉર્વરાંમ્ મા નરૅમ અષવનૅમ્ મા નાઇરિકાંમ્ અષઑનીમ્. વીસ્પૅમ આ અહ્માત્ યત્ હે થ્રાયો ક્ષફ્ન સચાઑન્તે. આઅત્ પસ્ચ થ્રિક્ષપરાત્ ઉસ્ તનૂમ સ્નયએત ઉસ્ વસ્રાત્ ગેઉશ્ મએસ્મન અપાચ પઇતિ અવથ યઑ-જ્દયાંન્.**

બીજા માજદયસ્નોથી એક બાજુએ ( એટલે દૂર ) (તે રીમન નાહેલા માણસો), (તે) સ્થળના મધ્ય ભાગની એકાંત જગાએ નિરાંતે બેસવું જોઇએ; (અને જ્યાં સુધી ત્રણ રાત ગુજરે ત્યાં સુધી) આતશ, પાણી, (ખેતીવાડી ને લગતી) જમીન, ગાય ઢોર, ઝાડપાન, (તથા) અષો નર (તથા) અષો નારીની નજદીક (તે રીમન નાહેલા માનવીએ) મરજી (ફાંટાં) પ્રમાણે ન જવું જોઇએ.

દીવસ સુધીની ત્રણ રાત પસાર કર્યા કેડે (એટલે આખા ત્રણ દહાડા થયા પછી), (પોતાના બદન ઉપરથી) કપડાં કાઢીને, (તેણે)

(પોતાના) તનને બળદના નીરંગથી તથા પાણીથી ધોવું જોઇયે, એ પ્રમાણે (માજદયસ્નો તે માણસને) શુદ્ધ કરે. (પર૦ ૯, ફ૦ ૩૩.)

**અઇરિમે ગાતૃમ હે નિશહિધ્યએત અન્તરૅ અરૅધૅમ્ ન્માનહે પારૅન્તરૅ હચ અન્યએઇબ્યો મજ્દયસ્નએઇબ્યો. મા ક્ષયમન જસોઇત આતરૅમ્ મા આપૅમ મા જાંમ મા ગાંમ મા ઉર્વરાંમ્ મા નરૅમ અષવનૅમ મા નાઇરિકાંમ્ અષઑનીમ્ . વીસ્પૅમ આ અહ્માત યત હે ક્ષવશ ક્ષફ્ન સચાઑન્તે. આઅત પસ્ચ ક્ષવશ-ક્ષપરાત ઉસ્ તનૃમ સ્નયએત ઉસ્ વસ્ત્રાત ગેઉશ્ મએસ્મન અપાચ પઇતિ અવશ યઑજ્દયાંન્ .**

બીજા માજદયસ્નોથી એક બાજુએ (એટલે દુર) (તે રીમન નાહેલા માનવીએ) (તે) સ્થળમાં મધ્ય ભાગની એકાંત જગ્યાએ નિરાંતે બેશવું જોઇએ; (અને) જ્યાં સુધી ૬ રાત વિતે ત્યાં સુધી આતશ, પાણી, (ખેતીવાડીને લગતી) જમીન, ગાય ઢોર, ઝાડપાન (તથા) અષો નર (તથા) અષો નારીની નજદીક (તે રીમન નાહેલા માણસે) મરજી પ્રમાણે જવું ન જોઇએ. દિવસ સુધાંની ૬ રાત વિતાડયા પછી (એટલે ૬ દહાડા પછી), (પોતાના તન ઉપરથી) કપડાં કાઢીને (તેણે) (પોતાના) શરીરને બળદના નીરંગથી તથા પાણીથી ધોવું જોઇએ; એ પ્રમાણે (માજદયસ્નાનો તે માણસને) પવીત્ર કરે. (પર૦ ૯, ફ૦ ૩૪.)

**અઇરિમે ગાતૃમ હે નિશહિધ્યએત અન્તરૅ અરૅધૅમ્ ન્માનહે પારૅન્તરૅ હચ અન્યએઇબ્યો મજદયસ્નએઇબ્યો મા ક્ષયમ્ન જસોઇત આતરૅમ્ મા આપૅમ મા જામ્ મા ગાંમ મા ઉર્વરાંમ્ મા નરૅમ્ અષવનૅમ મા નાઇરીકાંમ અષઑનીમ્ . વીસ્પૅમ આ અહ્માત યત્ હે નવ ક્ષફ્નપન સચાઑન્તે આઅત પસ્ચ નવ ક્ષપરાત ઉસ્ તનૃમ સ્નયએત ઉસ્ વસ્ત્રાત ગેઉશ મએસ્મન અપાચ પઇતિ અવથ યઑજ્દયાંન્ .**

બીજા માજદયસ્નોથી એક બાજુએ (એટલે દૂર) (તે રીમન નાહેલા માનવીએ), (તે) સ્થળના મધ્ય ભાગની એકાંત જગ્યાએ નિરાંતે બેસવું જોઇએ; (અને) જ્યાં સુધી ૯ રાત વિતે, ત્યાં સુધી આતશ, પાણી, (ખેતીવાડીને લગતી) જમીન, ગાય, ઢોર, ઝાડપાન (તથા) અષો નર (તથા) નારીની નજદીક (તે રીમન નાહેલા માણસે) મરજી પ્રમાણે જવું ન જોઇએ. દીવસ સુધાંની ૯ રાત ગુજાર્યા પછી (એટલે આખા નવ દહાડા થયા પછી), (પોતાના શરીર ઉપરથી) કપડાં કાઢીને

(તે માણસે) (પોતાના) તનને બલ્લહના નીરંગથી તથા પાણીથી ધોવું જોઇએ; એ પ્રમાણે (માજદયસ્નો તે માણસને) પવીત્ર કરે.

(પર૦ ૯, ફ૦ ૩૫.)

**દાતરે કુથ ન્માનેંમ્ યઓજદથાનિ કુથ બુન્ યઓજદાત. આઅત્ ગ્રઓત્ અહુરો મજ્દાઓ થ્રિશ્ ફ્રસ્નાઇતિ તનુનાંમ્ થ્રિશ્ ફ્રસ્નાદતિ વસ્ત્રનાંમ્ થ્રિશ ફ્રસ્નાદતિ ગાથનાંમ. ઇમાઓ નો આતરેમ યજએત બરેસ્મ સ્તરેનએત અઇબ્યો વંઘુહિબ્યો જઓથ્રાઓ બરએત. યઓજ્દાત પસ્ચએ। બુન્ ન્માન વસો ઉપાઇતિ અપાંમ્ વસો ઉપાઇતિ ઉર્વરનાંમ વસો ઉપાઇતિ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ સ્પિતમ જરથુશ્ત્ર.**

અએ દાદાર! હું ઘરને કેમ પવિત્ર કરૂં? (તથા) તે પવિત્ર થયેલું કેમ ગણાય? ત્યારે અહુરમજદે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘર પવીત્ર થએલું ગણાય). અમારા આ આતશને ઇજવા જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ)? ભલાં પાણીને માટે જોર[1] લઇ જવી જોઇએ, ત્યાર પછી ઘર પવીત્ર થયેલું ગણાય. હે સર્વથી પવિત્ર જરથોસ્ત! (ત્યાર પછી) (તે ઘરમાં) ગમે તો પાણીઓમાંના (પાણી) ભલે આવે, ગમે તો ઝાડપાનોમાંના (ઝાડો) આવે, (તથા) ગમે તો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે. (પર૦ ૧૨, ફ૦ ૨.)

**આઅત્ ગ્રઓત અહુરો મજ્દાઓ ગઓમએજેંમ અયસોઇશ્ જરથુશ્ત્ર ગઓમ પઇરિ ઉક્ષ્યાનેંમ્ બિખેધ્રેમ્ દાઇત્યો કેરેતેમ. યઓજ્દાત ફ્રબરોઇશ જાંમ પઇતિ અહુરધાતાંમ.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે જરથોસ્ત! (તે અપવીત્ર થયેલાં માણસની અપવીત્રાઇ ઉતારવાને માટે) (તારે) નીરંગ (ગોમેજ) શોધવો જોઇએ; (અને તે મેળવવાને માટે) ખસી ન કીધેલો, કામ કરવાને શક્ત (તથા) પવીત્ર કીધેલો ગોધો, અહુરમજદની પેદા કીધેલી જમીન ઉપર તારે લઇ જવો જોઇએ. (પર૦ ૧૯, ફ૦ ૨૧.)

**ચતુર ફ્રસનન ફ્રસનયોઇત ગઓમઓજેંમ્ ગવ દાતયાઓ.**

(ત્યાર પછી) (તે અપવીત્ર થયેલા માણસે) ગોધાના આપેલા નીરંગથી ચાર નાહાન[2] નાહવાં જોઇએ. (પર૦ ૧૯, ફ૦ ૨૨.)

---

૧. ક્રિયા કરેલું પાણી અથવા હોમ પાણી. ૨. સ્નાન.

## અન્ય ધર્મોની સરખામણીઓ.



### સત્

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

(ગીતા ૧૭-૧૪.)

દેવતાઓને, બ્રાહ્મણોને, ગુરૂઓને, અને જ્ઞાનીઓને નમવું અને શૌચ (પાકી), ખાલસી, બ્રહ્મચર્ય, અને અહિંસા શારીરિક 'તપ' લેખાય છે.

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥

(ગીતા ૧૭ ૨૬-૨૭)

હે પાર્થ! સત્યતા (દેખાડવા)માં અને સાધુતા (દેખાડવા)માં સત્ એ શબ્દ વપરાય છે. તેમ કલ્યાણકારી કર્મમાં સત્ એ શબ્દ બોલાય છે. સત્, તપ અને દાનમાં સ્થિરતા (તત્પરતા)ને પણ સત્ એમ કહિ છે. તથા તે માટે જે કર્મ (આટોપ્યું હોય) તે પણ સત્ એમજ કહેવાય છે.



# જ્ઞાન.



**તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઇ ફ્રાવઑચા.**

દીનને માટે તે જ્ઞાન (અએ અહુરમજદ!) મને તું જાહેર કર.

(કેમના મજદા.)

**સતાઍમ જબ્આઍમ દાદાર્ અહુરમજ્દ......હર્વેસ્પ-આગાહ્.**

દાદાર અહુરમજદ (જે) સર્વજ્ઞ છે (તેને) હું વખાણું છું અને યાદ કરૂં છું.

(ખોરશેદ નિયાયશ.)

**રજીશ્તાંમ્ ચિસ્તાંમ્ મજ્દધાતાંમ્ અષઑનીમ યજમઇદે.**

અશો (તથા) સઉથી સાચા જ્ઞાનને (એટલે ધર્મની કેળવણીને) અમે વખાણીએ છીએ.

(ખોરશેદ નિયાયશ, ક૦ ૮.)

**નમાજ્ ઓએ વીસ્પ-આગાહ્ અશખાવર્, કેશ્ ફરેસ્તીદ્ પ જર્-થોશત્ સપેતમાન અશો ફરોહર્, અશતશ્ ઓએ દામાંન્ દીન્-દાનેશ્ને વરોએશ્ને આસ્ને-ખેરદી ગોશો-સરૂતેહ્ ખેરદી.**

તે સર્વજ્ઞ (તથા) તે રક્ષણ કરનાર સાહેબને (હું) શીર નમાવું (છું), જેણે પવિત્ર ફરોહરવાળા સ્પીતમાન જરથુશ્ત્રની મારફતે દુનિયાનાં લોકોને (પોતાની તરફ) મીત્રતા કરાવવા સારૂં, શ્રદ્ધા લાવવા લાયક દીનનું જ્ઞાન, (કે જે) જાતી અક્કલ (તથા) કાને સાંભળેલી (શીખેલી) અક્કલથી (મેળવી શકાએ છે), (તે) મોકલ્યું.

(દોઆ નામ સેતાયશ્ને.)

**દાયાઑ મે આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઑ,......ઉરૂને ઉખ્રિ, ખ્રતૂમ્ પસ્ચએન મસિત મજાઑન્તૅમ્.**

આપ મને હે અહુરમજદના પુત્ર આતશ! તું રવાનને માટે હુશીઆરી (તથા) અક્કલ (જે અક્કલ) (તે મળ્યા) પછી પ્રમાણમાં વધતી (થાય) (અને) ઘટનારી ન (થાય).

(આતશ નિયાયશ, ક૦ ૪.)

**હુમાઇમ પઇરિજથ્રૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે.**

અષોઇના સરદાર, સારાં ડહાપણવાળા, બહાર ફરનાર અષો (માણસ)ને અમે વખાણીએ છીએ.

(અઈવિસ્રૂથ્રૅમ્ ગેહ ક૦ ૮.)

**અશ્તॅમો યત્ અહ્મિ ચિસ્તિશ, નાઉમો ચિસ્તિવાઑ......વીસાંસ્તॅમો અહ્મિ યત્ અહ્મિ મઝ્દાઑ નાંમ્.**

(મારૂં) આઠમું (નામ્) એ કે (હું) (પોતે) ડહાપણ છું. (મારૂં) નવમું (નામ) ડહાપણવાળો. વીસમો જે હું છું તે મહાજ્ઞાની નામવાળો છું. (અહુરમજદ યશ્ત, ફ૦ ૭-૮.)

**જ્નાતાચા મઇન્યુશ્ચ અહ્મિ સ્પॅન્તોતॅમો.**

(હું) જાણનાર તથા સર્વથી અધિક વૃદ્ધિ કરનાર મીનો છું.
(અહુરમજદ યશ્ત, ફ૦ ૧૨.)

**મન ખ્રથ્વાચ ચિસ્તિચ યાઇશ્ આ અંઘ્હુશ્ પઑઉર્યો બવત્, યથાચ અંઘ્હત્ અપેમॅમ્ અંઘ્હુશ.**

(અહુરમજદ જરથુશ્ત્રને કહે છે કે) મારી અક્કલથી તથા (મારાં) ડહાપણથી દુનિયા આદિથી હતી તેજ પ્રમાણે દુનિયા અંત સુધી રહેશે.
(અહુરમજદ યશ્ત, ફ૦ ૨૯.)

**વંઘ્હવે મનંઘ્હે આક્તોઇશ્ હાંમ-વઇન્ત્યાઑ તરધાતો અન્યાઇશ્ દામાંન્, આસ્નહે ખ્રથ્વો મઝ્દધાતહે, ગઑષો-સ્રૂતહે ખ્રથ્વો મઝ્દધાતહે.**

ફ્રત્તેહમંદ મીત્રતાનો (અથવા પ્રેમી સુલેહનો) (ધરાવનાર) બેહમન (અમેશાસ્પંદ) (જે) બીજી સૃષ્ટિ કરતાં વધારે સરસ (તથા) (જે) અહુરમજદની પેદા કીધેલી જાતી અક્કલનો, (તથા) કાને સાંભળીને મેળવેલી અક્કલનો (માલીક છે, તેની યાદ કરીએ છીએ.)
(હપ્તન યશ્ત, ફ૦ ૧.)

**આહુ અત્ પઇતી અદાહ્, મઝ્દા અહુરા, મઝ્દાંમ્ચા બૂઇરિચા કॅરॅષ્વા.**

હે અહુરમજદ! આ પેદાયશોમાં મ્હોટું જ્ઞાન તથા આશીષ તું ઉત્પન્ન કર. (હપ્તન યશ્ત, કડ ૬, ફ૦ ૧.)

**સ્પૌઇશ્ચા ત્ ને દॅરॅગॅમ્યા ઉશ્તાચા, હાતાંમ્ હુદાસ્તॅમા.**

હૈયાતી ભોગવનારાઓમાં હે સર્વથી મહાજ્ઞાની! લાંબી મુદત સુધી તારે અમને સંપત્તિથી ખુશી કરવું જોઇએ. (હપ્તન યશ્ત, કડ ૭, ફ૦ ૪.)

**હુખ્રથ ચિસ્તોઇશ્ વંઘ્હુયાઑ, હુખ્રથ રજિશ્તયાઑ ચિસ્તયાઑ.**

સારાં જ્ઞાનના મીત્રોને, સર્વથી સત્ય જ્ઞાનના (ધર્મની કેળવણીના) મીત્રોને અમે વખાણીએ છીએ. (સરોષ હાદોખ્ત, ક૦ ૪, ફ૦ ૧૯.)

**કેહરૂપેમ ચિસ્તોઇશ વંઘુહુયાઓ યજમઇદે, કેહરૂપેમ રજિસ્તયાઓ ચિસ્તયાઓ યજમઇદે.**

સારાં જ્ઞાનની મુખ્ય બાબદો (શરીર)ને અમે વખાણીએ છીએ; સર્વથી સત્ય જ્ઞાનની (ધર્મ કેળવણીની) મુખ્ય બાબદો (શરીર) ને અમે વખાણીએ છીએ. (સરોષ હાદોખ્ત, ક૦ ૫, ફ૦ ૨૧.)

**અહ્માઇ દથત વેરેથ્રઘ્નો અહુરધાતો,...અઓમચ સૂકેમ યિમ બરઇતિ કરો મસ્યો ઉપાપો.**

અહુરમજદના પેદા કીધેલા બેહરામ (યજદે), તે જોવાની શક્તિ કે જે પાણીમાં રહેનારી કર (નામની) માછલી રાખે છે, તે તેને (યાને પેગામ્બર જરથુશ્ત્રને) આપી. (બેહરામ યશ્ત, ફ૦ ૨૯.)

**અહ્માઇ દથત વેરેથ્રઘ્નો અહુરધાતો......અઓમ્ચ સુકેમ યિમ બરઇતિ અસ્પો અર્પ.**

અહુરમજદના પેદા કીધેલા બેહરામ યજદે, તે જોવાની શક્તિ જે ઘોડો રાખે છે, તે તેને (મહર્ષિ જરથુશ્ત્રને) આપી. (બેહરામ યશ્ત, ફ૦ ૩૧.)

**અહ્માઇ દથત વેરેથ્રઘ્નો અહુરધાતો......અઓમ્ચ સૂકેમ યિમ બરઇતિ કહ્ર્કાસો જરેનુમઇનિશ.**

અહુરમજદના સરજેલા બેહરામ યજદે તે જોવાની શક્તિ જે સોનેરી રંગનું ગીધ રાખે છે, (તે) તેને (અષો જરથુશ્ત્રને) આપી. (બેહરામ યશ્ત, ફ૦ ૩૩.)

**ની તે જાઇરે મવેમ ભ્રુયે, ની અમેમ, ની વેરેથ્રઘ્નેમ, ની દસ્વરે ની બએષજેમ, ની ફ્રદથેમ, ની વરેદથેમ, ની અઓજો વીસ્પો-તનૂમ, ની મસ્તીમ વીસ્પો-પએસંઘ્નહેમ.**

અએ લીલા (હોમ)! તારૂં ડહાપણ, (તારી) હિમ્મત, જય, તંદોરસ્તીના ઉપાય, આબાદી, વૃદ્ધી, તમામ શરીરનું જોર, તથા સઘળી ચળકાટ ભરેલી મોહટાઇ, એ સર્વ હું માગું છું. (મોટી હોમ યશ્ત, ક૦ ૧, ફ૦ ૧૭.)

**ઇમૅમ થ્વાંમ્ ક્ષ્ત્રૂમ્ યાનૅમ હઓમ જઇધ્યેમિ દુરઓષ; પઉર્વ તાયૂમ, પઉર્વ ગઞ્મ, પઉર્વ વેહ્ર્કૅમ બૂઇધ્યોમઇધે; મા ચિશ પૉઉર્વો બૂઇધ્યએત નો; વિસ્પે પઉર્વ બૂઇધ્યોમઇધે.**

હે દર્દને પાછળ રાખનાર હોમ! તારી પાસે છઠો વર (હું) આ માંગું છું, (તે એ કે) અમે આગળથી ચોર વીષે, અગાઉથી ખુની વીષે (તથા) અગાઉથી વરૂ વીષે જાણી શકીએ. અમારી આગળ કોઇ (બીજો) ન જાણી શકે; સઘળું અગાઉથી અમે જાણી શકીએ.

(મોટી હોમ યશ્ત, ક૦ ૧, ફ૦ ૨૧. જુ. હા ૯, ફ૦ ૨૧.)

**નૅમો હઓમાઇ, યત્ કૅરેનઓઇતિ દ્રિઘઓશ હવત-મસો મનો. યથ રઅવસ્તૅમહેચિત્; નૅમો હઓમાઇ, યત્ કૅરેનઓઇતિ દ્રિઘઓશ હવત-મસો મનો, યત ઉસ્નાંમ્ અએઇતિ વએધ્ય.**

હોમને નમન (હોજો)! કે જે દરવીશનાં મનને સર્વથી ધનાઢ્ય (માણસ)ના જેટલું મોટું કરે છે. હોમને નમન (હોજો)! કે જે દરવીશના મનને એટલું ઉંચ કરે છે કે (તે) વિદ્યાને લીધે ઉચ જાય છે.[1]

(મોટી હોમ યશ્ત, ક૦ ૨, ફ૦ ૧૩.)

**હુધ્રાઁઘ્રહૅમ બ્યાખ્નૅમ્ બવાહિ યથ ઉર્વાક્ષહે.**

ઉર્વાક્ષના જેવો (તું) સારાં ડહાપણવાળો (તથા) (મ્હોટાં) માણસોની સભામાં બેસનારો થજે! (આફ્રીને પેગામ્બર જરથોશ્ત, ફ૦ ૩.)

**થ્વાંમ્ નરચિત્ યોઇ તખ્મ જઇધ્યાઓન્તે આસુઅસ્પીમ્ ખ્રૅનંઘ્રહસચ ઉપરતાતો. થ્વાંમ્ આથ્રવનો મરૅથ્નો......રપાનૅમચ.**

(વળી) બળવાન નરો તારી પાસેથી, ઘોડાની તેજી તથા ખોરહની શ્રેષ્ટતા માંગશે. (વળી) અવસ્તાના માંથ્રો ભણનારા અથોરનાનો તારી પાસેથી ડહાપણ માંગશે. (આવાં યશ્ત, ફ૦ ૮૬.)

**થ્વા યાસામહિ......વએઇધીમચ.**

**(હે મહેર યજદ) તારેથી અમે વિદ્યા માગ્યે છીએ.**

(મહેર યશ્ત, ફ૦ ૩૩.)

**મિથ્રૅમ વૉઉરૂ-ગઓયઓઇતીમ્ યજમઇદે......હુધ્રાઁઘ્રહૅમ.**

---

૧. હોમ ગુરૂ હોવો જોઈએ એમ આ શ્લોક ઉપરથી અનુમાન નીકળે છે. જરથોશ્તિ ત્યાગીનું મન ઉંચ પંક્તિ ઉપર તે ચઢાવી લે છે. અત્રે માનસિક સન્યાસનો ઈશારો છે.

સારી દાનેશવાળા તથા બહોળા ક્ષેત્રવાળા મેહર યજદની અમે સ્તુતી કર્યે છીએ. (મહેર યશ્ત, ફ૦ ૬૦.)

**યહ્મિ વ્યાને દએનયાઇ સ્રીરયાઇ પૅરેથુ-ફ્રાકયાઇ મજ અમત્ર નિધાતૅમ; યહિ પઇતિ ચિથ્રૅમ વીધાતૅમ વીસ્પાઇશ્ અવિ કરૂવાંન્ યાઇશ્ હુ૧ત.**

જેનામાં (મેહર યજદમાં) સોહામણી (તથા) પુરતી રીતે પ્રસરેલી (માજદયસ્ની) દીનને માટે, બહોળી (તથા) મજબુત, તીક્ષ્ણ બુદ્ધિ મુકી (છે), જેનો પૂરાવો આખા સાત વિભાગની (હફ્તે કેશ્વર) (જગત) ઉપર ફેલાયલો (છે). (મહેર યશ્ત, ફ૦ ૬૪.)

**યજાઇ મિથ્રૅમ......બઘનાંમ અસ્તિ અશ્-ખ્રથ્વસ્તૅમો.**

(હે જરથુશ્ત્ર) મહેર યજદ (જે) યજદોમાં પુરતી રીતે સર્વોત્તમ અક્કલવાળો છે, (તેને) તું ભજ. (મહેર યશ્ત, ફ૦ ૧૪૦-૧૪૧.)

**યો પઔઇરિશ વએઇધિશ સૂરૅમ ફ્રાધાઇતિ સ્પૅન્તહે મઇન્યેઉશ દામાંન્.**

જે (મહેર યજદ) પુર્ણ જ્ઞાની (હોવાથી), સ્પેના મીનોથી સૃષ્ટિને મજબૂતીથી વધારે છે. (મહેર યશ્ત, ફ૦ ૧૪૨.)

**રશ્ન્વો વએધિશ્ત.**

હે સર્વથી અધિક વિદ્યા-સંપન્ન રશ્ને યજદ! (રશ્ને યશ્ત, ફ૦ ૭.)

**આષાઉનાંમ વંઘ્વહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે... આસ્નો ઉર્વાનો અષઓનીશ્.**

અષો (લોકો)નાં ભલાં, શુરાં (તથા) સંપત્તિ દેનારાં ફરોહરોને અમે માનથી યાદ કર્યે છીએ, (જેઓ) ચઢતી બુદ્ધીના રવાનો છે. (ફરવર્દીન યશ્ત, ફ૦ ૪૦.)

**પઔઇર્યાઇ ફ્રવએધ્યાઇ પઔઇર્યાઇ ફ્રવએધ્યમ્નાઇ.**

(જેણે) સર્વથી પ્રથમ દીનનું જ્ઞાન સંપાદન (કીધું) (તથા) સર્વથી પહેલાં (તે) (બીજાઓને) શિખાડયું. (ફરવર્દીન યશ્ત, ફ૦ ૮૮.)

**હુજન્તૅઉશ પઇતિ અપરયાઓ વ્યરૅથ્યયાઓ વહિશ્તહે અંઘહેઉશ્.**

અધર્મિપણાથી દૂર રહેતા સુજ્ઞ માનવીનું ધાર્મિક તથા સદ બુદ્ધીવાળા નરને માટે ( નીમેલું ) સ્વર્ગ (મેળવવા)ને માટે (અષો લોકોના ફરોહરોને યાદ કર્યે છીએ.) (ફરવર્દીન યશ્ત, ફ૦ ૧૩૪.)

**પઓઇર્યનાંમ્ તકએષનાંમ્ પઓઇર્‌યનાંમ્ સાસ્નો-ગૂષાંમ્, ઇધ અષઓનાંમ્ અષઓનિનાંમ્ચ, અહૂમ્ચ દએનાંમ્ચ બઓધસ્ચ ઉર્વા-નૅમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે, યોઇ અષાઇ વઓનરે. નબાનજ્દિશ્તનાંમ્ ઇધ અષઓનાંમ્ અષઓનિનાંમ્ચ, અહૂમ્ચ દએનાંમ્ચ બઓધસ્ચ ઉર્વાનૅમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે, યોઇ અષાઇ વઓનરે.**

પોરયોદકેશોમાંના (તથા) પ્રથમ ધર્મ સ્વિકારનારાઓમાંના અષો (માણસ) તથા અષો (સ્ત્રીઓ) જેઓ અષોઇને કાજે જયથી લડયાં, (તેમના) આત્માને, અંતઃકરણને, બુદ્ધિને, રવાનને તથા ફરોહરને અમે માનથી યાદ કર્યે છીએ. (ફરવર્દીન યશ્ત, ફ૦ ૧૪૯.)

**રજિશ્તાંમ્ ચિસ્તાંમ્ મજ્દધાતાંમ્ અષઓનીમ્ યજમઇદે.**

અહુરમજદનાં સરજેલાં અષો (તથા) સર્વથી સત્ય જ્ઞાનને[1] અમે વખાણ્યે છીએ. (દીન યશ્ત, ફ૦ ૧.)

**યાંમ્ યજત હ્વોવિ અષઓનિ વીથુષિ, વૉહુ બંધ્રહૅમ ઇસૅમ્ન અષવનૅમ્ જરથુશ્ત્રૅમ, અનુમતેએ દએનયાઇ, અનુખ્તેએ દએનયાઇ, અન્વર્શ્તેએ દએનયાઇ.**

જેણીને (ગોઠયા ચિસ્તને) ભણેલી (અથવા) પંડીતા (તથા) અષો હવોવીએ (પોતાને માટે) ઉત્તમ ધર્મજ્ઞાન ઇચ્છતી ભજી, (તે એ કે) તેણી અષો જરથુશ્ત્રના દીનના વિચાર, દીનના વચન (તથા) દીનના કાર્યને અનુસરે. (દીન યશ્ત, ફ૦ ૧૫.)

**અષિ દાથ્રે વૉહૂમ્ ખરેનો, અએષાંમ્ નરાંમ્ યોઇ હચહિ.**

હે અષી! જેમને તું ચલાવે છે, (દોરવે છે) તે માણસોને ભલી કીર્તિ તું દેનારી છે. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૬.)

**અઓત અહુરો મજ્દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, અર્જૅમ્ દધાંમ્ અઇર્યનૅમ્ ખરૅનો.....હાંમ-ઑરૅતૅમ્ ખ્રશ્ત્રૅમ.**

---

૧. જેની આશીષથી અહુરમઝદનો સાક્ષાત્કાર થાય છે

**અહુરમજદે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું, કે મે આર્યન ખુરહને જ્ઞાનથી પુરતી રીતે ભરપુર પેદા કર્યું.** (આસ્તાદ યશ્ત, ક૦ ૧.)

**અહ્મત હચ ગરયો ફ્રઑક્ષ્યાંન્ ઉષિધાઑ ઉષિદરેનો ઍર્‌ઝિ-ફ્યસ્ચ ફ્રઑરેપો.**

તેમાંથી (ઉપર જણાવેલા જેરેધજ નામના પહાડમાંથી) હુશિયારી આપનાર ઉષિ-દરેન, એરેજિફ્ય (તથા) ફ્રઓરેપ (નામના) પહાડો ઉત્પન્ન થયા. (જમ્યાદ યશ્ત, ક૦ ૨.)

**આઅત્ વો કસચિત્ મશ્યાનાંમ્, ઉઇતિ અઑત અહુરો મઝ્દાઑ, આઇ અષાઉમ જરથુશ્ત્ર, ખરેનો અખ્‌રેતેમ ઇસએત, અથઉરૂનો હો રાતનાંમ...પૉઉરૂ-ફ્નેતેમ ઇપાઑંઘહએત, અથઉરૂનો હો રાતનાંમ.**

ત્યાર કેડે અહુરમજદે (મહર્ષિ જરથુશ્ત્રને) એ પ્રમાણે કહ્યું કે, તમ માણસોમાંનો કોઇ પણ, હે અષો જરથુશ્ત્ર! (તે) અક્ષય ખુરેહને મેળવવાને કોશેષ કરશે તો, તે આથ્રવનની આશીષો (ખરેજ મેળવશે.) (જમ્યાદ યશ્ત, ક૦ ૫૩.)

**યિમ્ બરત્ કવ વીશ્તાસ્પો અષહે હઑનયાઑ ચઍર્ષ્મો.**

જે (ખુરેહ) કય ગુસ્તાસ્પ (બાદશાહ) રાખતો હતો, (જેની આશીષથી) (તે) સૈનાને અષોઇનો બોધ દેનાર (હતો). (જમ્યાદ યશ્ત, ક૦ ૯૩.)

**અષય દધાંમિ દહ્‌મયાઑ વંઘહુયાઑ આફ્રિતોઇશ દહ્‌મહેચ નર્શ અષઑનો ઉગ્રહેચ તખ્મહે દામોઇશ ઉપમનહે યજતહે.**

પવીત્ર (તથા) ભલી દુઆને, પવીત્ર (તથા) અષો નરને તથા બળવાન તથા શક્તિમાન દામીઉપમન યજદને, (આ ભેટ) પવિત્રાઇથી હું દઉં છું. (યજ૦ હા ૭, ક૦ ૧૭.)

**હઑમો તએચિત્ યોઇ કતયો નસ્કો-ફ્રસાઑંઘહો આઑંઘહેન્તે સ્પાનો મસ્તીમચ બક્ષઇતી.**

**જે ઘરધણીઓ નુસ્ક ભણવા બેસે છે, તેમને હોમ જ્ઞાન તથા મોટાઇ દે છે.** (યજ૦ હા ૯, ક૦ ૨૨.)

**હઑમ......સ્પનંઘહ વએધ્યા પઇતિ......ઉપસ્ત્રુયે.**

**અએ ડહાપણને અંગે, વિદ્યાના ધણી હોમ, હું તારૂં સ્મરણ કરૂં છું.** (યજ૦ હા ૯, ક૦ ૨૭.)

**અઉર્‌વન્તૅમ્ થ્વા દામિ-ધાતૅમ્ બધા તતષત્ હ્વાપાઑ.**

મહાન સાહેબે તને ચાલાક તથા ડહાપણ દેનારો બનાવ્યો છે.

(યજ૦ હા ૧૦, ફ૦ ૧૦.)

**પૅઉરૂનરૅમ તૃમ્ કૅરૅનૂઇષિ સ્પન્યંઘ્રહૅમ્ ચિસ્તિવસ્ત્રૅમ યસ્-તે બાધ હઓમ જાઇરે ગવ ઇરિસતહે બક્ષઇતિ.**

હે પીળા હોમ! જે કોઇ તને જરૂર ગાયમાંથી નીકળતી વસ્તુ (અથવા દુધ) અર્પણ કરે છે, તેને તુ નરથી ભરપુર, તથા સર્વોત્તમ ડહાપણવાળો તથા જ્ઞાનવાળો બનાવે છે. (યજ૦ હા ૧૦, ફ૦ ૧૩.)

**મજિશ્તાઇશ્ વએધ્યાઇશ્ દએનયાઓ માઝ્દયશ્નોઇશ્ અથઉરૂનો રતૂમ આસ્નયે. અપાનાંસ્ચા અએપાંમ્ચીત.**

માજદયસ્ની ધર્મના સર્વથી ચઢતી પદવીના જ્ઞાનને તથા તે શીખનારાઓને તથા આથ્રવનના સરદારને, હું યાદ કરૂં છું.

(યજ૦ હા ૧૩, ફ૦ ૩.)

**રજિશ્તયાઓ ચિસ્તયાઓ મઝ્દધાતયાઓ અપઑન્યાઑ... આસ્નહે ખ્રત્વો મઝ્દધાતહે ગઑષો-સ્રૂતહે ખ્રત્વો મઝ્દધાતહે...ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઑ.**

અહુરમજદનાં સરજેલાં સર્વથી સત્ય અને પવિત્ર જ્ઞાનની તથા અહુરમજદની આપેલી અન્તર બુદ્ધિની તથા અહુરમજદની દીધેલાં કાને સાંભળેલાં જ્ઞાનની ખુશાલીને માટે (આ વસ્તુઓ યજશનેમાં હું ઇચ્છું છું).[1] (યજ૦ હા ૨૨, ફ૦ ૨૪-૨૫.)

**સ્તવસ અષા યે હુદાઓ યોઇ હૅન્તી.**

જેઓ સુજ્ઞ છે તેઓ અષોઇના વખાણનાર છે. (યજ૦ હા ૫૨, ફ૦ ૪.)

**હેચા-ના ફ્રૂમાઓ નિશંઘ્રહ્રૅતૂ હે અઇવ્યાક્ષયતૂ હુદા અષાચા વાસ્ત્રાચ ફ્રારાઇતિચા વીદીષ્યાચા અઇનિતિચા આથ્રાચા અહુરહે મઝ્દાઑ.**

વળી તે અષો માણસ અષોઇથી, ઉદ્યોગથી, દાનથી, જ્ઞાનથી, (નમ્રતાથી) તથા અહુરમજદના આતશથી (જગતની) સંપત્તિને હમેશાં બચાવશે તથા સંભાળશે. (યજ૦ હા ૫૮, ફ૦ ૪.)

---

૧. અર્પું છું.

પઇરી–વે અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો દધામિ તન્વસચીત ખ્ખ્યાઓ ઉશ્તનેમ પઇરી વીસ્પાઓ હુજીતયો.

અએ સારી બાદશાહીવાલા તથા સુજ્ઞ અમેષાસ્પંદો! હું તમને મારા પોતાના શરીરનો આત્મા તથા મારૂં સકળ સુખ અર્પણ કરૂં છું.

(વીસ્પ૦ ૫, ફ૦ ૨.)

ખ્શ્નિ દાંમ ખ્શ્નિ ચિથ્રે ખ્શ્નિ જઓષે ખ્શ્નિ ક્ષથ્રે ખ્શ્નિ રતવો ખ્શ્નિ આયપ્તેમ યત અહુરહે મજદાઓ ફ્રઓરેત ફ્રફ્ને અવિ મનો જરજદાતોઇત અંઘ્રહુયત હચ.

અર્પેલાં હૈયાંની સંપુર્ણ શ્રદ્ધાથી અમારી પોતાની અક્કલ પ્રમાણે પોતાની રૂઢી પ્રમાણે, પોતાની ખુશી પ્રમાણે, પોતાની શક્તિ પ્રમાણે, પોતાની પદવીનુસાર, તથા અહુરમજદની (આપેલી અમારી) પોતાની શક્તિ પ્રમાણે (અહુનવદ ગાથા ને) અમે યાદ કરીએ છીએ.

(વીસ્પ૦ ક૦ ૧૪, ફ૦ ૨.)

ખ્રતૂમ વીસ્પો વીધ્વાઓંઘ્રહેમ યજમઇદે.

તમામ જાણકાર અક્કલ, જે અહુરમજદની, તેને અમે યાદ કરીએ છીએ.

રફેધ્રાઇ વૉઉરૂચષાને દાઇષી
મોઇ યા–વે અબિફ્રા
તા ક્ષથ્રહ્યા અહુરા યા
વંઘ્રહેઉશ અષિશ મનંઘહો
ફ્રો સ્પેન્તા આર્મઇતિ અષા
દએનાઓ ફ્રદક્ષયા.

હે અહુરમજદ! (મારા) આનંદને માટે (તથા) પુરતી રીતે દીનનું જ્ઞાન[1] સંપાદન કરવા માટે, શેહરેવરની તથા બહમનની જે આશીર્વાદ પામેલી બક્ષેસો તે ચોક્કસ રીતે (તુ) મને આપ. ઓ સ્પેન્ત આર્મઇતિ! અષોઇની મારફતે (તું મને) દીનનાં નીયમો શીખાડ.

(ગાથા ૩૩, ફ૦ ૧૪.)

---

૧. આ વિષય "માઝદયસ્ની દર્શન" ના પેહલાં પુસ્તકમાં આપેલાં પ્રકરણ (પાન ૧૭૯ થી ૧૮૬) સાથે વાંચવો ઠીક પડશે.

## અન્ય ધર્મોની સરખામણીઓ.



श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

(ગીતા ૪ ૩૩-૩૪)

હે! પરંતપ! દ્રવ્યના યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. (કારણ કે) પાર્થ! કર્મ માત્ર (નું ફળ) જ્ઞાનમાં[1] સંપૂર્ણ સમાઇ જાય છે.

ગુરૂ ચરણે પડીને, શોધન કરીને અને સેવાથી આ તું ભણ. જ્ઞાનીઓ જે તત્ત્વ પિછાણે છે તેઓ તને આ જ્ઞાન દેશે.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥

(ગીતા ૪-૩૬)

જો કે તું સર્વથી અધિક પાપી હોઇશ, તોએ જ્ઞાનની હોડીથી તું તરી જઇશ !

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

(ગીતા ૪-૩૮)

માટે જ્ઞાનના જેવું પવીત્ર કરનાર સાધન દુન્યામાં એકકે નથી.

श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

(ગીતા ૪-૩૯)

શ્રદ્ધાવાન, તત્પર અને ઇન્દ્રિયોને હાથમાં રાખનાર જ્ઞાન પામે છે. અને જ્ઞાન પામીને તુરતજ પરમ શાન્તિ મેળવે છે.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ (ગીતા ૬-૮)

---

૧. આ 'જ્ઞાન' માત્ર 'મન'નું નથી. એ આત્મ પ્રકાશ છે, જે અનુભવવેજ સમજાશે. એ 'ગઓશો સુતે ખેરદ' નથી 'પણ અમુક આસ્નીદે ખેરદ' છે, જે 'રવાન સુખ્તગી'થીજ મળે છે.

જે જ્ઞાન અને વિજ્ઞાન (અનુભવ)થી તૃપ્ત આત્માવાળો છે, જે સ્થિર રહે છે, સદા જીતેંદ્રિય છે અને જેને માટી, પત્થર, સોનું એ સર્વે સમાન છે, તેવો યોગી યુક્ત કહેવાય છે.

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यंते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

(ગીતા ૭-૧૭, ૧૮, ૧૯)

તે (ચાર જાતના દુ:ખી, જીજ્ઞાસુ, તલબગાર અને જ્ઞાની) માંનો જ્ઞાની એક (ઇશ્વર) ઉપર સ્થિરતા અને ભક્તિથી પ્રીદા થયલો સર્વોતમ છે; હું (શ્રી કૃષ્ણ, વિષ્ણુ) તે જ્ઞાની મહાત્માને અતિ પ્રિય છું અને તે મને પ્રિય છે.

એ (ચારે જાતના) સર્વે અમીરી સ્વભાવના છે; પણ તેમાંથી જ્ઞાનીને તો મારા પોતા જેવોજ સમજવો; કારણ કે મક્કમ મનનો રહીને, તે મને એકલાને શ્રેષ્ઠ આદર્શ તરીકે લેખે છે.

ઘણાક જન્મો કેડે તે જ્ઞાની મને પહોંચે છે અને માને છે કે હુંજ 'વાસુદેવ' (સર્વવ્યાપક) છું. તે ખરો મહાત્મા છે, જેની મીસાલ માનવી મળવો કઠણ છે.

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥

(ગીતા ૯-૨)

આ રાજવિદ્યા છે, ગુહ્યમાં ગુહ્ય (મંત્ર રૂપ) છે, પવિત્ર છે, ઉત્તમ છે, પ્રત્યક્ષ જણાય એવી છે, ધર્મના ફળ રૂપ છે, સુખથી સંધાય એવી છે, અને (સિદ્ધ થયા પછી) કદી પણ નાશ ન પામશે એવી છે.

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

(ગીતા ૧૩-૧૨)

અધ્યાત્મજ્ઞાનમાં નિરંતર મચો રહેવું, તત્ત્વજ્ઞાનમાં મોક્ષ રૂપી અર્થનું અવલોકન, એને જ્ઞાન કહ્યું છે. એથી જે અન્ય, તે અજ્ઞાન છે.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥

(ગીતા ૧૪-૨)

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા ભાવને પામેલા (યોગીઓ) સૃષ્ટિની ઉત્પત્તિ વેળાએ જન્મ લેતા નથી, તથા પ્રલયકાળમાં પણ નાશ પામતા નથી.

---

मन मथुरा, दील द्वारका, काया काशी जान,
दसमें द्वारे हय देहरा, तामे जोत पिछान.
हरि हि सबको भजें, हरकों भजे न कोय,
जबलग आश शरीरकी, तबलग दास[1] न होय.
चतुराइ पोपट पढि, पडा सो पिंजर मांहिं,
फिर परमोधे ओरकों, आपन समजे नहिं.

મોઢે ઇશ્વરની સ્તુતી કરે, પણ હૈયાંથી કપટ ટળે નાહં; એ રીતે શાસ્ત્ર શીખાડેલાં શીક્ષણ પ્રમાણે વર્તે નહિં અને બીજાઓને શાસ્ત્ર શીખાડવાને ફાંકો રાખે!

ब्राह्मण गुरु जगतके, संतनके गुरु नांहि,
उलट पलट कर डुब्या, चार बेदके मांहि.

બ્રાહ્મણો જગતના સંસારી લોકના ગુરૂ છે, પણ સંતોના નથી. તેઓ શબ્દોના વ્યાકરણ અને રચના અને અર્થ સાથે માથું કુટયા કરે તેથી ચાર વેદ ભણ્યા છતાં સંસારમાં ડુબી મુવા છે.

चार वेद पढवो करे, हरिसे नाहि हेत,
माल कबिरा ले गया, पंडित ढुंडे खेत.

---

૧. માનવી પોતાની એક્સપેટાઈ જોય, તે કદી ખુદાનો વહાલો પુંજારી ન બને.

મહાભારત ચારે વેદો જોકે પંડીત ભણે છે, છતાં ઇશ્વર સાથે પ્રેમ તેના જીગરમાં નથી. ત્યારે પ્રેમી કબીર ખેતરની અંદરનો (ગુપ્ત) ખજાનો ઉંચકી લઇ ગયો (જે પ્રેમથીજ મળે છે), જ્યારે પંડીત તો હજી ઉભો ઉભો, ખેતરમાં તે ખજાનો શોધે છે![1]

संस्कृतहि पंडित कहे, बहोत करे अभिमान,
भाषा जानके तर्क करे, सो नर मुंढ अज्ञान.

સંસ્કૃત વારે વારે બોલી, પઢીને 'પંડીત' અભિમાની બની જાય છે. માત્ર ભાષા અને વ્યાકરણ જ્ઞાન સંપાદન કરનાર, જ્યારે ગુમરાહ બનીને ખોટી તર્કો કરે છે, ત્યારે તે મૂઢ અને અજ્ઞાન પૂરવાર થાય છે.

कबिर! पंडितकी कथा, जैसी चोरकी नाव,
सुन कर बेठे आंधला, भावे तहां बिलमाव.

પંડિત જે કથા, બકવું કરે છે, તે ચોરની નાવડી જેવી છે. આંધળો જોકે તેમાં કાનથી મીઠી વાતો સાંભળી ને બેશે છે (કે ઘરે પહોંચાડશે), પણ તે જોઇ શકતો નથી, કે તે નાવ પોતાના માલ સાથે, ચોરને ઘરજ હંકારાઇને જાય છે. (પોથી પંડિતો ધર્મનો મર્મ, રમ્ઝ સમજાવી શકતા નથી).

चतुराइ चुले पडो, ज्ञानको जमरा खाओ,
भाव भक्ति समजे नहि, जानपनो जल जाओ.

ચતુરાઇ ચુલામાં જાય, જ્ઞાનને જમ ગળી જાય! ઇશ્વર તરફનો ભક્તિભાવ જાણ્યા વિનાનું જ્ઞાન બળી જાય![2]

पोथी पढपढ जग मुवा, पंडित भया न कोय,
अढाइ अक्षर प्रेमका, पढे सो पंडित होय.

૧. આ મહાવાક્ય જરથોશ્તિ પોથી પંડીતોને બહુજ બંધબેસતું છે. માત્ર વ્યાકરણ પાંડિત્યમાં અને શબ્દાર્થમાં મચ્યા રહિને, જાણે ગોળના બહારના માટલાં સાથે રમત કર્યા કરી, ભિતરના ગોળથી બાપડા અજ્ઞાત અને બેનસીબ રહે છે. ૨. ધાર્મિક અને નૈતિક જ્ઞાન વિના જડવાદી પોથી જ્ઞાને, જુવો જરથોશ્તિ ટોળાને કેટલે દરજ્જે રૂહાની જ્ઞાન સંબંધી, ધૂળમાં નાખી દીધો છે.

પોથી વાંચી, વાંચીને જગત કુટાય છે, પણ તે વાંચને એકકે માનવી પંડિત બન્યો નથી. માત્ર 'પ્રેમ'ના અઢી અક્ષર છે, તેને ભણે, સમજે અને તેનું અનુકરણ કરે તેજ ખરો પંડિત થાય.

ज्ञानीको ज्ञानी मिले, तब रसकी लुटा लुट,
ज्ञानीको अज्ञानी मिले, होय बडी माथा कुट.

જ્ઞાનીને જો જ્ઞાની મલે તો બન્ને રસિક વાતો કરે છે. જ્ઞાની ને જો કમભાગ્યે અજ્ઞાની મળે તો જ્ઞાનીને જબરી માથાઝિંક થાય છે.

लीखना पढना चातुरी, ए सब बातां सहेल,
काम दहन, मन वश करन, गगन चढन मुश्केल,

લખી પઢીને ચતુર બનવું સહેલ છે. પણ ઇંદ્રિયોને જીતવી, મનને વશ કરવું અને આકાશમાં ચઢી ઇશ્વર મેલાપ કરવો, એ સર્વે અત્યંત કઠીણ છે.

---

علم چون بر دل زند یاری شود علم چون بر تن زند باری شود

જ્યારે જ્ઞાન જીગરને પહોંચી જાય છે ત્યારે તે ખરી મીત્રતા દેખાડે છે. જ્યારે જ્ઞાન શરીરને પહોંચે છે, ત્યારે તેમાંથી ફળ નીપજે છે.

علم دریائیست بیحد وکنار طالب علم است غواص بحار

જ્ઞાન એક સાગર છે જેની હદ અથવા કીનારો નથી. જે જ્ઞાનનો શોધક છે તે દર્યામાં ડુબકી મારે છે.

خاتم ملك سلیمان است علم جمله عالم صورت و جانست علم

ઇલ્મ અથવા જ્ઞાન સુલેમાનના દેશની આસપાસની વીંટી છે. આખી દુન્યા મોઢું છે અને તે જ્ઞાન, અંદર વસનાર જાન છે.

آدم خاکی ز حق آموخت علم تا به هشتم آسمان افروخت علم

ખાકી માનવીએ પરમેશ્વર પાસે જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેણે જ્ઞાનને સાતમે આસમાને પહોંચાડયું.

میان بلبل و پروانه فرق بسیاراست کجا برتبه کردار می رسد گفتار

બુલબુલ અને (બીજા) પક્ષીઓની વચમાં ભારે અન્તર છે. માત્ર વાતચીત (બકબકારો), કર્મની પદવીએ કેમ ચઢી શકે ?

واعظان کین جلوه بر محراب و منبر میکنند

چون بخلوت میروند آن کار دیگر میکنند

જે વક્તાઓ જાહેર તખ્તાની ઉપર (શબ્દોની) ઝમક બતાવે છે, તેઓ ખાનગીમાં તો પોતાના બોલોથી ઉલટું વર્તન કરે છે.

میان عالم و جاهل برابر از موی تفاوتی نبود تا که علم بی عمل است

જ્ઞાની અને અજ્ઞાનીની વચમાં એક બાલ જેટલોજ ફરક ગણવો, જ્યારે જ્ઞાની પોતાના જ્ઞાનાનુસાર કર્મ કરતો ન હોય.

نه محقق بود نه دانشمند چارپای برو کتابی چند

ગમે એટલાં પુસ્તકો ચોપગું જાનવર (પીઠે) લાધીને ફરે, છતાં તે ન ભેદી સત્ય જાણનાર થશે, ન જ્ઞાની.

مشکلي دارم ز دانشمند مجلس باز پرس

توبه فرمایان چرا خود توبه کمتر میکنند

એક મુશ્કેલી છે જે હું સભાના જ્ઞાનીઓને પુછવાને ઇચ્છું છું, કે જેઓ પશ્ચાતાપ કરવા શીખાડે છે, તેઓ પોતે આટલો થોડો પશ્ચાતાપ શા માટે કરે છે ?

چشم دل چون نیست بینا دیدهٔ ظاهر چه سود

همچو نرگس درمیان باغ بیداری عبث

જ્યાં સુધી હૈયાં (જીવાત્મા) ની ચક્ષુઓ દેખતી થઇ નથી, ત્યાં સુધી બહારની આંખોનો શો ફાયદો ? જેમ નરગીસ ઉજાગરાના બાગમાં નીરૂપયોગી છે (તેમ જીગરની આંખો દેખે નહિં ત્યાં સુધી બહારની આંખો નીરર્થક છે.)

علم را تا نفروشی و عمل رانخری     تا ابد کی زدلت گرد جهالت برود

જો જ્ઞાનને વેચો નહિં અને કર્મને વેચાતું ન લ્યો, તો તમારાં હૈયાં ઉપરની અજ્ઞાન રૂપી ધૂળ હમેશને માટે કેમ ઉડાડી શકશો ?

نتوان به قیل و قال ارباب حال شد     منعم نمیشود کسي از گفتگوی گنج

હાલના સમય ઉપર માત્ર વાર્તાલાપ કરવાથી જીત મેળવાતી નથી. નાણાંની માત્ર વાત કરવાથી કોઇ સખી બની જતો નથી.

حیف که از علم نه بر ره شوي     شمع به کف گیری و در چه شوی

અફસોસ જો તમને જ્ઞાન હોય છતાં તમે તે પ્રમાણે વર્તન ન કરો; ત્યારે હાથમાં મીણબતી સળગાવેલી હોવા છતાં તમે (રાત્રીએ) કુવામાં પડો, એવી હાલત બનેલી જાણવી.

---

## KNOWLEDGE.

His mind his kingdom, and his will his law.

(*Cowper.*)

Not the good things we accomplish
But the better things we plan,
Not achievement, but a deed,
Is the measure of the man. (*S. Coley.*)

It is written not "Blessed is he that feedeth the poor" but "Blessed is he that considereth the poor." And you know that a little thought and a little kindness are often worth more than a great deal of money. (*J. Ruskin.*)

Know then this truth (enough for man to know),
"Virtue alone is happiness below." (*Pope.*)

1. The spirit is willing; but the flesh is weak.

There is this difference between happiness and wisdom: he that thinks himself the happiest man really is so; but he that thinks himself the wisest, is generally the greatest fool. (*Cabel C. Colton.*)

The happiest life is that which constantly exercises and educates what is best in us. (*Hamerton.*)

Sincerity is the most compendious wisdom.
(*Chesterfield.*)

Knowledge[1] dwells
In heads replete with thoughts of other men;
Wisdom[2] in minds attentive to their own.
(*W. Cowper.*)

Go where he will the wise man is at home.
His heart, the earth; his all in all, the azure dome.
Where his clear spirit leads him, there's his road,
By God's own light illumined and foreshadowed.
(*R. W. Emerson.*)

Wheresoever the search after truth begins, there life begins; wheresoever the search ceases, there life ceases. (*J. Ruskin.*)

He who learns nothing from the past will be punished by the future.

Keep in the sunlight; nothing beautiful grows in darkness.

But let no one imagine that we can attain to this true light and perfect knowledge, and to the life of Christ, by much questioning or by listening to others, or by reading and study, or by ability and deep

૧. જ્ઞાન. ૨ આસ્તીકેહ એરદ.

learning. For so long as a man is occupied with anything which is this or that, whether it be himself or any other creature, or does anything or forms plans or opinions or objects,[1] he comes not to the life of Christ. Christ Himself declared as much, for He said, "If any man will come after Me, let him deny[2] himself, and take up his cross[3] and follow Me."

(*Light, Life and Love by W. R. Inge.*)

It is an old observation that wise men grow usually wiser as they grow older, and fools more foolish. (*Beecher.*)

For verily I say unto you, Till heaven and earth pass, one jot or one tittle shall in no wise pass from the *law*, till *all* be fulfilled. (*St. Mathew 5-18.*)

It is the mind that makes us rich and happy, in what condition soever we are, and money signifies no more to it, than it does to the gods. (*Seneca.*)

I consider how little man is, yet, in his own *mind*, how great. He is lord and master of all things, yet scarce can command anything. (*Edmund Burke.*)

Let him be kept from paper, pen and ink;
So may he cease to write and learn to think.

(*Mathew Prior.*)

He, whose mind is subdued and perfectly controlled, is happy.

If a man speaks or acts with a pure thought, happiness follows him like a shadow that never leaves him. (*Budha*).

---

૧. મનની વૃત્તિઓ છોડ. ૨-૩. ઇંદ્રિયજીત બન.

He that has light within his own clear breast,
May sit i' th' centre and enjoy bright day,
But he that hides a dark soul, and foul thoughts.
Benighted walks under the midday sun. (*Milton.*)

Knowledge and Love of God are ultimately one and the same. There is no difference between pure knowledge and pure love. (*Ramkrishna's Sayings.*)

The following are among those who cannot gain self-knowledge. Those who boast of learning, those who are proud of knowledge and those who are vain of riches. (*Ramkrishna's Sayings.*)

We shall be made truly wise if we be made content; content too, not only with what we can understand, but content with what we do not understand--the habit of mind which theologians call and rightly, *faith* in God. (*C. Kingsley.*)

Is there a sweeter thing on earth
than pleasant thoughts, I wonder,
Or a happier man than he
who has the greatest number?

(*G. H. Gorman.*)

Knowledge without practice is a burden, and practice without knowledge a mischief.

(*Akhtak-e-Jalali.*)

He who has missed acquiring either knowledge or riches is on a level with the dogs. (*Sari-at-Dila.*)

The man of God is a treasure in a dust heap;
The man of God is not skilled in bookish lore;

The man of God is hidden O my son?
The man of God—seek him and thou shalt
find him.

(*Jalaluddin Rumi.*)

He breathes not the fragrance of divine mysteries, whose head is not warmed by the heart. (*Wali.*)

The Sufi's book is not a book of black letters,
The Sufi's book is a heart as white as snow.

(*Jalaluddin Rumi.*)

---

# વહિ.[1]



આઅત્ અઑખ્ત અરૅદ્વી સૂર અનાહિત, ઑરૅજવો અષાઉમ્ સ્પિતમ જરથુશ્ત્ર, નિવયક નિપઅનક અપસ્કરક અપ-ખ્રઑસક, ઇમાઑ પઇતિ-વીસૅન્તે યાઑ માર્યાય પસ્ચ વર્જેન્તિ, ક્ષ્વશ-સતાઇશ હજંઘ્રરૅમચ, યા નોઇત્ હઇતિ વીસૅન્તિ દએવનાંમ હઇતિ યસ્ન.

ત્યારે નિર્મળ અરદવીસૂરે જવાબ આપ્યો કે, હે ખાલેસ (તથા) અષો સપેતમાન જરથોશ્ત! આએ (ક્રિયાની ભેટો) જે મારે માટે (સુરજનાં અસ્ત પામવા) પછી (બુરા લોકો) લઇ જાએ છે (એટલે લાવે છે) તે, છસો તથા હજાર દેવો, દોડતા, હાથની તાલી પાડતા, નાચતા, કુદતા (તથા) પોકારતા (ઇઆને અતિશય ખુશાલીમાં આવીને) કબુલ રાખે છે. સબબ કે હું કબુલ રાખતી નથી, તેથી તે ક્રિયાની ભેટો દેવ્યોની આરાધના તરીકે થાય છે. (આવાં યશ્ત, ફ૦ ૯૫.)

પ્રઑાત્ અહુરો મજ્દાઑ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, આઅત્ યત્ મિથ્રૅમ યિમ્ વૉઉરૂગઑયઑઇતીમ્ ફ્રાદથાંમ, અજૅમ સ્પિતમ, આઅત્ દિમ્ દથાંમ્ અવાઑન્તૅમ્ યેસન્યત, અવાઑન્તૅમ્ વહ્મ્યત, યથ માંમચિત્ યિમ્ અહુરૅમ મજ્દાંમ.

મૅરૅન્ચઇતિ વીસ્પાંમ દઇંઘ્રહુઑમ મઇર્યો મિથ્રો-દ્રુક્ષ, સ્પિતમ, યથ સતૅમ્ કયધનાંમ્ અવવત્ અષવ-જચિત્. મિથ્રૅમ મા જન્યાઑ, સ્પિતમ મા યિમ્ દ્રવતત્ પૅરૅસાઑંઘ્રહે, મા યિમ્ ખાદએનાત્ અષ-ઑનત્. વયાઑ જી અસ્તિ મિથ્રો, દ્રુવતએચ અષઑનએચ.

(દાદાર) અહુરમજદે સપેતમાન જરથોશ્તને કહ્યું કે, જ્યારે મેં, હે સપેતમાન (જરથોસ્ત)! બોહળાં ખેતરવાળા મેહર યજદને પેદા કીધો, ત્યારે (મેં) તેને હું અહુરમજદના જેટલો યજશનેને લાએક (તથા) આરાધનાને લાએક પેદા કીધો

ધાતકી કોલ તોડનાર શખ્સ, હે સપેતમાન (જરથોશ્ત)! તમામ દેશને ખરાબ કરે છે. સો દુષ્ટ માણસોના જેટલી (ઇઆને ૧૦૦ બુરા માણસો ખરાબી કરે તેટલી) (તે કોલ તોડનાર શખ્સ) અષો માણસને

1. શ્રુતિ, revelation.

હાની પોંહચાડનારો (થાએ છે). હે સપેતમાન (જરથોશ્ત!) (હરગેજ) (તું) કોલ તોડતો ના; (પછી તે કોલ) (તું) બુરા માણસ સાથે કરે (અથવા) અશો હમદીન સાથે કરે (પણ તે કોલ હરગેજ તોડતો) ના, કારણ કે બુરા માણસ તથા રાસ્ત માણસ સાથનો એ બેહુ સાથનો કોલ (એક સરખો) છે. (મેહર યશ્ત, ક૦ ૧-૨.)

**યહ્માઇ અઉરૂપ અઉર્વન્ત યૂખ્ત વાષ થંજયાઓન્તે, અએવ ચખ્ર જરનએન અસાનસ્ચ વીસ્પો-બામ; યેજિ-ષે જઓથ્રાઓ બરઇતિ અિ-ષે મઅથનૅમ.**

**ઉશ્ત અહ્માઇ નઈરે મઇન્યાઇ, ઉઇતિ મ્રઑત અહુરો મજદાઓ, આઇ અષાઉમ જરથુશ્ત્ર.**

જેને માટે (ઇઆને મેહર યજદને માટે) સફેદ ઘોડાની જોડી તમામ ચળકાતવાળી ધરી સાથની સોનાનાં એક પૈડાંની ગાડીએ જોડવામાં આવે છે.

અગરજો તેને માટે તેનાં મુકામમાં ક્રિયાની ભેટો લઇ જાએ છે.

તે માણસને આબાદી (હોજો) (એમ) હું વિચારૂં (ઇઆને તે માણસને હું આબાદી ઇચ્છું), હે અષો જરથોશ્ત! એ પ્રમાણે (દાદાર) અહુરમજદે કહ્યું. (મેહર યશ્ત, ક૦ ૧૩૬-૧૩૭.)

**આઅત્ મ્રઑત અહુરો મજદાઓ, અર્જમ્ બા-તે તત્ ફ્રમ્રવાની, અરૅજવો અષાઉમ સ્પિતમ, માંથ્રો સ્પૅન્તો યો અશ-ખરૅનાઓ. તત્ અસ્તિ માંથ્રહે સ્પૅન્તહે અર્શ-દાતૅમ, તત્ ફ્રજ્દાતૅમ, તત્ વીચિ-થૅમ, તત્ થમનંઘ્રહુન્તૅમ, તત્ વરૅચંઘ્રહુન્તૅમ, તત્ યઑક્ષિતવન્તૅમ તરધાતૅમ અન્યાઇશ દામાંન.**

ત્યારે અહુરમજદે કહ્યું, હે સપેતમાન (જરથોશ્ત)! તે હું તને ખચીત કહીશ; (અને તે), પુષ્કળ ખોરેહવાળી પવિત્ર માંથ્રવાની (છે). પવિત્ર માંથ્રવાનીનો તે (ભાગ) રાસ્ત બનાવેલો, આબાદી કરનારો, (ખરૂં ખોટું) પીછાણનારો, તનદરોસ્તી આપનારો, પ્રતાપવાળો, કૌવત ધરાવનારો (તથા) બીજી પેદાયશોના કરતાં વધારે ચઢતો પેદા કીધેલો છે. (રશ્ને યશ્ત, ક૦ ૨.)

**ગયેહે મરૅથ્નો અષઑનો ફ્રવષીમ યજમઇદે; યો પઑઇર્યો અહુરાઇ મજદાઇ મનસ્ચ ગૂશ્ત સાસ્નાઑસ્ચ.**

અષો ગયોમર્દના ફ્રોહરને અમે માન સાથે યાદ કર્યે છીયે, જેણે પહેલવહેલાં (દાદાર) અહુરમજદનો વિચાર તથા (તેની) શિખામણો સાંભળી. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૮૭.)

**અઓમ્ન અહુર મજ્દ, સ્રઓષચ અષ્ય સૂર માંથ્રચ સ્પેન્ત વીદુષ; યો વીદએવો વીદએવહે અશ્તો મજ્દાઓ અહુરહે; યિમ જરથુશ્ત્રો ફ્રેરેનઓત હ્વાવન્તૅમ અંઘ્હ્વે અસ્તવઇતે.**

(તે ફ્રોહરો) (દાદાર) અહુરમજદની મારફતે, શૂરા અષો સરોશ યજદ મારફતે, વિદ્વાન માંથ્ર સ્પેન્તની મારફતે (અમને) મદદ કરનારાં (થાય). જે (માંથ્ર સ્પેન્ત) દેવ્યના નીયમની સાંમે થનાર (તથા) (દાદાર) અહુરમજદનો પેગામ લાવનાર (છે), જેને (પેગમ્બર) જરથોશ્તે હાડમંદ દુન્યામાં દિલોજાનની નજરે જોયો. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૪૬)

**તાઓસચ મે નાંમ જ્બયએષ, અહ્નિ અષાઉમ જરથુશ્ત્ર,......**

**તાઓસચ મે નાંમ જ્બયએષ, અહ્નિ અષાઉમ જરથુશ્ત્ર, યિમ સાસ્ત દઇંઘ્હેઉશ હમો-ક્ષથ્રો પર્ન્તૅમ વા, જબરૅન્તૅમ વા, ઇરિષિન્તૅમ વા, રથોઇર્શ્ત્રૅમ વા, પઇતિષૅન્તૅમ થ્રિમહે, પઇતિષૅન્તૅમ બએષજ઼યેહે.**

હે અષો જરથોસ્ત! આ (ને ઉપર જણાવેલાં) મારાં નામો તારે યાદ કરવાં જોઇએ, (કે) હું (હાજર થયેલો) છું.[1]

જ્યારે (કોઇ) દેશનો આપખત્યાર જુલમગાર (પાદશાહ) (તારી ઉપર) ધસારો કરતો, અથવા કાવાદાવા ચલાવતો, અથવા (તને) જખમી કરતો, અથવા (તારી સાંમે) લડાઇની ગાડી ગગડાવીને લાવતો અથવા (તારી) આબાદીની અદેખાઇ કરતો, (અથવા) (તારી) તનદરોસ્તીની અદેખાઇ કરતો (આવે) (તે વખતે), હે અષો જરથોસ્ત! આએ મારાં નામો તારે યાદ કરવાં જોઇએ, કે હું (હાજર થયલો) છું. (રામ યશ્ત, ફ૦ ૪૯-૫૦.)

**અથા અથા ચોઇત અહુરો મજ્દાઓ જરથુશ્ત્રૅમ અશ્રા ક્ષયએતા વીસ્પએષૂ શ્યવનએષૂ વીસ્પએષૂ હન્જમ્નએષૂ યાઇશ અપૅરૅસયતૅમ મજ્દાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા.**

**અથા અથા ચોઇત જરથુશ્ત્રો દએવાઇશ સરૅમ વ્યાખ્રૂનીતા.**

જે તમામ સવાલ જવાબોમાં (તથા) તમામ મુલાકાતોમાં (દાદાર)

૧. નામ સ્મરણુ મહિમા ! સરખાવો વિષ્ણુ સહસ્રનામ મહિમા (૧,૦૦૦ વિષ્ણુંના નામ.)

અહુરમજદે તથા (પેગમ્બર) જરથોશ્તે એકબીજા સાથે વાદવીવાદ કર્યો હતો તે વખતે (દાદાર) અહુરમજદે (પેગમ્બર) જરથોશ્તને (દેત્યોની સરદારી તજી દેવાને) તાકીદથી ફરમાવ્યું. (તે ઉપરથી), જે પ્રમાણે (તે) અષો જરથોસ્તે દૈત્યોની સરદારીને ખરેખર તુચ્છકારી કાઢી હતી, તેજ પ્રમાણે હું જે માજ્દયસ્ની જરથોસ્તી (છું તે) દૈત્યોની સરદારીને તુચ્છકારી કાઢું છું. (હા ૧૨, ફ૦ ૫-૬.)

**ઇમા આત્ ઉખ્થા વચાઑ અહુરા મજ઼દા અર્ષમ્ મનયા વહેહ્યા ફ્રવઑચામા થ્વાંમ્ અત્ અએષાંમ્ પઇત્યાસ્તાર્ઍમ્ચા ફ્રદક્‍તાર્ઍમ્ચા દદેમઇદે.**

હે અહુરમજદ! અષોઇને ધ્યાનમાં (રાખીને), વધારે સારી રીતે આ વખણાયેલા કલામો હમો જાહેર કર્યે છીએ. તે (કલામો)નો સાંભળનાર તથા શીખાડનાર તરીકે તને અમો મુકરર કર્યે છીએ. (હા ૩૫, ફ૦ ૯.)

**કત્ જ઼્ઑત ખ્સાત વચ આપો વંઘુહીશ યજાઇતે કુથ્ર બવાત્ હીતો-હિજ્વાઑ યેજિ અનર્ઍથે યજાદતે; કુથ્ર વાચો અવિ-બ્રુત યાં હે ચક્ષે અએથ્રપઇતિશ. કુથ્ર તાઑ ક્રયો બવાંન્, કુથ્ર તાઑ દ્ષુદો બવાંન્, કુથ્ર તાઑ રાતયો બવાંન્. યાંમ્ અહુરો મજ઼દાઑ જરથુશ્ત્રાઇ ફ્રવવચ ફ્રા જરથુસ્ત્રો ગએથાબ્યો અસ્તવઇતિબ્યો.**

શીખેલા કલામથી, જોતી કેવી રીતે ભલાં પાણીઓને ઇજે (અથવા વખાણે)? જો તે જોતી (ગેરકાયદે) (પાણીઓને) ઇજે તો, કેવી રીતે તેની જબાંન બાંધેલી થાય? જે (કલામો) હેરબદ તે (જોતી) ને શીખવ્યા, (તે) કલામો કેવી રીતે તે કામે લગાડે? તે બંદગી કેવી રીતે થાય, તે એહસાંનમંદી કેવી રીતે બજાવવામાં આવે? તે બક્ષેશ (અથવા ભેટ) કેવી રીતે થાય? જેને વિષે (દાદાર) અહુરમજદે (પયેગમ્બર) જરથોશ્તને કહ્યું હતું, અને હજ઼રત જરથોશ્તે હાડમંદ દુન્યાના લોકોને જાહેર કર્યું. (હા ૬૫, ફ૦ ૯.)

**અએતે જી વાચો વહિશ્તા અહુરો મજ઼દાઑ ફ્રાશ્ર્ઑત જરથુશ્ત્રાઇ, અએતે જી જરથુશ્ત્ર ઉસ્તૅમે ઉર્વઍસે ગયેહે ફ્રા શ્રઇથ્રિ.**

**યેધિ જી જરથુશ્ત્ર અએતે વાચો ઉસ્તૅમે ઉર્વઍસે ગયેહે ફ્રશ્ર-વાઑ પઇરિ તે તનવ અર્જૅમ યો અહુરો મજ઼દાઑ ઉર્વાનૅમ હચ અચિશ્તાત્ અંઘ્હુઑત્.**

**અવવઇત્ય બાંજસ્ય ક્રૃથસ્ય પઇરિ-તનુયે યથ ઇમ જાઍ.**

ખરેખર આ ઉત્તમ કલામો (હાદાર) અહુરમજ્દે (પયેગમ્બર) જરથોસ્તને જાહેર કીધા. હે જરથોસ્ત ખરેજ તે (કલામો) (તારી) જીંદગીના છેવટના અંત સુધી (દુન્યામાં) તું આશકારા કરજે.

હે જરથોસ્ત તે કલામો (તારી) જીંદગીના છેવટના અંત સુધી અગરજો દુન્યામાં ખચ્ચીત તું આશકારા કરે, તો હું જે અહુરમજદ (તે) તારાં રવાનને જેટલી આ જમીન (છે), તેટલી (તેની) લંબાઇ તથા પોહોલાઇ પર્યંત દોજખથી દૂર લઇ જાઉં. (હા ૭૧, ફ૦ ૧૪-૧૫.)

**યાનીમ્ મનો, યાનીમ્ વચો, યાનીમ્**
**શ્યઑથનૅમ, અષઑનો જરથુશ્ત્રહે.**

અશો જરથુશ્ત્રના વિચાર, કલામ તથા કામ અશારત પામેલાં છે. (ગાથા અહુનવદ, યશ્ન હા ૨૮.)

**ક્ષથ્રમ્ચા અગ્ઝ્‌જઑન્‌ગ્નૅમ**
**વર્દદઇતિ આર્મઇતિશ્.**

જેની પૂર્વે કોઇ નહિ એવા અહુરમજદને તથા હે અષ તથા વોહુ મનો! તમને હું કીર્તિનાં ગાયન ગાવું, જેઓથી આબાદી આપનારી સંપૂર્ણ મનશ્ની (આર્મઇતી) તથા હમેશની દોલત (બહેશ્તનું સુખ મલે છે.) (ગાથા અહુનવદ, યસ્ન હા ૨૮, ફ૦ ૩.)

**અઝ્‌માઇચા ક્ષથ્રા જસત્**
**મનંઘ્હા વોહૂ અષાચા,**
**અત્ કેહ્રૂર્પૅમ્ ઉતયૂઇતીશ**
**દદાત્ આર્મઇતીશ આન્મા.**

બળવંત આર્મઇતી હકુમતથી, નેક વિચારથી તથા રાસ્તીથી, તે (દીનદાર તથા પ્રમાણીક માણસ)ને મદદે પહોંચી, તથા તેનાં શરીરને કોવત બક્ષ્યું. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૦, ફ૦ ૭.)

**ને મજ્દા વીદ્વનોઇ વચૉચા**
**હિજ્વા થ્વહ્યા આઑઘ્હો, યા**
**જવન્તો વીસ્પૅગ્ વાઉરયા.**

અમોને (અર્થાત મને તથા મારા શીષ્યોને) જાણવાને માટે, હે અહુરમજદ! તારાં મોંઢાંની જબાંનથી તું કેહ, કે જેથી હું સઘલાં માણસોને દીન ઉપર શ્રદ્ધા રાખનારાં કરૂં. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૧, ફ૦ ૩.)

યદા અષૅમ્ જ઼ૅવીમ્ અંઘ્રહૅન્
મજ઼્દાઑસ્ચા અહુરાઑંઘ્રહો,
અષિચા આર્મઇતી વહિશ્તા
ઇષસા મનંઘ્રહા
મઇબ્યો ક્ષથ્રૅમ્ અઑજોનગ્હ્વત્
યેહ્યા વૅરૅદા વનએમા દ્રુજ઼ૅમ્.

જ્યારે મજદ તથા (તેના હાથ હેઠળના) સરદારો પુરતી રીતે કૃપાળુ હોય, ત્યારે રાસ્તી, નમ્રતા તથા સૌથી નેક મનશ્નીની મારફતે મારે માટે મજબુત સત્તા હું માંગું છું, જેની કુમકથી દરૂજને અમે તોડી શકીએ. (ગાથા અહુનવદ, યસ્ન હા ૩૧, ફ૦ ૪.)

તત્ મોઇ વીચિદ્યાઇ વઑચા
હ્યત્ મોઇ અષા દાતા વહ્યો
વીદુયે વૉહૂ મનંઘ્રહા મેન્ચા
દઇદ્યાઇ યેહ્યા મા ઍરૅષિશ.

રાસ્તી તથા (દીનના) કાયદા વીષે (જાણવાનું) મારે માટે જે વધારે નેક (હોય, તે) પસંદ કરવાને, ઓ અહુરમજદ! મને કેહે, (કે જેથી) મારી નેક મનશનીથી હું જાણું, અને તેનો ફાયદો મને હાસેલ થાય. (ગાથા અહુનવદ, યસ્ન, હા ૩૧, ફ૦ ૫).

જ઼્દી-ને મજ઼્દા અહુરા
વંઘ્રહેઉશ્ ફ્રદક્ષ્તા મનંઘ્રહો.

હે અહુરમજદ! (તારાં) ભલાં મનની નીશાનીઓ અમને જાહેર કર. (ગાથા અહુનવદ યસ્ન, હા ૩૧, ફ૦ ૧૭.)

થ્વોઇ દૂતાઑંઘ્રહો આઑંઘ્રહામા.

હે અહુરમજદ! અમે ત? પેગામ પોંહચાડનારા થઇએ. (ગાથા અહુનવદ યસ્ન, હા ૩૨, ફ૦ ૧.)

અએઇબ્યો મજ઼્દાઑ અહુરો.........

હચા પઇતિ પ્રઑત......
સ્પૅન્તાંમ્ વે આર્મઇતીમ
વંઘ્નહુહીમ્ વરૅમઇદી; હા-ને અંઘ્રહત્.

તેઓને દાદાર અહુરમજદે જવાબ આપ્યો કે ભલી તથા આબાદી કરનાર નમ્રતાને (ભક્તિ) અમે કબુલ રાખી હતી તે અમારી થાય.

(ગાથા અહુનવદ, યસ્ન હા ૩૨, ફ० ૨.)

થ્વહ્મી વી મજ્દા ક્ષથ્રોઇ
અષાઇચા સેંગહો વીદાંમ.

તારી પાદશાહીમાં રાસ્તી (ફેલાવો પામે તે)ને માટે (તારી મોકલેલી) દીનના ફરમાનો હું કાયમ કરૂં (અર્થાંત શીખવું)

(ગાથા અહુનવદ યસ્ન, હા ૩૨, ફ० ૬.)

યહ્મી સ્પૅન્તા થ્વા મઇન્યૂ ઉર્વઍસે જસો,
મજ્દા ક્ષથ્રા અહ્મી વૉહૂ મનંઘ્રહા,
યેહ્યા શ્યઑથનાઇશ ગઍથાઓ અષા ફ્રાદૅન્તે;
અએઇબ્યો રતૂશ સૅંગહઇતી આર્મઇતીશ
થ્વહ્યા ખ્રતેઉશ યેમ્ નએ ચીશ દાબયેઇતી.

જે છેવટે, હે અહુરમજદ! તારા આબાદી કરનાર મીનોની સાથે તથા શેહરેવર અને બહમનની સાથે તું આવશે. (તું) કે જેનાં કામોથી દુન્યાનાં લોકો અશોઇની મારફતે આબાદ થાય છે. આર્મઇતી તે (લોકો) ને તારા ડહાપણના ઠેરવેલા કાયદા શીખવશે.

(ગાથા ઉશ્તવદ યસ્ન, હા ૪૩, ફ० ૬.)

કદા મજ્દા યોઇ ઉક્ષાનો અસ્નાંમ
અંઘ્રહેઉશ દરૅથ્રાઇ ફ્રો અષહ્યા ફ્રારૅન્તે,
વૅરૅજ્દાઇશ સૅંગહાઇશ સઑશ્યન્તાંમ્ ખ્રતવો;
કએઇબ્યો ઉથાઇ વૉહૂ જિમત્ મનંઘ્રહા
મઇબ્યો થ્વા સાંસ્ત્રાઇ વૅરૅને અહુરા.

અષોઇની દુન્યાની આબાદીને માટે, હે અહુરમજદ! સોશ્યન્તોની ઉત્તમ બુદ્ધિ કે જે (કયામતના) દહાડાની પ્રકાશ આપનારી છે (તે) એજમતી આકાશવાણી સાથે કયારે આવશે? ભલી મનશ્ની

(હોવા) ને લીધે મદદને માટે કોણને તે પહોંચશે? મને બોધ આપનાર તરીકે, હે અહુરમજદ! તનેજ હું પસંદ કરૂં છું.

(ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૬, ફ૦ ૩.)

કે હ્વો યે-મા અરેદ્રો ચોઇથત્ પૉઉરૂયો
યથા થ્વા જૅન્ગીશ્તીમ્ ઉર્જૅમોહી
શ્યૅઑથનોઇ સ્પૅન્તૅમ્ અહુરૅમ્ અષવનૅમ્.

તે કયો માણસ છે, કે જેણે મને મદદ કરવા સાથે, તું અતીશય માનને લાયક તથા બક્ષેશ કરનાર અષોઇનો સાહેબ છે, એ વીષે પહેલ વેહલાં મને જાણીતો કીધો. (ગાથા ઉશ્તવદ, યસ્ન હા ૪૬, ફ૦ ૯.)

યે મોઇ અષાત્ હઇથીમ્ હચા વરૅષઇતી
જરથુશ્ત્રાઇ હ્યત્ વસ્ના ફૅરષોતૅમૅમ્,
અહ્માઇ મીઝ્દૅમ્ હનૅન્તે પરાહૂમ,
મને-વિસ્તાઇશ્ મત્ વીસ્પાઇશ્ ગાવા અજી;
તાચીત્ મોઇ સાંસ્ ત્વૅમ્ મઝ્દા વએદીશ્તો.

જે કોઇ હું જરથુશ્ત્રને માટે જાહેર રીતે અષોઇથી (તથા) પોતાનાં ખરા દીલનાં ખાહેશથી કામ કરશે, તેને માટે આ ફરતી પૃથ્વી ઉપર સફળ સત્કારની દોલત સાથે, આવતી દુન્યામાં બદલો લાયક ગણાશે. એ (બીના), હે સર્વવિદ્વાન અહુરમજદ! તેં મને શીખવી.

(ગાથા ઉશ્તવદ યસ્ન, હા ૪૬, ફ૦ ૧૯.)

---

## અન્ય ધર્મોની સરખામણીઓ.



ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥

(ગીતા ૩-૩૨)

એટલે, જેઓ મારાં (ઇશ્વરના) શીક્ષણ મંજુર રાખતા નથી અને તેની ઉપર અમલ નથી કરતા તેઓ અજ્ઞાન, સર્વ જ્ઞાનમાં મૂઢ હોઇને, જાણે કે ચેતના વિનાના નાશ થનાર છે.

**श्रीभगवानुवाच ।**

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवित् ॥
एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥

(ભગવદ્ ગીતા ૪ ૧-૨)

આ તેજ અવ્યય યોગ છે, જે મેં વીવસ્વનને કહ્યો હતો. વીવસ્વને તે મનુને કહ્યો અને મનુએ ઇક્ષ્વાકુને તે કહ્યો. આ રાજરીષીઓએ એક પછી એકને શીખાડયો હતો. હે પરંતપ! આ યોગ મોટા કાળ પછી નાશ પામ્યો.

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥

(ગીતા ૯-૧)

તું જે તકરારી નથી, તેને આ સર્વથી ગુપ્ત શીક્ષણ કહું છું, જેમાં જ્ઞાન અને આત્મજ્ઞાન જોડાયલાં છે, જે જાણવે દુષ્ટતાથી તું છુટશે.

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥

(ગીતા ૧૧-૧૮)

તું અક્ષર અને પરમ છે, તું વિશ્વમાં પરમ ત્રીજોરી છે, જેમાં સઘળું પડેલું છે. શાશ્વત ધર્મને હમેશને જાળવનાર તું છે. સર્વથી પ્રથમ 'પુરૂષ' તુંજ છે.

स एवाऽयं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥

(ગીતા ૪-૩)

આજ જુનો 'યોગ' મે તને આજ કહિ સંભળાવ્યો છે, કારણ કે તું મારો ભક્ત અને મિત્ર (સખા) છે. એજ ઉંડું રહસ્ય (ગુપ્ત વિદ્યા) છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

(ગીતા ૪-૭, ૮)

જ્યારે જ્યારે અષોઇ ઘટી જાય છે અને અધર્મનો વેગ વધે છે ત્યારે હે ભારત ! હું પોતે (ઇશ્વર) પ્રગટ આવું છું અને યુગ પછી યુગમાં હું એમ ભલાઓનાં રક્ષણ કાજે અને બુરાઓની હાણી માટે અને અષોઇ અને ધર્મની સ્થાપના માટે જન્મ લઉં છું.

योऽन्तःसुखोऽन्तरारामस्तथाऽन्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

(ગીતા ૫-૨૪)

જે અંન્તરમાં સુખી, અંન્તરમાં મોજ કરે છે, જેનો અંન્તર જ્યોતી પ્રકાશે છે. તે યોગી બ્રહ્મ બનીને, બ્રહ્માની શાન્તિ અને નિર્વાણ પ્રાપ્ત કરે છે.

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥

(ગીતા ૧૦-૧૬)

તારે (ઇશ્વરે) તારી પોતાની દૈવીક વિભૂતિઓ વગર અચકાયે પૂરી કેહવી જોઇએ, જે વિભૂતિઓ સાથે તું જગતમાં વ્યાપી રહ્યો છે.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

(ગીતા ૧૨-૨૦)

જેઓ આ અમૃત ધર્મ જે અત્રે મેં શીખાડયો છે તે પાળે, અને મને પોતાનો આદર્શ રાખે, તે ભકતો મને (શ્રીકૃષ્ણ ઇશ્વરને) અતિ પ્રિય છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥

(ગીતા ૧૫-૨૦)

હે પાપ રહિત! એ પ્રમાણે આ ગુહ્ય શીક્ષણ મારેથી (ઇશ્વરથી) અપાયું છે. એ જાણીને સાંભળનાર બુધ્ધિમાન થયો છે અને તેનો જે કરવાનું હતું તે સર્વ બજાવી નાખ્યું છે, હે ભારત!

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयं ॥

(ગીતા૧૮-૬૮)

જે મારૂં આ ગુહ્ય શીક્ષણ મારા ભકતોને જાહેર કરશે, તેણે મારે માટે સર્વોત્તમ ભક્તિ બતાવેલી ગણાશે અને તે જરૂર મને (ઇશ્વરને) પ્રાપ્ત કરશે!

---

पुरा सद्गुरु सेवतां, अंतर प्रगटे आप,
मनसा, वाचा, कर्मणा, मिटे जनम ताप.

ખરા સદ્દગુરૂની સેવા કરતાં, ખુદા અંતરમાં જાહેર થાય છે, અને ત્યારે વિચાર, વાણી અને કર્મથી કરેલાં તારાં સર્વે પાપો બળી જશે અને દુઃખો મટશે. (કબીર.)

पार ब्रह्मके तेज का, कैसा हय अनुमान,
कहेनेकी शोभा नहिं, देखा हि प्रमान.

આકાર વિનાની પરબ્રહ્મની હાલત વિષે અનુમાન થઇ શકતું નથી; મોઢેથી તેની વાત કરવી અશકય છે, તેને જોવાથીજ સમજણ પડે છે. (કબીર.)

में था, तब हरि नहि था, अब हरि हय में नाहि,
सकल अंधेरा मिट गया, दिपक देखा मांहि.

એટલે, જ્યાં સુધી હું હતો ત્યાં તુલીક મારામાં ખુદા ન હતો; હવે ખુદા છે અને 'હુંપણું' નીકળી ગયું. સઘળું અંધારૂં મટી ગયું, કારણ કે અંદરજ તેનો દીપ પ્રગટયો. (કબીર.)

कबीर हदका गुरु है, बेहदका गुरु नाहि,
बेहद आपे उपजे, अनुभवके घर मांहि.

આ હદવાળી જગતમાં ગુરૂની જરૂર છે, કે તે હદમાંથી (જેલમાંથી) છોડવે. બેહદમાં ગુરૂની જરૂર નથી. બેહદ તો આત્માનુભવથીજ પ્રાપ્ત થાય છે.

तेरे घटमें सरजनहार, तुं खोज मन काया नगरी,
ज्युं पत्थरमें हय देवता, युं घटमे हय कीरतार,
जो चाहो दिदार को, तो चकमक होके जार.

તારાં શરીરમાંજ ખુદા છે, માટે શરીરમાંજ તેને શોધ. પત્થરની અંદર અગ્નિ દેવ જેમ ગુપ્ત રહ્યો છે, તેમ શરીરમાં ખુદા રહસ્યમાં છે. જો તેનાં દર્શન લેવાં હોય, તો ચકમકને જેમ મહેનત કરીને અથડાવવી પડે છે, તેમ શ્રમ કરી લે, તો તે પ્રત્યક્ષ દેખાશે!

---

## REVELATION.

Revelation is separate from and superior to the thought of the age. Hence it always will be found true, that a struggle is necessary to bring up the human mind and keep it up to the level of revealed religion and that revealed religion produces the struggle.

The king answered unto Daniel and said, Of a truth it is, that your God *is* a God of gods, and a Lord of Kings, and a revealer of secrets, seeing thou couldest reveal this secret. (*Daniel II—47.*)

If ye have heard of the dispensation of the grace of God which is given me to you-ward. How that by revelation he made known unto me the mystery..which in other ages was not made known unto the sons of men, as it is now revealed unto his holy apostles and prophets by the Spirit. (*Ephesians III—2 to 5.*)

The Revelation of Jesus Christ, which God gave unto him, to shew unto his servants things which must

shortly come to pass; and he sent and signified it by his angel unto his servant John; who bore record of the word of God and of the teaching of Jesus Christ and of all things that he saw, Blessed is he that readeth and they that hear the words of this prophecy and keep those things which are writteu therein; for the time is at hand. (*Revelation I—1 to 3.*)

It is not expedient for me doubtless to glory. I will come to visions and revelations of the Lord...and lest I should be exalted above measure through the abundance of the revelations, there was given to me a thorn in the flesh, the messenger of Satan to buffet me lest I should be exalted above measure.

(*II Corinthians XII—1 and 7.*)

The revelation of the Book is from God, the mighty, the wise. We have sent down to thee the Book in truth; therefore serve God, being sincere in religion to him. (*Koran XXXIX–102*).

Verily we have revealed the Koran on the night of power. (*Koran XCVII–1*).



## સત્યતા.



**મૅર્‌ન્ચઇતે વીસ્પાંમ્‌ દઇંઘ્નહુઑમ્‌ મઇર્‌યો મિથ્રો-દ્રુજ્‌, સ્પિતમ, યથ સતૅમ્‌ કયધનાંમ્‌ અવવત્‌ અષવ-જચિત્‌. મિથ્રૅમ્‌ મા જન્યાઓ, સ્પિતમ, મા યિમ દ્રવતત્‌ પૅરસાઆઁઘ્નહે, મા યિમ ખ્વાદએનાત્‌ અષઑનત્‌. વયાઓ જી અસ્તિ મિથ્રો, દ્રવતએચ અષઑનએચ.**

ઘાતકી કોલ તોડનાર માનવી, હે સ્પીતમાન (જરથુશ્ત્ર)! સર્વ દેશને ખરાબ કરે છે. સો દુષ્ટ માણસોના જેટલી (૧૦૦ બુરા માણસો ખરાબી કરે તેટલી) (તે કોલ તોડનાર માનવી) અષો માણસને હાની પહોંચાડનારો (થાય છે). હે સ્પીતમાન (જરથુશ્ત્ર)! (તું) વચન ભંગ કરતો ના; (પછી તે કોલ) (તું) બુરા માણસ સાથે કરે (અથવા) અષો પોતાના ધર્મવાળા સાથે કરે (પણ તે કોલ તોડીશ) મા, કારણ કે બુરા માણસ સાથનો તથા અષો માણસ સાથનો, એ બન્ને સાથનો કોલ (એક સરખો) છે. (મેહર યશ્ત, ક૦ ૨.)

**આસુ-અસ્પીમ્‌ દધાઇતિ મિથ્રો યો વૉઉરૂ-ગઑયઑઇતિશ્‌, યોઇ મિથ્રૅમ્‌ નોઇત્‌ અઇવિ-દ્રુજ્ઞિન્તિ, રજિશ્તૅમ્‌ પન્તાંમ્‌ દધાઇતિ આતર્શ મજ્દાઓ અહુરહે, યોઇ મિથ્રૅમ્‌ નોઇત્‌ અઇવિ-દ્રુજ્ઞિન્તિ; અષઑનાંમ્‌ વંઘ્નઉહીશ્‌ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો દધાઇતિ આસ્નાંમ્‌ ફ્રજઇન્તીમ્‌, યોઇ મિથ્રૅમ્‌ નોઇત્‌ અઇવિ-દ્રુજ્ઞિન્તિ.**

જેઓ કોલ નથી તોડતા, (તેમને) બહોળા ક્ષેત્રવાળો મેહર યજદ તેજ ઘોડા દે છે. જેઓ કોલ નથી તોડતા (તેમને) અહુરમજદનો આતશ સર્વથી અષો માર્ગ આપે છે (બતલાવે છે). જેઓ કોલ નથી તોડતા (તેમને) અષો (લોકો)નાં ભલાં, શુરાં (તથા) (જગતનાં) કલ્યાણકારી ફરોહરો અન્તર (જાતી) અક્કલનાં સન્તાનો[1] દે છે.

(મેહર યશ્ત, ક૦ ૩.)

**યો વીસ્પાહુ કર્ષ્વૉહુ મઇન્યવો યજતો વજઇતે ખ્વરૅનો-દાઓ; યો વીસ્પાહુ કર્ષ્વૉહુ મઇન્યવો યજતો વજઇતે ક્ષથ્રો-દાઓ. અએષાંમ્‌ ગૂનઑતિ વરૅથ્રઘ્નૅમ્‌, યોઇ દિમ્‌ દક્ષ વીદુશ્‌-અષ જઑથ્રાબ્દો ફ્રાયજૅન્તે.**

---

૧. બચ્ચાંઓ.

(મેહર) જે ખુરેહ દેનારો મીનો યજદ, (તે) સઘળાં કેશ્વરોમાં જાય છે. (મેહર) જે બાદશાહી દેનારો મીનો યજદ (તે) સર્વે કેશ્વ-વરોમાં જાય છે. (વળી) જેઓ મનમાં સમજીને ભલી અષોઇની મારફતે ક્રિયાની ભેટોથી તેને ભજે છે, તેઓની જયને તે વધારે છે.

(મેહર યશ્ત, ક૦ ૧૬.)

અહ્માઇ નએમાઇ ઉજ-જસાઇતિ મિથ્રો અન્તો ઉપ-ત્બિશતો, યહ્માઇ નએમનાંમ મિથ્રો-દ્રુક્ષ; નએધ મઇન્યુ પઇતિ-પાઇતે.

અસ્પચિત યેઇ મિથ્રો-દ્રુજાંમ વજયાંસ્તર બવઇન્તિ, તચિન્તો નોઇત અપયેઇન્તિ, બરન્તો નોઇત ફ્રસ્તનવન્તિ, વર્જન્તો નોઇત ફ્રમન્યેન્તે. અપષ વજઇતે અર્શતિશ યાંમ અંઘ્રહુયેઇતિ અવિ-મિથ્રિશ, ફ્રેન અઘનાંમ મિથ્રનાંમ યાઓ વૅરૅજયેઇતિ અવિ-મિથ્રિશ.

યતચિત હ્વસ્તૅમ અંઘ્રહુયેઇતિ, યતચિત તનૂમ અપયેઇતિ, અત-ચિત હિમ નોઇત રાશ્યેન્તે, ફ્રેન અઘનાંમ મિથ્રનાંમ યાઓ વૅરૅજયેઇતિ અવિ-મિથ્રિશ. વાતો તાંમ અરશ્તીમ બરઇતિ, યાંમ અંઘ્રહુયેઇતિ અવિ-મિથ્રિશ, ફ્રેન અઘનાંમ મિથ્રનાંમ, યાઓ વૅરૅજયેઇતિ અવિ-મિથ્રિશ.

જે તરફ કોલ તોડનારો માનવી (હોય છે), તે તરફ ક્રોધાયમાન (તથા) દુઃખી થયેલો મેહર યજદ (તેને શિક્ષા કરવાને માટે) આવી ચઢે છે (તથા) (તેને) પોતાનો મિનોઇ બચાવ આપતો નથી.

કોલ તોડનારાઓના ઘોડાઓ (જો કે) વધારે ભારખમ હોય છે, (તોપણ) દોડતાં ઠેરવેલે મુકામે પુગતા નથી, સવારીમાં જતાં (તેઓની ઉપર કોલ તોડનારા સવારી કરે છે ત્યારે) આગલ ચાલી શકતા નથી, ગાડીમાં જતાં (તેઓને ગાડીમાં જોડે છે ત્યારે) નિર્મિત મુકામે પુગતા નથી. કોલ તોડનાર શખ્સ પુષ્કળ પાપી (ખોટા) કોલ કરે છે. (તેને લીધે) (તે) કોલ તોડનાર માનવી જે (ભાલો) ફેંકે છે (તે) ભાલો પાછો હઠે છે. (મેહર યશ્ત, ક૦ ૧૯-૨૦-૨૧.)

અપ-નો હચ આંજંઘ્રહત, અપ હચ આંજંઘ્રહિબ્યો, મિથ્ર બરે-ઇશ અનાઇખ્તો. તૂમ અન મિથ્રો-દ્રુજાંમ મષ્યાનાંમ અવિ ક્ષએપઇ-શ્યાઓસે તન્વો થ્વ્યાંમ અવ-બરહિ. અપ અએષાંમ બાજ્વાઓ

**અઑજો તૃમ ગ્રન્તો ક્ષયગ્નો બરહિ, અપ પાધયાઑ જાવરૅ, અપ ચશ્મનાઑ સૂકૅમ, અપ ગઑષયાઑ સ્રઑમ.**

હે ન ઠગાએલા મેહર યજદ! (તારે) અમને પીડાથી (તથા) પીડાઓથી દૂર લઇ જવું જોઇએ. વળી તું કોલ તોડનારા માણસોનાં પોતાનાં તન ઉપર ધાસ્તી લાવે છે (તેમનાં હૈયામાં ધાસ્તી ઉત્પન્ન કરે છે.) તું (જે) ગુસ્સે થએલો (તથા) સત્તા ચલાવનારો (તે), તેમની બે બાજુનું જોર, (તેમના) બે પગનું જોર, (તેમની) બે આંખનો પ્રકાશ (તથા) (તેમના) બે કાનની સાંભળવાની શક્તિ લઇ લે છે.

(મેહર યશ્ત, ક૦ ૨૩.)

**થ્વા યાસામહિ,......વનઇન્તીમચ ઉપરતાતૅમ, યાંમ્ અષહે વહિશ્તહે.**

(હે મેહર યજદ) તારેથી અમે માંગ્યે છીએ......ફત્તેહમંદ સરસાઇ (જે) સર્વોત્તમ અષોઇ (છે). (મેહર યશ્ત, ક૦ ૩૩.)

**ખ્રૂમાઑ પઇતયો ફ્રજઇન્તિ અનષિતાઑ મઍથન્યાઑ, યાહ્વ મિથ્રો-દ્રુજો ષ્યેઇન્તિ હુઇથીમ્ અષવ-જનસ્ચ દ્રૂવન્તો. ખ્રૂમીમ્ ગાઉશ ચા ચંઘ્રંઘ્રહાક્ષ વરઇતીમ્ પન્તાંમ્ અજઇતે, યા દરૅનાહુ મિથ્રો-દ્રુજાંમ્ મશ્યાનાંમ્, ફ્રજરૅશ્ત અઍષાંમ્ રઇથ્ય અસ્રૂ અજાનો હિશ્તૅન્તે, અનુ-જફ્નો તકહે.**

જે જગાઓમાં કોલ તોડનારા તથા અષો માણસને દુઃખ દેનારા બુરા શખ્સો ખરેખર રહે છે, તે મુકામો ધાસ્તી ભરેલાં (હોય છે), (તથા) તે રેહેઠાણો સન્તાનોથી આબાદ નથી (હોતાં). ખડી ઉપર ચાલનાર બલદ, નીરાશ થઇને ધાસ્તી ભરેલા આડા રસ્તા ઉપર ભુલો પડે છે, જે (રસ્તો) કોલ તોડનારા માણસોની સાંકડી જગ્યાઓમાં (હોય છે). વળી (તે બલદ) તેમની (કોલ તોડનારાઓની) ગાડીમાં આંસુ પાડતો ઉભો રહે છે, (જે આંસુ) (તેનાં) મોઢાં ઉપર ટપકે છે.[1]

(મેહર યશ્ત, ક૦ ૩૮.)

**યઁગ્રહે અશ્ત રાતયો વીસ્પાહુ પઇતિ બરૅજાહુ, વીસ્પાહુ વઍધયનાહુ, સ્પસો આઑગ્રહઇરે મિથ્રહે મિથ્રો-દ્રુજૅમ્ હિશ્પોસૅમ્ન, અવે અઇપિ દઇધ્યન્તો, અવે અઇપિ હિશ્મરૅન્તો, યોઇ પઉર્વે મિથ્રૅમ્**

૧. આ કેવો સુંદર અલંકાર છે!

દ્રુજિન્તિ, અવએષાંમ્ચ પથો પાઑન્તો યિમ્ ઇસૅન્તિ મિથ્રો-દ્રુજો હુઇ-થીમ-અષવ-જનસ્ચ દ્રુવન્તો.

(જે મેહર યજદના) આઠ મીત્રો સર્વ ઉચ જગ્યાઓ ઉપરથી (તથા) સઘળા બુરૂજો ઉપરથી મેહર યજદની તરફથી ચોકસી રાખનારા તરીકે, કોલ તોડનારને તપાસનારા જાશુક બેઠેલા હોય છે. (વળી) જેઓ કોલ તોડે છે, (તેમને) તે (મીત્રો) પ્રથમથી ધ્યાનમાં રાખનારા (તથા) (તેમને) યાદ રાખનારા (હોય છે). (વળી) તે (કોલ તોડનારા)ઓમાંના અષો માણસને મારનારા બુરા મનુષ્યો (મેહર યજદના) માર્ગ ઉપર ખરેખર (અથવા ખોલ્લી રીતે) (જવાને) ઇચ્છે છે (તે માર્ગોને) (તે દોસ્તો) સંભાળનારા (છે).

(મેહર યશ્ત, ફ૦ ૪૫.)

મિથ્રૅમ વૉઉરૂ-ગઑયઑઇતીમ યજમઇદે, અર્શ-વચંઘ્રહૅમ, વ્યાખનૅમ, હજંઘ્રર-ગઑષૅમ, હુતાશ્તૅમ, બએવરૅ-ચશ્મનૅમ, બૅરૅજ-ન્તૅમ પૅરૅથુ-વએધયનૅમ, સૂરૅમ, અખ્ફનૅમ, જઘઉર્વાઑંઘ્રહૅમ.

યિમ ક્રશ્નુતૅમ જરનુમ્નૅમ પૅરૅથુ-સફાઑંઘ્રહો વર્જૅન્તિ, અવિ હએનયાઑ ખ્રવિશ્યેઇતીશ, અવિ હાંમ-યન્ત રસ્મઑયો, અન્તરૅ દઇં-ઘ્રહુ-પાપૅરૅતાને.

આઅત યત્ મિથ્રો ફ્રવજઇતે, અવિ હએનયાઑ ખ્રવિશ્યેઇતીશ, અવિ હાંમ-યન્ત રસ્મઑયો, અન્તરૅ દઇંઘ્રહુ-પાપૅરૅતાને, અથ નરાંમ મિથ્રો-દ્રુજાંમ અપાંશ ગવો દરૅજયેઇતિ, પઇરિ દએમ વારયેઇતિ, અપ ગઑષ ગઑષયેઇતિ, નોઇત પાધ વીધારયેઇતિ; નોઇત પઇતિ-તવાઑ બવઇતિ તા દઇંઘ્રહાવો તે હમૅરૅથે, યથ દ્રુજઍરૅન્તો બરઇતિ મિથ્રો યો વૉઉરૂ-ગઑયઑઇતિશ.

(કોલ તોડનારા તરફ) ગુસ્સો રાખનાર ખ્યાતિ પામેલા (મેહર યજદ)ને પહોળી અડીવાળા (ચાર ઘોડા), દેશની લડાઇમાં, ઘાતકી લશ્કર તરફ (તથા) એકઠી મળેલી લશ્કરની હાર તરફ ગાડીમાં લઇ જાય છે.

જ્યારે મેહર યજદ, દેશની લડાઇમાં ઘાતકી લશ્કર તરફ (તથા) એકઠી મળેલી લશ્કરની હાર તરફ, કોલ તોડનારા માણસોના હાથ પછવાડેથી તે બાંધે છે, (ત્યારે તેમની) આંખ આસપાસથી ઢાંકી નાખે છે

(એટલે તેમને આંધલા કરે છે), (તેમના) કાન સાંભળવાથી દૂર કરે છે (એટલે તેમને બેહરા કરે છે), (તથા)તેમના પગને ટેકો આપતો નથી, (એટલે તેમના પગો લુલા કરી દે છે). (વળી) જ્યારે બહોળાં ક્ષેત્રવાળો મેહર યજદ (કોલ તોડનારાઓ તરફ) પોતાની નાપસંદગી બતલાવે છે, (ત્યારે) તે દેશો (એટલે કોલ તોડનારાઓનાં દેશો) (તથા) તેના લડનારાઓ બળહિણ થાય છે. (મેહર યશ્ત, ફ૦ ૪૭-૪૮.)

યો નોઇત્ કહ્માઇ મિથ્રો-દ્રુજાંમ્ મશ્યાનાંમ્ અઓજો દધાઇતિ, નોઇત્ જાવરૅ; યો નોઇત્ કહ્માઇ મિથ્રો-દ્રુજાંમ્ મશ્યાનાંમ્ ખરૅનો દધાઇતિ, નોઇત્ મિઝ્દૅમ્.

જે (એટલે મેહર યજદ) કોલ તોડનારા માણસોમાંના કોઇને પણ જોર (અથવા) બળ નથી દેતો. જે કોલ તોડનારા માણસોમાંના કોઇને પણ ખોરેહ (અથવા) બદલો નથી આપતો. (મેહર યશ્ત, ફ૦ ૬૨.)

તૂમ્ મએથનહે પાત નિપાત અહિ અદ્રુજાંમ્; તૂમ્ વરૅજાનહે પઇતિ નિશ્-હરૅત અહિ અદ્રુજામ્. થ્વા પઇતિ જી હુબૅરૅમ દઇધે વહિશ્તૅમ વૅરૅથ્રઘ્નૅમચ અહુરધાતૅમ્; યહ્મિ સોઇરે મિથ્રો-દ્રુજો અઇપિ વીથિશિ જત પઉર્વ મશ્યાકાઓંઘ્રહો.

જુઠું ન બોલનારાઓનાં મુકામનો, (હે મેહર યજદ!) તું રક્ષણ કરનાર (તથા) બચાવ કરનાર છે; જુઠું ન બોલનારાઓનાં કારખાંનાંનો, (હે મેહર યજદ!) તું સંભાળ રાખનાર છે. કારણ કે તારી સાથે (તથા) અહુરમજદના સરજેલા બેહરાંમ યજદ સાથે (રશ્ને યજદે) સર્વથી શ્રેષ્ઠ મીત્રતા રાખેલી છે. જે (મેહર યજદ)ની સમક્ષમાં, છુપી રીતે કોલ તોડનારા ઘણા માણસો પરાજય પામેલા પડેલા છે. (મેહર યશ્ત, ફ૦ ૮૦.)

યા વરૅત અજિમ્ન બાધ ઉસ્તાનજસ્તો જબયેઇતિ અવઙ્ઘ્રહે ગવઇથીમ પઇતિશ્મરૅન્ત; કઘ-નો અર્ષ ગવઇથીમ અપયાત પરકાત વજૅમ્નો મિથ્રો યો વૉઉરૂ-ગઑયઑઇતિશ; કઘ-નો ક્રઑઉર્વ એસયાઇતિ, અષહે પઇતિ પન્તાંમ, દ્રુજો વએસમૅન્દ અજૅમ્નાંમ.

જે આડે માર્ગે ગયેલી (ભુળી પડેલી) (ગાય)[1] (તે) (પોતાનાં) થાણુને યાદ કરતી (એટલે પોતાનાં જગ્યાએ પાછી જવાની ઇચ્છા

૧. આ અલંકાર પણ લેખી શકાય. 'ગાય" સઘળા 'જીવો' માટે વપરાય છે.

રાખતી) (પોતાના) આગલા પગ ઉચ કરીને મદદને માટે (મેહર યજદને) જરૂર બોલાવે છે, કે (તે) બહોળાં ક્ષેત્રવાળો બહાદુર મેહર યજદ સીધે રસ્તે લાવ્યા પછી, કયારે અમને (અમારાં) થાણમાં પહોંચાડશે ? (તથા) દરૂજના આડે માર્ગનાં મુકામમાંથી (ફેરવીને) અષોઇના રસ્તા તરફ કયારે અમને પાછા લઇ જશે ? (મેહર યશ્ત, ક૦ ૮૬.)

મિથ્રૅમ વૉઉરૂ-ગઑયઑઇતીમ્ યજમઇદે, અર્શ-વચંઘ્નહેંમ્, વ્યાખનૅમ્, હુજંઘ્નર-ગઑઍમ્, હુતાશ્તૅમ્, બએવરૅ-ચ્શ્મનૅમ્, બૅરૅજન્તૅમ્, પૅરૅથુ-વએધયનૅમ્, સૂરૅમ્, અખ્ફ્નૅમ્, જઘઉર્વાઁઘ્નહેંમ્.

યેંઘ્નહે દરૅઘાચિત્ બાજવ ફ્રગ્રૅરૅન્તિ મિથ્રો-અઑજંઘ્નહો, યતચિત્ ઉષસ્તઇરે હિંદ્વો આગૅઉર્વયેઇતે, યતચિત્ દઑષતઇરે નિઘ્ને, યતચિત્ સનકે રંઘ્નહયાઑ, યતચિત્ વીમઇધીમ્ અઇંઘ્નહાઑ જૅમો.

તૅમચિત્ મિથ્રો હંગ્રૅફ્રૅમ્નો પઇરિ અપય બાજુવે. દુશ્ખરૅનાઑ નશ્તો રજિશ્ત અષાતો અસ્તિ અંઘ્નઉહય; કથ મઇન્યેતે દુશખરૅનાઑ, નોઇત્ ઇમત્ વીસ્પૅમ્ દુજ્વર્શ્તૅમ્, નોઇત્ વીસ્પૅમ્ અઇવિ-દુખ્તૅમ મિથ્રો વએનઇતિ અપિષ્મ.

જેની (મેહર યજદની) લાંબી બાજુ કોલ મજબૂત રાખનારાઓને (એટલે કોલ પ્રમાણે ચાલનારાઓને) પકડે છે (એટલે તેમને મદદ કરે છે).

જે (એટલે કોલ પ્રમાણે ચાલનાર માણસ) પૂર્વ દિશાએ હિંદુસ્થાન સુધી (હોય), (અથવા તો) જે પવિત્ર દિશાએ નીનીવે સુધી (હોય), (અથવા તો) જે રંઘ્નહ (એટલે તાઇગ્રીસ નદી)ના દક્ષિણ ભાગ તરફ (હોય), (અથવા તો) જે આ પૃથ્વિના છેડા તરફ (હોય), (તો પણ તેને મેહર યજદ) મદદ કરે છે.

મેહર યજદ પોતાની બે બાજુથી તેને (પોતાના કોલ પ્રમાણે ચાલનારને) પકડીને તેની આસપાસ વળગી રહે છે; ખરાબ બોરેહવાળો (એટલે આબરૂ વિનાના) માણસ, અષો (માણસ)થી પોતાને રદ થયેલો (સમજી)ને પોતાનાં મનમાં નારાજ થાય છે. દુષ્ટ બોરેહવાળો માનવી (મનમાં)એમ વિચારે છે કે, આ સઘળાં બુરાં કર્મો (જે માણસો કરે છે તે), (તથા) સર્વ જુઠું (જે માણસો બોલે છે તે) ભોળો[1] મેહર

૧. શીવ અથવા શંકરને હિન્દુ શાસ્ત્રમાં 'ભોળાનાથ' તરીકે ઓળખાવ્યો છે.

યજદ જોતો નથી, (એવા ખોટા વિચારથી તે જુઠું બોલે છે તથા બુરાં કાર્યો કરે છે). (મેહર યશ્ત, ૧૦૪-૧૦૫)

**નોઇત મશ્યો ગએથ્યો સ્તે અઑજો સુરૂનઑઇતિ ગઑષઇવે, યથ મિથ્રસ્ચિત્ મઇન્યવો સ્રુત્-ગઑષો હજંઘ્રૂ-યઑક્તિશ્ વીસ્પૅમ્ વએનઇતિ દ્રુજિન્તૅમ્.**

જેમ તીક્ષણ કાનવાળો (તથા) હજાર યુક્તિવાળો મીનો મેહર યજદ હરેક જુઠા માણસને જુવે છે; (તેમ) જડ માણસ (પોતાનાં) સો ઘણાં જોર (છતાં), (પોતાના) બે કાનથી સાંભળી શકતો નથી.

હીમ્મતવાન મેહર યજદ ગાડીમાં બેસીને (પોતાનાં) રાજ્યમાં ફરે છે, (તથા) (પોતાની) બે આંખની મદદથી (પોતાની) સોહામણી (તથા) ચળકતી દ્રષ્ટિ દૂર સુધી ફેંકે છે. (મેહર યશ્ત, ફ૦ ૧૦૭.)

**યજાઇ મિથ્રૅમ્, સ્પિતમ, વંઘ્રહુશ તખ્મૅમ, મઇન્યઑમ્ અધ્રીમ્, હ્વામરૅજ્દિકૅમ્ અમિથ્વૅમ્ ઉપરો-માનૅમ્ અઑજંઘ્રહૅમ્ તખ્મૅમ્ રથએશ્તાંમ્.**

(અહુરમજદ કહે છે) હે સ્પીતમાન (જરથુશ્ત્ર)! ભલા, જોરાવર, મીનો, પેહલી પદવીના, પોતે જાતે માફ કરનાર, જુઠાઇથી વેગળા, ઉચ સ્થાનવાળા, બળવંત (તથા) જોરાવર લડવૈયા, મેહર યજદને તું ઇજ (ભજ.) (મેહર યશ્ત, ફ૦ ૧૪૦)

**પઇતિ દિમ્ પૅરૅસત્ અષવ, અષાઉમ્ અહુર મજ્દ. દસે થ્વાંમ્ અહુર મજ્દ, પૅરૅસે થ્વાંમ્ રષ્ન્ય ઉખ્ધ પઇતિ મે વીધ્વાઑ ગ્રઇધિ. અધઑયો અહિ અધઑયો-ખ્રતુશ્ અધઑયો વીસ્પો-વીધ્વાઑ. કત્ અસ્તિ માંથ્રહે સ્પૅન્તહે અર્શ-દાતૅમ્, કત્ ક્રજ્દાતૅમ્, કત્ વીચિથૅમ્, કત્ થન્નંઘ્રઉહન્તૅમ્, કત્ વરૅચંઘ્રહુન્તૅમ્, કત્ યઑક્તિવન્તૅમ્, તર-ધાતૅમ્ અન્યાઇશ્ દામાંન્.**

અષો (જરથુશ્ત્રે) તેને (અહુરમજદને) પુછ્યું, હે અષો અહુરમજદ! (હું) તારેથી ઇચ્છા રાખું છું, (હું) તને પુછું છું (માટે), હે સર્વજ્ઞ અહુરમજદ! (તુ) મને સત્ય વચન કહે, (કારણ કે) (તુ) ન ઠગાએ એવો, ભુલાવો ન ખાબી અક્કલવાળો, કોઇથી ભુલથાપ ન ખાય એવો (તથા) સર્વજ્ઞ છે. (રશ્ને યશ્ત, ફ૦ ૧.)

**ઉર્સ-હિશ્ત હચ ગાત્વો, ફ્રપ્સ હચ દેમાનાત્, રજિશ્તે ચિસ્તે મજ્દધાતે અષ્અ્ઑનિ.**

હે અહુરમજ્દની પેદા કીધેલી સર્વ સાચી, અષો ચિશ્ત (તારી) જગ્યાએથી તું ઉઠ, (તારાં) સ્થાનમાંથી તું આગળ ચાલ.

(દીન યશ્ત, ફ૦ ૨.)

**અંઘ્રહે હખયો ક્રાયેન્તે અસ્તવત્-અૅરૅતહે વૅરૅથ્રઘ્નો, હુમનંઘ્રહો હુવચંઘ્રહો હુષ્યઑથ્નાઔંઘ્રહો હુદએન. નએધ-ચિત્ મિથો-અઓજા-ઔંઘ્રહો અએષાંમ્ ખ્અએપઇથ્ય હિજ્વો અએષુ પરો ફ્રાનામાઇતે અએષ્મો ખ્રવિ-દ્રક્ષ દુશ્ખરૅનાઓ. વનાત્ અષ અકાંમ દ્રુજિમ યાંમ્ દુશચિથ્રાંમ્ તૅમંઘ્રહએનીમ.**

**વનઇતિ અકૅમચ મનો, વૉહુ મનો તત્ વનઇતિ; વનઇતિ મિથ-ઑખ્તો વાક્ષ, અૅરૅજ્જુખ્ધો વાક્ષ તૅમ વનઇતિ.**

તેના વિજયી સોશ્યોસના મીત્રો (રસ્તાખેજના વખતમાંને માહ-ભારત કાર્યમાં તેને જોઇતી મદદ કરવા સારૂં) બહાર આવશે.

તે મીત્રો પવીત્ર વિચાર રાખનારા, પવીત્ર શબ્દો બોલનારા, પવીત્ર કાર્ય કરનારા, (તથા) ભલી દીનવાળા (છે). તેમનામાંના કોઇની પણ જીભે કદી પણ જુઠો સખુન ઉચર્યો નહી. તેમની આગળ (એટલે સોશ્યોસના તે દોસ્તોની સમક્ષમાં) ભયંકર હથ્યારવાળો તથા દુષ્ટ ખોરેહવાળો એશમ (દૈત્ય) નમે છે. (વળી) રસ્તાખેજને સમયે અષોઇ ખરાબ બીજના (તથા) અંધકારને લગતા[1] બુરા દ્રુજને[2] મારશે.

અકોમનો (નામનો દ્રુજ) મારશે, (પણ) (છેવટે) વોહુમનો તેને (અકમનોને) મારશે. જુઠો વચન મારશે (એટલે દુન્યામાં ખરાબી કરશે), (પણ) સત્ય શબ્દ (આખરે) તેને હરાવશે.

(જમ્યાદ યશ્ત, ફ૦ ૯૫-૯૬.)

**સ્તવસ્ અષા યે હુદાઓ યોઇ હૅન્તી.**

જેઓ સારાં જ્ઞાનવાળા છે, તેઓ અષોઇને વંદનાર[3] છે.

(યજ. ૫૨, ફ૦ ૪.)

**હુમિસતયએચ નિજ્બૅરૅતયએચ મિથ્રો-જ્યાંમચ મિથ્રો દ્રુજાંમચ.**

---

૧. દુઃખી, પતમાં પડેલા. ૨. જુઠાઈના દૈત્યને. ૩. સ્તુતી કરનાર.

મીથ્રને નુકસાન કરનારાઓની તથા મીથ્રને ઠગનારાઓની વિરૂધ્ધ થવા માટે, તથા તેમને બહાર કાઢી નાખવા માટે (અમે યથા, અષેમ અને યેંઘહે હાતામને પુરતી રીતે જગ જાહેર કર્યે છિયે.)

(હા ૬૧, ફ૦ ૩.)

**તા–નો દાત તા ઍર્ઍજ્વાન ફ્રવઍોચામ ફ્રચ વઍોચા.**

(હે અહુરમજદ તથા અમેષાસ્પંદો) અમે પ્રકટ કર્યે છીએ તથા હું (ભણનાર પણ) જાહેર કરૂં છું કે તે સત્યતા અમને તમે દ્યો.

**યા અહુરહે મજ્દાઓ યા વંઘ્હેઉશ મનંઘ્હો યા અષહે વહિશ્તહે યા ક્ષથ્રહે વઇર્યેહે યા સ્પૅન્તયાઓ આરમતોઇશ યા હઉર્વતાઓ અમૅર્તાતાઓ યા ગેઉશ તષ્ને ગેઉશ ઉરૂને યા આથ્રે અહુરહે મજ્દાઓ. યા સ્રઍોષહે અષ્યેહે યા રશ્નઓશ રજિશતહે યા મિથ્રહે વૉઉરૂ–ગઍોયઍોઇતોઇશ યા વાતહે અષઍોનો યા દઍનયાઓ વંઘ્હુયાઓ માજ્દયસ્નોઇશ યા દહ્મયાઓ વંઘ્હુયાઓ આફ્રીતોઇશ યા દહ્મયાઓ વંઘ્હુયાઓ અનાદ્રુખ્તોઇશ યા દહ્મયાઓ વંઘ્હુયાઓ અનવઉરૂખ્તોઇશ.**

(કોણ કોણની સત્યતા તે વિષે નીચે જણાવે છે) અહુરમજદની, બહમનની, અરદીબેહસ્તની, શહરેવરની, અસપનદાદની, ખોરદાદની તથા અમરદાદની, દુન્યાના બનાવનારની, દુન્યાના જવાહીરની તથા અહુરમજદના આતશની–(એ સઘળાંની) જે (સત્યતા) (તે અમને તમે અર્પો)

અષો સરોષ યજદની, સર્વથી મહાન સત્યવાદી રશને યજદની, બહોળાં ક્ષેત્રવાળા મહેર યજદની, અષો ગોવાદ યજદની, ભલી માજ્દસ્ની દીનની, પવીત્ર તથા ભલી દુવાની, પવીત્ર તથા ભલાં પ્રમાણીકપણાંની, પવીત્ર તથા ભલાં નિર્દોષપણાંની–એ સઘળાંઓની (સત્યતા અમોને આપો.)

(યજ. હા ૭૦, ફ૦ ૨–૩.)

**દાતરૅ ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઉમ્. ચઇતિ અએતે મિથ્ર તવ યત્ અહુરહે મજ્દાઓ. આઅત્ ઑઍોત્ અહુરો મજ્દાઓ ક્ષ્વશ અષાઉમ્ જરથુશ્ત્ર. પઍોઇર્યો વચહિનો, બિત્યો જસ્તા–મર્શ્તો, થ્રિત્યો પસુ–મજો, તૂઇર્યો સ્તઓરો–મજો, પુખ્ધો વીરો–મજો, ખ્ષ્ત્વો દઇઘ્હુ–મજો. યો દઇંઘ્હવે હૂ–વક્ષાઇ ફ્રૅઘ્નહે વરૅઘ્નહે ખ્રથ્વૅઘ્નહે સુયમ્નહે.**

જડ સ્થાનોના હે અષો સૃષ્ટા! તું કે જે અહુરમજદ (તે) ના કેટલા તે કોલ (છે)? ત્યારે અહુરમજદે જવાબ દીધો કે, હે અષો જરથુશ્ત્ર! છ; પ્રથમ, વચનને લગતો (એટલે મોઢેથી કીધેલો કોલ); બીજો, હાથ મસલેલો (એટલે હાથની તાલી આપીને દીધેલો કોલ); ત્રીજો પશુની કીમતનો; ચોથો, ઢોરની કીમતનો; પાંચમો, માણસની કીમતનો; છઠ્ઠો, દેશની કીમતનો. (તે દેશ કેવું તે નીચે જણાવે છે):—જે દેશ ફળદ્રુપ, વૃદ્ધિવાળું, સંપત્તિવાળું, અક્કલમંદ (અથવા સુધરેલું) (તથા) લાભકારી (હોય). (વંદીદાદ પર. ૪, ફ૦ ૨.)

દાતરે ગએથનાંમ અસ્તવઇતિનાંમ અષાઉમ. યો ઑપૅમ સઓ-કૅન્તવઇતીમ જસ્ન્ય:વઇતીમ વીથુષવઇતીમ દ્રઑગૅમ વીથુશ્ન અપાઇ-થિશ્ન રષ્નઑશચ પઇતિ-સંઘ્રહૅમ મિથ્રહેચ અઇવિ-દુખ્તૅમ કા-હે અસ્તિ ચિથ. આઅત મ્રઑત અહુરો મજ્દાઑ. હપ્ત સત ઉપાજન-નાંમ ઉપાજોઇત અસ્પહે અશ્ત્રય હપ્ત સત સ્રઑષો-ચરનય.

હે દાદાર! જે (માણસ) જાણી જોઇને રશ્ને યજદની શિખામણની વિરૂધ્ધ થયેલો, તથા મેહર યજદની સામે જુઠું બોલેલો, (તે) બળતાં, સોનેરી તથા ઉકળતાં પાણીની નજીક પહોંચે તો તેને માટે કેવી શિક્ષા છે!

ત્યારે અહુરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કહાડવા યોગ્ય ૭૦૦ (નુકસાનકારક જાનવરો)ને (તે પાપી માનવી હાંકી કાઢે,) (તથા) સ્રઓષોચરન નામના કોરડાથી ૭૦૦ (નુકસાનકારક જાનવ-રો)ને હાંકી કાઢે. (પર૦ ૪, ફ૦ ૫૫.)

---

## અન્ય ધર્મોની સરખામણી.

---

### સત્ય.

साच बराबर तप नहिं, जुठ बराबर पाप,
जाके हिरदे साच हय, ताके हिरदे आप.

સાચ જેવું તપજ નથી, જુઠ જેવું કોઇ બુરૂં પાપ નથી. જેના જીગરમાં સત્યતા છે, તેના હૈયાંમાં યઝદાન વસે છે.

साच पाया सुख उपना, दिल दरिया भरपुर,
सकळ अंधेरा मिट गया, जब सांइ मिला हजुर.

મને ખરો આનંદ ત્યારે મળ્યો જ્યારે મે સત્ય મેળવ્યું. જ્યારે મારો સાંઇ (સાહેબ, કીરતાર) મને સાક્ષાત મળ્યો, ત્યારે મારૂં સકળ અંધારૂં ટળી ગયું (અજ્ઞાનતા દુર થઇ અને હું પ્રકાશમાન બન્યો)!

मुबे पिछे मत मिलो, कहे कबीरा राम,
लोहा माटी मिल गया, तब पारसका क्या काम?

કબીરજી રામને કહે છે કે (સત્ય!) તું મને મરવા પછી ના મળતો, જીવતાં જીવત ભેટજે. કારણ કે જ્યારે લોખંડ કટાઇને માટી બની ગયું (મોત થઇ ગયું), ત્યારે પારસમણી તેની પાસ લઇ આવવામાં શું ફાયદો ?

साहेबके दरबारमे, साचे को सिरपाव,
जुठा तमाचा खायगा, क्या रंक क्या राव.

કીરતારની દરબારમાં સત્યવાદી (સદાચારી) ને આનંદ અને સરપાવ મળે છે. જુઠા (દુરાચારી)ને થપ્પડ મળે છે, પછી ભલે તે રંક હોય કે રાય હોય.

---

## TRUTH

Truth needs no color; beauty, no pencil. (*Shakespeare.*)

Truth is the summit of being. (*Emerson.*)

Truth for ever on the scaffold; wrong for ever on the throne. (*Lowell*)

Veracity is a plant of paradise and the seeds have never flourished beyond the walls. (*George Elliot.*)

Nothing is really beautiful but truth, and truth alone is lovely. (*Boileau*)

He who seeks the truth should be of no country. (*Voltaire.*)

The golden beams of truth and the silken cords of love, twisted together, will draw men on with a sweet violence, whether they will or not. (*Cudworth.*)

To love truth for truth's sake, is the principal part of human perfection in this world[1] and the seed-pot of all other virtues. (*John Locke.*)

It is only when one is thoroughly true, that there can be purity and freedom. Falsehood always punishes itself. (*Auerbach.*)

God offers to every mind its choice between truth and repose. Take which you please and you can never have both. (*Emerson.*)

Truth is so great a perfection, that if God would render Himself visible to men, He would choose light for His body and truth for His soul. (*Pythagoras.*)

Some modern zealots appear to have no better knowledge of truth nor better manner of judging it, than by counting noses. (*Swift.*)

Scientific truth is marvellous, but moral truth is Divine; and whoever breathes its air and walks by its light has found the lost paradise. (*Horace Mann.*)

These are truths that shield themselves behind veils and are best spoken by implication. Even the sun veils himself in his own rays to blind the gaze of the too curious starer. (*A. B. Alcott.*)

---

1 Ashem Vohu.

Truth is like a pearl; he alone possesses it who has plunged into the depths of life and torn his hands on the rock of Time. (*Laboulaye.*)

The greatest friend of truth is Time; her greatest enemy is prejudice; and her constant companion is humility. (*Colton.*)

Truth is the source of every good to gods and men. He who expects to be blessed and fortunate in this world should be a partaker of it, from the earliest moment of his life. (*Plato.*)

Martyrdom is the test of truth. (*Dr. Johnson.*)

Of all duties the love of truth with faith and constancy in it, ranks first and highest. Truth is God. To love God and to love truth are one and the same. (*Silvio Pellico.*)

Certainly, truth should be strenuous and bold; but the strongest things are not always the noisiest. as any one may see who compares scolding with logic. (*Chapin.*)

Let him speak the truth, let him speak the pleasing, let him not speak an unpleasing truth, nor speak a pleasing falsehood; this is the ancient law. (*Manusmriti, IV—138.*)

Say what is true. Do not swerve from the truth. (*Taittiriya Upanishad 1—ii—1.*)

Truth is the eternal Brahman ... Everything rests on Truth. (*Mahabaratha Anushasana Parwa, Cl. Xii—5.*)

Truthfulness, equability, self-control, absence of self-display, forgiveness, modesty, endurance, absence of envy, charity, a noble well-wishing towards others,

self-possession, compassion and harmlessness—surely these are the thirteen forms of Truth. (*Ibid. 8-9.*)

O True of promise, True of purpose, triply true, the Fount of truth and dwelling in the True, the Truth of Truth, Eye of Right and Truth, Spirit of Truth, refuge we seek in Thee. (*Vishnu Bhagvat Purana X-ii-26.*)

And the Lord passed by before him and proclaimed, The Lord, the Lord God, merciful, gracious, long-suffering and abundant in goodness and truth, keeping mercy for thousands, forgiving iniquity and transgression and sin, and that will by no means clear the guilty; visiting the iniquity of the fathers upon the children and upon the children's children unto the third and fourth generation. (*Exodus, XXXIV—6 and 7.*)

All the paths of the Lord are mercy and truth unto such as keep his covenant and his testimonies. (*Psalm XXV—10.*)

I have chosen the way of truth: Thy judgments have I laid before me. I have stuck unto Thy testimonies; O Lord put me not to shame. (*Psalm 119—30.*)

Buy the truth, and sell it not; also wisdom and instruction and understanding. (*Proverbs XXIII-23.*)

Then said Jesus to those Jews which believed in him, If ye continue in my word, then are ye my disciples indeed; And ye shall know the truth and the truth shall make you free[1]. (*S. John VIII—31 and 32.*)

Jesus saith unto him, I am the way, the truth and the life; no man cometh unto the Father but by me. (*S. John XIV—6.*)

1. Be your Salvation.

For ye were sometimes darkness, but now are ye light in the Lord. Walk as children of light: (For the fruit of the spirit is in all goodness and righteousness and truth;) Proving what is acceptable unto the Lord.

(*Ephesians V—8 to 10.*)

And Thou shalt swear, the Lord liveth in truth, in judgment and in righteousness; and the nations shall bless themselves in him and in him shall they glory.

(*Jeremiad IV—2.*)

The King of Heaven, all whose works are truth.

(*Daniel IV—37.*)

Deal gently with the people and be not harsh; cheer them and contemn them not. And ye will meet with many people of the book who will question thee: what is the key to heaven? Reply to them: (The key to heaven is) to testify to the Truth of God and do good work. (*Sayings of Mahomed, p. 126.*)

"What is Islam?" I asked Lord Mahomed. He said "Purity of speech and charity" (love). He who seeth me seeth truth. (*Sayings of Mahomed, p. 25.*)



# સૌંદર્ય.



સ્રઑષૅમ અષીમ હુરઑધૅમ વૅરૅથ્રાજનૅમ ફ્રાદત ગએથૅમ અપ-ચનૅમ અપહે રતૂમ યજમઇદે. યેંઘ્રહે ન્માનૅમ વારૅથ્રઘ્નિ, હજંઘ્રો-સ્તૂનૅમ, વીધાતૅમ, બરૅજિશ્તે પઇતિ બરૅજહિ હરઇથ્યો પઇતિ બરૅ-જયાઑ ખારઑક્ષ્નૅમ અન્તર-નએમાત, સ્તૅહરપએસૅમ નિશ્તર નએમાત.

ખુબસુરત, ફત્તેહમંદ, દુનિયાંની વૃદ્ધી કરનાર (તથા) પવિત્ર સરોશ (યજદ) (જે) અશો (તથા) અશોઇનો સરદાર (તેને) અમે આરાધીએ છીએ. જેનું ફત્તેહમંદ, ૧૦૦૦ થાંભલાવાળું, મજબુત, અંદરના ભાગમાંથી પોતાની મેળે રોશની આપતું, (તથા) બાહેરના ભાગમાંથી તારાથી શૃણગારેલું ઘર અલબુર્ઝ પહાડની સઉથી ઉંચી ટાંચ ઉપર (આવેલું છે). (સરોશ યશ્ત વડી ફ૦ ૨૧.)

અહ્માઇ ક્ષ્ત્વો આજસત વર્ઝેમ્નો વૅરૅથ્રઘ્નો અહુરધાતો, નર્શ કૅહ્ર્પ પન્ચ-દસંઘ્રહો, ક્ષએતહે, સ્પિતિ-દાઇથ્રહે, કસુપાશ્નહે, સ્રીરહે.

(જે શખ્સ બેહરાંમ યજદને ઇજીને તેની મદદ માગે) તેને માટે છઠી વખતે (તે) અહુરમજદને પેદા કીધેલો બેહરામ (યજદ) પંદર (વર્ષની ઉમર)ના, ખુબસુરત, ચળકતી આંખવાળા, નાની એડી-વાળા, સોહામણા માણુસના શરીરમાં આવીને જાય છે.

(બેહરામ યશ્ત, ફ૦ ૧૭.)

અહ્માઇ અશ્તૅમો આજસત વર્ઝેમ્નો, વૅરૅથ્રઘ્નો અહુરધાતો, મએષહે કૅહ્ર્પ અઉરૂનહે, સ્રીરહે, નિવશ્તકો-સ્રૂવહે.

(જે શખ્સ બેહરામ યજદને ઇજીને તેની મદદ માંગે) તેને માટે આઠમી વખતે (તે) અહુરમજદનો પેદા કીધેલો બેહરામ (યજદ) જંગલી, સોહામણાં, નીચે વળી ગએલાં શીંગડાંવાળાં મેંઢાના શરીરમાં આવીને જાય છે. (બેહેરામ યશ્ત, ફ૦ ૨૩.)

અહ્માઇ દસૅમો આજસત વર્ઝેમ્નો વૅરૅથ્રઘ્નો અહુરધ.તો વીરહે કૅહ્રૂપ રએવતો, સ્રીરહે, મજદધાતહે, બરત કરૅતૅમ જરન્યો-સઑરૅમ, ફ્રપિક્ષ્તૅમ, વીસ્પો-પએસંઘ્રહૅમ.

(જે શખ્સ બેહરામ યજદને ઇજીને તેની મદદ માંગે) તેને માટે, દશમી વખત (તે) અહુરમજદનો પેદા કીધેલો બેહરામ (યજદ) નુરવાળો, સુશોભિત, (તથા) સોનાની મુઠ સાથની પેચવાળા (અને) તમામ શૃણગાર સાથની તલવાર રાખનાર, અહુરમજદના પેદા કીધેલા પેહલવાનના શરીરમાં ચાલી જાય છે. (બેહેરામ યશ્ત, ફ૦ ૨૭.)

**કતરસ્ચિત યતારો પૉઉર્વો ફ્રા-યજાઇતે, અમો હુતશ્તો હુરઑધો, વૅરેથ્રધ્નો અહુરધાતો, અતારો વૅરેથ્ર હચઇતે.**

એ (લશ્કર) માંથી જે પેહલાં (બેહરાંમ યજદને) ઇજે છે, તેની તરફ, સુંદર બનાવેલો (તથા) ખુબસુરત અમ (એટલે હિમ્મત આપનાર ફરેશ્તો) (તથા) હોરમજદનો પેદા કીધેલો બેહરાંમ (યજદ) ફત્તેહ સાથે પુઠે ચાલે છે. (બહેરામ યશ્ત, ફ૦ ૪૩.)

**આદિમ પૅરસત્ જરથુશ્ત્રો, કો નરૅ અહી, યિમ્ અઝૅમ્ વીસ્પહે અંઘ્રહેઉશ્ અસ્તવતો, સ્રએશ્તૅમ્ દાદરૅસ ખ્હે ગયેહે ખ્ન્વતો અમૅષહે.**

(પેગમ્બર) જરથોશ્તે તેને (હોમને) પુછયું, અએ નર! (તું) કોણ છે, જેને મેં તમામ હાડમંદ દુનિયાંમાં શ્રેષ્ઠ (તથા) ખુબસુરત (અને) અમર જીંદગીનો જોયો? (મોટી હોમ યશ્ત, ફ૦ ૧.)

**વીસ્પનાંમચ આઑંઘ્રહાંમ્ પઑઇર્યનાંમ્ ફ્રવષિનાંમ્ ઇધ યજમઇદે ફ્રવષીમ્ અવાંમ યાંમ અહુરહે મજદાઑ........સ્રએશ્તાંમચ.**

આ તમામ ફરોહરોમાંથી સર્વથી પેહલાં (દાદાર) હોરમજદનું ફરોહર જે સર્વથી સોહામણું, તેને આ સ્થળે અમો માન સાથે યાદ કરીએ છીએ. (સતુમનો કરદો, ફ૦ ૧.)

**સ્રીરૅમ્ કૅહ્રપૅમ્ અનાસ્ત્રવનૅમ બવાહિ યથ કવ સ્યાવર્ષાનો.**

કએ સ્યાવક્ષના જેવો (તું) સુશોભિત શરીરનો (તથા) બેગુનાહ (અથવા પાક) થજે! (આફરીને પેગમ્બર જરથોશ્ત, ફ૦ ૩.)

**સ્રીર વા અંઘ્રહૅન્ બાજવ અઉરૂષ અસ્પો-સ્તઑયેહીશ્.**

(અરદ્વીસૂરની) બાજુ સોહામણી, ફેરમજી (અથવા ગોરી) (તથા) ઘોડાનાં કરતાં વધારે મ્હોટાં કદની હતી. (આવાં યશ્ત, ફ૦ ૬.)

**અમવઇતીમ્ ક્ષોઇથ્નીમ્ બૅરેજઇતીમ્ હુરઑધાંમ્.**

(તે) હીમ્મતવાળી, પ્રકાશિત, બુલંદ કદની (તથા) ખુબસુરત (અરદ્‌વીસૂર) ને (અમે જરથોશ્ત! તારે આરાધવી જોઇએ).

(આવાં યશ્ત, ફ૦ ૧૫.)

**ઉપ-તચત્ અર્દ્વી સૂર અનાહિત, કઇનીનો કેહ્‌ર્પ સ્રીરયાઓ, અશ-અમયાઓ હુરઓધયાઓ, ઉસ્કાત્ યાસ્તયાઓ ઍર્‌જ્વઇથ્યો, રએવત્ ચિથ્રેમ્ આજાતયાઓ, નિઝ્ઁગ અઓથ્ર પઇતિશમુખ્ત, જરન્યો-ઉર્‌વીક્ષ્ન બામ્ય.**

નિર્મળ અરદ્‌વીસૂર સુશોભીત, ઘણી હીમ્મતવાળી, ખુબસુરત દેખાવની, ઉંચ વેરથી કપડાં પેહેરેલી, સીધાં કદવાળી, ઝળકતા ચેહ-રાની, કુલીન, પગમાં જોડા પેહેરેલા, ચકચકીત, સોનેરી તાજ રાખનારી કન્યાના રૂપમાં આગળ ચાલી. (આવાં યશ્ત, ફ૦ ૬૪.)

**ઉપ-તચત્ અર્દ્વી સૂર અનાહિત, કઇનિનો કેહ્‌ર્પ......બામ્ય.**

નિર્મલ અરદ્‌વીસૂર સુશોભીત......ચકચકીત કન્યાના રૂપમાં આગળ ચાલી. (આવાં યશ્ત, ફ૦ ૯૮.)

**યંઘ્રહે અપઘ્ઝાઇરે, ન્માનેંમ્ હિશ્તઇતે...હુકેર્તેંમ્...સૂરેંમ્.**

દરેક નાળાં ઉપર (અરદ્‌વીસૂરનું)..... સુંદર બનાવેલું રેહવાનું મુકામ આવેલું છે. (આવાં યશ્ત, ફ૦ ૧૦૧.)

**કેમ્ કેમચિત્ અઇપિ ન્માને, ગાતુ સઇતે ખ્રએઉઇ-સ્તરેંતેમ્ હુબ-ઓઇધીમ્ બરેંજિશ્ હ્વન્તેંમ્.**

(વળી) તેણી (અરદ્‌વીસૂર) ના દરેક રેહવાનાં મુકામમાં સુંદર બીછાવેલી, સુગંધી, ગાદી સાથની બેઠક, શૃણગારેલી છે.

(આવાં યશ્ત, ફ૦ ૧૦૨.)

**ફ્રઝુષેંમ્ અધ્‌કેંમ્ વંઘ્રહાનેંમ્ પૅઉરૂ-પક્ષ્તેંમ્ જરનએનેંમ્.**

(વળી તેણી) સોનેરી (તથા) પુષ્કળ ભરત સાથનું અંગવસ્ત્ર પેહરીને (આવે છે.) (આવાં યશ્ત, ફ૦ ૧૨૬.)

**મિનુમ બરત્ હ્‌વાજાત અર્દ્વી સૂર અનાહિત, ઉપ તાંમ સ્રીરાંમ મનઓથ્રિમ.**

(વળી તે) ઉંચા કુલની, નિર્મલ અરદ્‌વીસૂર, પોતાનાં શોભતાં ગળામાં કંઠમાળા રાખે છે. (આવાં યશ્ત, ફ૦ ૧૨૭.)

**ઉપઇરિ પુસાંમ બન્દયત અરૅદ્વી સૂર અનાહિત, સતો-સ્ત્રંઘ્રહાંમ જરનએનીમ્ અશ્ત-કઑઆજહાંમ્, રથ-કઇશ્યાંમ્ દ્રફ્ષકવઇતીમ સ્રીરાંમ્, અનુપોઇથ્વઇતીમ હુકૅરૅતાંમ્.**

નિર્મળ અરદ્વીસૂરે (પોતાનાં માથાં) ઉપર સો તારાથી જડેલું, સોનેરી, આઠ ખુણાવાળું, ગાડીના આકારના જેવી બનાવટનું, ઝુલતી જીની ઝાલરવાળું, શોભિતું, માફકસરના કદનું (તથા) સુંદર કારીગરીનું તાજ ગોઠવેલું છે. (આવાં યશ્ત, ફ૦ ૧૨૮.)

**યત્ અસ્તિ બવ્રિશ સએશત યથ યત્ અસ્તિ ગઑનોતૅમ.**

**જે બીવર ઘણાંજ શોભાયમાન (તથા) ઘણાજ સરસ રંગનાં હોય છે.**
(આવાં યશ્ત, ફ૦ ૧૨૯.)

**યેંઘ્રહે જ઼્મ-ફ્રથો મએથનૅમ વીધાતૅમ અસ્તવન્તિ અંઘ્રહુવો, મજત અનાંજો બામીમ પૅરૅથુ અઇપિ વૉઉરૂ-અશ્તૅમ.**

જે (મેહેર યજદ)નું (આ) હાડમંદ દુન્યામાં પૃથ્વી જેટલું પોહળું, મજબૂત, મ્હોટું, કુશાદેહ, રોશનીવાળું, વિશાળ (તથા) બોહળાં વિસ્તારવાળું મુકામ (છે). (મેહેર યશ્ત, ફ૦ ૪૪.)

**યહ્માઇ મએથનૅમ ફ્રાથ્વૅરૅસત યો દદ્વાઓ અહુરો મજ઼્દાઓ, ઉપઇરે હરાંમ બૅરૅજ઼ઇતીમ પૉઉરૂ-ફ્રઑઉર્વએસ્યાંમ બામ્યાંમ.**

**જેને માટે (એટલે મેહેર યજદને સારૂં) દાદાર અહુરમજદે ચળકાટવાળો અલબુર્જ, જેની આસપાસ ઘણા (સેતારા) ગરદેશ કરે છે, (તે પાહાડ) ઉપર એક મુકામ બનાવ્યું.** (મેહેર યશ્ત, ફ૦ ૫૦.)

**ખ઼્હે ગયેહે ખ઼્ન્વતો અમૅષહે, ઉપ દ્વરૅશતહે જઘ્મ્યાંમ.**

**મારી (મેહેર યજદની) પોતાની ખુબસુરત (તથા) અમર્ગ જીંદગીના ચોક્કસ (વખતે) (અશો માણસોની મદદને માટે) હું જાવું.**
(મેહેર યશ્ત, ફ૦ ૫૫.)

**યહ્મિ વ્યાને દએનયાઇ સ્રીરયાઇ પૅરૅથુ-ફ્રાકયાઇ, મજ઼ અમવ્ નિધાતૅમ.**

**જેનામાં (મેહેર યજદમાં) સોહામણી (તથા) પુરતી રીતે ફેલાયલી (માજદયસ્ની) દીનને માટે, બોહોલી (તથા) મજબૂત તીક્ષ્ણ બુદ્ધિ મુકેલી (છે).** (મેહેર યશ્ત, ફ૦ ૬૪.)

**યિમ્ અઉર્વન્તો મઇન્યવાઑંઘ્રહો અઉરૂષ રઑક્ષ્ન ફ્રાદૅરૅસ્ત્ર સ્પૅન્ત ...વર્જૅન્તિ.**

જે (મેહેર યજદ) ને સફેદ, ચકચકિત થતા, દેખામણા, પવિત્ર, મીનોઇ ઘોડા લઇ જાય છે. (મેહેર યશ્ત, ફ૦ ૬૮.)

**યિમ્ યજત...સ્રીરે,...અનાહિતએઇબ્યો પરે વઘ્જિબ્યો.**

(મેહર યજદ) જે પાક (તેને) સોહામણા હોમ યજદે પાક અવસ્તાના કલામોથી ઇજીયો. (મેહર યશ્ત, ફ૦ ૮૮.)

**બૅરૅજયત્ અહુરો મજ્દાઑ, બૅરૅજયેન્ અમૅષાઑ સ્પૅન્ત, યે ઘ્ર-હાઑ કૅહ્‌ર્પૅ હુરઑધયાઑ.**

જેનાં ખુબસુરત શરીરની (દાદાર) અહુરમજદે વખાણ (અથવા આફ્રીન) કીધી (તથા) અમશાસ્પંદોએ આફ્રીન કીધી.

(મેહેર યશ્ત, ફ૦ ૯૦.)

**સ્રીર દધાદતિ દએમાન દૂરાત્ સૂક દોઇથ્રાબ્ય.**

(મેહર યજદ) (પોતાની) બે આંખની મદદથી (પોતાની) સોહા-મણી (તથા) ચળકતી દૃષ્ટિ દૂર સુધી ફેંકે છે. (મેહેર યશ્ત, ફ૦ ૧૦૭.)

**ઑરૅજતો-ફ્રૅનૅમ, જરન્યો-વારૅથ્મનૅમ...રથએશતાંમ.**

(મેહર યજદ) (જે) રૂપાંની કોલાહ[1] પેહેરનાર, સોનેરી બખ્તર પેહરનાર, પહેલવાન (તેને હમો માન સાથ યાદ કર્યે છીએ.)

(મેહેર યશ્ત, ફ૦ ૧૧૨.)

**ઉજ્બાજાઉશ્ પઇતિ અમૅરૅખ્તીમ ફ્રવજઇતે મિથ્રો યો વૉઉરૂ-ગઑ-યઑઇતીશ, હચ રઑક્ષ્નાત્ ગરો-ન્માનાત્, વાષૅમ સ્રીરૅમ વવજાનૅમ હામો-તખ્‌મૅમ વીસ્પો પએસૅમ જરનએનૅમ.**

બોહળાં ખેતરવાળો મેહર યજદ, (જે) બળવંત બાજુવાળો (તે) નુરમંદ ગરોથ્માન (બહેશ્ત) માંથી (નીકળી), (પોતાની) સોહામણી જહડપથી (અથવા સેહેલાઇથી) ચાલે તેવી, પુરતી રીતે મજબુત, તમામ શૃણગારવાળી (તથા) સોનેરી ગાડીમાં (સવાર થઇને), અમરપણા તરફ (અર્થાંત મીનો યજદો તથા અમશાસ્પંદોનાં મુકામ તરફ) જાય છે.

(મેહેર યશ્ત, ફ૦ ૧૨૪.)

---

૧. ટોપી.

**તે પર-સફાઆઁગ્રહો જરનએન પઇતિશ્મુખ્ત, આઅત હે અપર એઁરૅજતએન; આઅત તે વીરપ ફ્રા-યુખ્ત હાંમ-ઇસાંમચ, સિમાંમચ સિમોઇથ્રાંમચ, હૅરૅત હુકૅરૅત ઉપઇરિસ્પાતા અક બસ્તાંમ ક્ષથ્રૅમ વઇરીમ્.**

તે ઘોડાઓના આગલા પગને ખડીને સોનાની નાળ જડેલી, પણ તેમના પાછલા (પગની ખડીને) રૂપાંની નાળ જડેલી (છે). વળી તે બધા (ઘોડા) ઓને (ગાડીના) એકજ પુલમાં જોડેલા (હોય છે), (અને તે પુલને) જોતર સાથની જુસરીથી, ધાતુના સુંદર બનાવેલા મજબુત ચાપડાથી જડેલા છે. (મેહેર યશ્ત, ફ૦ ૧૨૫.)

**યહ્માઇ અઉરૂષ અઉર્વન્ત યુખ્ત વાષ થંજ્યાઓન્તે અએવ ચખ્ર જરનએન અસાનસ્ચ, વીસ્પો-બામ.**

જે (મેહર યજદ)ને માટે સફેદ ઘોડાની જોડી તમામ ચળકાટવાળી ધડી સાથની, સોનાનાં એક પૈડાંની ગાડીએ જોડવામાં આવે છે. (મેહેર યશ્ત, ફ૦ ૧૩૬ )

**વૅરૅથ્રવાઓ જઅેન હચિશ્નો હુતાશ્ન.**

(મેહર યજદ) ફતેહમંદ (તથા) સારાં બનાવેલાં હથ્યારો રાખનારો (છે). (મેહેર યશ્ત, ફ૦ ૧૪૧.)

**યથ તનૂમ રઓચયેઇતિ, યથ માઓઁઘ્રહો હ્વારઓક્નો.**

જે પ્રમાણે ચંદ્રમા પોતે પોતાની મેળે રોશની આપનાર (છે), તે પ્રમાણે (મેહર યજદ) (પોતાનાં) શરીરને પ્રકાશિત કરે છે. (મેહેર યશ્ત, ફ૦ ૧૪૨.)

**યેંઘ્રહાઓ અઇનિકો બ્રાજઇતિ, યથ તિશત્રયો-સ્તારહે.**

જેનો (મેહર યજદનો) ચેહરો, તેશ્તર તારાની માફક ઝળક મારે છે. (મેહેર યશ્ત, ફ૦ ૧૪૩.)

**યથ દામાંન્ સ્રએશ્તાઇશ હ્બામ્ય ક્ષએતાઇ. યજાઇ હાંમ-તશ્તૅમ, યો દધ્વાઓ સ્પૅન્તો મઇન્યુશ, સ્તેહરૂપએસઁઘ્રહૅમ મઇન્યુ-તાશ્તૅમ.**

(બીજી) પેદાયશો સાથે સરખાવતાં (મેહર યજદ) ઘણો શોભાયમાન, સુર્યના (જેવા) ચળકાટવાળો (તથા) પ્રકાશિત (છે). સ્પેન્તો મઇન્યુ-

શની કારીગીરીની, તારાથી અલંકૃત થયેલી તથા મીનોની બનાવેલી (મેહર યજદની ગાડીને)[1] હું વખાણું છું. (મેહેર યશ્ત, ક૦ ૧૪૩.)

**આઅઁઘ્રહાંમ રચ ખરૅનંઘ્રહચ, વીધારઅઁમ જરથુશ્ત્ર અઅઁમ અસ્મનૅમ, યો ઉસ્ચ રઅઁક્નો ફ્રેદૅરેસો, યો ઇમાંમ જાંમ આચ પઇરિચ બવાવ. માંનયેન્ અહે યથ વીશ, અઅઁમ યો હિશ્તઇતે મઇન્યુ-સ્તાતો હુંદ્રખ્તો દૂરઍકરનો, અયંઘ્રહો કૅહૅર્પ ખએનહે રઅઁ-ચહિનો અવિ થ્રિષ્વ.**

તે (ફરોહરો)નાં તેજ તથા પ્રતાપને લીધે, આ આકાશ જે બુલંદ, ચળકાટવાળું (તથા) દેખામણું (છે), (તથા) જે આ પૃથ્વીને આસપાસ ઘેરી લે છે, (તેને) હું ટેકાવી રાખું છું. (તે) એક મેહેલની સમાન (છે).

જે આ પૃથ્વિ ઉપર મિનો (યજદો)થી ઉભું થયેલું મુસ્ત-કીમ, દૂર સુધી પહોંચતા છેડાવાળું, હીરાની બનાવટનું તથા ચકચકીત છે. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૨.)

**યિમ્ મજ્દાઅઁ વસ્તે વંઘ્રહનૅમ સ્તેહ્ર-પએસંઘ્રહૅમ મઇન્યુ-તાશ્તૅમ, હચિમ્નો મિથ્રો રશ્નુચ આર્મઇતિચ સ્પૅન્તય, યહ્માઇ નોઇત ચહ્માઇ નએમનાંમ કરન પઇરિ-વએનોઇથે.**

મેહર યજદ, રશ્ને યજદ તથા સ્પંદારમદની સાથે મલીને જે (આકાશ)ને (દાદાર) અહુરમજદે તારાથી શૃણગારેલું (તથા) સ્પેના-મીનોથી બનાવેલું વસ્ત્ર પેહેરાવેલું છે, તેના બે છેડા (કોઇએ માણસની) (બે આંખ) જોઇ શકતી નથી. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૩)

**યાઅઁ...દરૅઘો-રાંરોમનો;...બૅરૅજદૅતિશ બૅરૅજયાસ્તાઅઁ, યાઅઁ હુયઓનાઅઁ પૅરૅથુ-યઓનાઅઁ, સ્વો-ક્રઅઁથ્મનો.**

જે (ફરોહરો)......ઘણી ખુશાલી આપનારાં, બુલંદ દરજ્જાના, કમ્મર તંગ બાંધેલી, સારૂં મુકામ રાખનારાં, કુશાદેહ મુકામ રાખ-નારાં, ફરાખીથી આગળ ચાલનારાં (તેઓ આકાશને ટેકાવી રાખ-વામાં મદદ કરે છે). (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૨૯.)

---

૧. હિંદુ શાસ્ત્રમાં દેવની સાથે દેવી જોડાયલી હોય છે અને મુખ્ય દેવતાઓનાં "વાહનો" (vehicles) પણ દર્શાવેલાં જોવામાં આવે છે.

**યાઓ ઉર્વરનાંમ ખ્વીરનાંમ સ્રીરાઓ ઉરૂથ્મીશ દએસયેઇન્તિ.**

જે (ફ્રેરોહરો) પોતાની મેળે ફળ આપનારાં ઝાડોના, સુંદર વધારાને ટેકો આપે છે. (ફ્રવરદીન યશ્ત, ફ૦ ૫૫.)

યેંઘ્રહે ઉર્વ...અઉરૂપો રઑક્નો ફ્રાદૅરૅસ્રો. કેહ્ર્પસ્ચ,...સ્રીરાઓ અમૅષનાંમ સ્પૅન્તનાંમ વૅરૅજ્દાઓ.

જેનું સ્વાન...સફેદ, ઝળકતું, (તથા) દેખામણું (છે.) અમેષાસપંદોના શોભતાં, ખૂબી ધરાવનારાં રૂપો (ને હમો વખાણયે છીએ.)
(ફ્રવરદીન યસ્ત, ફ૦ ૮૧.)

**તૅમ્ યજત યો દધ્વાઓ અહુરો મજ્દાઓ, અઇસ્યેને વએજહિ વંઘુહુયાઓ દાઇત્યયાઓ, જરનએને પઇતિ ગાત્વો, જરનએને પઇતિ ફ્રસ્પાઇતિ, જરનએને પઇતિ ઉપસ્તૅરૅને.**

તે (વાએ યજદ)ને દાદાર અહુરમજદે[1] વેહદાતી (નદી) આગળનાં ઇરાન વેજમાં સોનેરી બેઠક, સોનેરી ગાલીચા ઉપર (તથા) સોનેરી છત્ર તળે (બેશીને આરાધ્યો) સાધ્યો. (રામ યશ્ત, ફ૦ ૨.)

**તૅમ્ યજત યો યિમો ક્ષએતો હ્વાંથ્વો, હુકઇર્યાત હચ બરૅજંઘ્રહત્ વીસ્પો-બામ્યાત જરનએનાત, જરનએને પઇતિ ગાત્વો, જરનએને પઇતિ ફ્રસ્પાઇતિ, જરનએને પઇતિ ઉપસ્તૅરૅને.**

તેને (વાએ યજદને) રૈયતની સારી રીતે જતન કરનાર જમશેદ

૧. સૃષ્ટા અહુરમઝદ પોતા કરતાં ઉતરતા યઝદને કેમ સાધી (આરાધી) શકે, એવી શંકા ઉભી કરવામાં આવે છે. એક રાજા પોતાના સેનાપતિને, કેકાઉસ જેમ રૂસ્તમ પહેલવાનને સાધતો, તેમ સાધે છે. એક પીતા પોતાના બહાદુર બેટાઓને સાધે છે, જેમ ગુશ્તાસ્પે પોતાના બેટા અસફંદયારને ઘણાંક મહાભારત મુશ્કેલ કાર્યો માટે સાધ્યો હતો. વડો પોતાનાં હાથ હેઠળનાને પ્રેમ, માન અને સત્કારથી નવાજે છે. પૂંજા નાનો વડાની કરે છે. પણ સત્કાર અને સાધના ગમે એવો મોટો નાનાની પણ કરે છે. જાળમાં પડેલા એક સિંહને ઉંદર જેવો પણ મદદ કરે છે, ત્યારે સિંહ કરતાં ઉંદર બળવાન નથી લેખાતો. સકળ સૃષ્ટિમાં અહુરમઝદ પ્રેમ રૂપી પ્રસરી રહ્યો છે અને તે પ્રેમ પોતામાંથી પ્રગટેલાં, પોતાનો અંશ ધરાવનાર, પોતાની સાથે સૃષ્ટિક્રમ ચલાવનાર યઝદો તરફ નિરંતર પ્રગટે એ સ્વાભાવિક છે. કારણ કે નિર્જીવ માનવ અને કીડી પણ તેના પ્રેમ અને રક્ષાથી વેગળાં નથી.

પાદશાહે, તમામ ઝળકાટવાળા (તથા) સોનેરી હુકર (નામના) પાહાડ ઉપરથી, સોનેરી બેટક ઉપર, સોનેરી ગાલીચા ઉપર (તથા) સોનેરી છત્ર તળે (બેશીને આરાધ્યો). સાધ્યો. (રામ યશ્ત, ફ૦ ૧૫.)

યત્ ન્માનો પઇતીમ્ વિન્દામ્ સ્વાનો સ્રએશતો-કેહર્પ.

તે એકે (હમો) જુવાન (તથા) સહુથી સોહમણા શરીરવાળો પતિ મેળવ્યે. (રામ યશ્ત, ફ૦ ૪૦.)

વયુશ અઉર્વો ઉસ્કાત યાસ્તો, દેરેજિ-યઓખ્ધ્રો બેરેજિ-પાધો, પેરેથુ-વરો પેરેથુ-સ્રઓનિશ, અનાઉર્વિથ-દોઇથ્રે, યથ અન્યાઓસ-ચિત્ ક્ષથ્રાત ક્ષયમ્નાઓ હમો-ક્ષથ્રો-ક્ષયમ્નાઓ.

વાએ યજદ, બહાદુર, ઉંચવેરથી કમ્મરબંદ સાથનો, મજબુત બાંધાનો, ઉંચ પગવાળો, પોહોળી છાતીવાળો, પહોળી જાંગવાળો, હસતા ચેહરાવાળી આંખવાલો છે. (રામ યશ્ત, ફ૦ ૫૪.)

વએમ્ જરન્યો-ખઓધેંમ યજમઇદે; વએમ્ જરન્યો-પુસેંમ યજમઇદે; વએમ્ જરન્યો-મિનેંમ યજમઇદે; વએમ્ જરન્યો-વાષેંમ યજમઇદે; વએમ્ જરન્યો-ચખ્રેંમ યજમઇદે; વએમ્ જરન્યો-જએમ યજમઇદે; વએમ્ જરન્યો-વસ્ત્રેંમ યજમઇદે; વએમ્ જરન્યો-અઓધ્રેંમ યજમઇદે.

લડાઇની સોનેરી ટોપી રાખનાર, વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી તાજવાળા વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી કંઠમાળા રાખનાર વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી ગાડી રાખનાર વાય યજદને હમો યાદ રાખીએ છીએ; સોનેરી ચક્ર રાખનાર વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી હથ્યાર રાખનાર વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી વસ્ત્ર પેહરનાર વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી જોડા પેહરનાર વાય યજદને હમો યાદ કર્યે છીએ; સોનેરી કમરબંદવાળા વાય યજદને હમો યાદ કર્યે છીએ.[1]
(રામ યશ્ત, ફ૦ ૫૭.)

૧. પીતાંબરધર શ્રી કૃષ્ણ, રામની પછીના હિન્દુ ભાઈઓના સર્વમાન્ય અવતાર થઈ ગયા. આ સોનું વાપરનાર પીળો રંગ વાપરનાર, રામ યજદ, રક્ષક અને આનંદદાયી છે. શ્રી કૃષ્ણનું વર્ણન પણ 'રમૈયા,' રમનાર, રમાડનાર શબ્દોથી થાય છે.

**અષીમ્ વંઘ્રુહીમ્ યજમઇદે, ક્ષોઇથ્નીમ્ બેરેજઇતીમ્ હુરઓધાંમ્, હુયજતાંમ્ ખ્નનત્-ચખ્રાંમ્.**

ઝળકાટવાળી, ઉંચ પદવીની, ખુબસુરત, ઘણી આરાધનાને લાયક, ખનખન કરતાં (અથવા ચળકતાં) પૈડાંવાળી અશીશવંઘ (યઝદ)ને હમો યાદ કર્યે છીએ. (અશીશવંઘ ફ૦ ૧.)

**અષિશ વંઘુહિ, અષિ સ્રીરે, અષિ બાનુમઇતિ ષાઇતિ,...હુબ-ઓધિશ બઓધઇતે ન્માનેમ્,.....અષિશ વંઘુહિ સૂર પાઘ નિદથ-ઇતે આગ્રેમઇતિશ દરેઘાઇ હુખ્ઘ્રાઇ.**

અશી (અશીશવંઘ) ભલી (છે.), અશી સોહામણી (છે), અશી ખુશાલીને લીધે (હમેશા ખુશાલ છે તેને લીધે) ચળકાટવાળી (છે)......અશીશવંઘ લાંબી દોસ્તીને માટે (પોતાના) જોરાવર પગ મુકે છે, તે ઘરને સુગંધીથી ખુશબોદાર કરે છે. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૬.)

**અએષાંમ્ ગાતવ [ શ્તેન્તે હુસ્તરેત હુપો-મુસ્ત હુકેરેત બરેજિશ-હવન્તો જરન્ય પક્ષ્ન-પાધાઓઘ્રહો, યોઇ હચહિ, અષિશ વંઘુહિ.**

જેમની સાથે, હે અશીશવંઘ! તું ચાલે છે, તેમની બેઠકો બરાબર બીછાવેલી, સારી રીતે શૃણગારેલી, સારી બનાવેલી ગાડી (અથવા તકીયા) સાથની, સોનું જડેલા પાયાવાળી હોય છે. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૯.)

**મેરેજયુન્નાઓ અંકુ-પએસેન્નાઓ ક્રા-ગઓષાવર સિસ્પિમ્ન ચથ્રુ-કરન બિનુય જરન્યો-પએસ.**

નાહી ધોઇને સુશોભિત થયેલી, હાથની પહોંચીથી શૃણગારેલી, ચાર ખુણાવાળી, ઝુલતા કાનની બાલી સાથની, સોનેરી બનાવટની કંઠમાળા પેહેરેલી. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૧૦.)

**અએષાંમ્ કઇનિનો આઓઘ્રહેન્તે આંઘ્મોપઇધિશ ઉર્વિજ્રા-મઇધ્યાઓ સ્રઓતન્વો દરેઘો-અંગુશતાઓ કેહ્રપ અવવતાંમ્ સ્રય યથ દિધયતાંમ્ જઓષો, યોઇ હચહિ, અષિશ વંઘુહિ.**

જેમની સાથે, હે અશીશવંઘ! તું ચાલે છે તેમની ખુબસુરત તનવાળી, પાતળી કમ્મરવાળી, હાથનાં લાંબા આંગળાંવાળી, કુમારી

છોકરીઓ પગમાં પોલ્લાં પેહરીને બેશે છે. જે પ્રમાણે નજર કરનારાઓની મરજી (હોય), તે પ્રમાણે (તે કુમારીકાઓ) શરીરે શોભતી (હોય) છે), (એટલે તેઓ એટલી બધી ખુબસુરત તથા સુંદર હોય છે કે તેથી વધારે હોઇ શકે નહીં). (અશીશવંઘ યશ્ત, ફ૦ ૧૧.)

યેંઘ્રહે અર્જેમ ક્રાયો જબ્બયન્તાંમ સ્રએશ્તેમ સુસ્રુયે વાચિમ.

(અશીશવંઘને) ઘણી યાદ કરનારાઓમાં જેનો અવાજ ઘણોજ મધુર (છે), (જે અવાજ) મેં કદી સાંભળ્યો હોય.

(અશીશવંઘ યશ્ત, ફ૦ ૧૭.)

સ્રીરો અહિ જરથુશ્ત્ર, હુકેર્તો અહિ સ્પિતમ, હુવસ્ર્દો દરેઘો-બાજાઉશ.

અએ જરથોશ્ત! (તું) સોહામણો છે, અએ સ્પીતમાન ખાનદાનના! (તું) સારા ઘાટનો, (પગનાં) મજબુત ટેટાંવાળો (તથા) લાંબી બાજુવાળો (છે). (અશીશવંઘ યશ્ત, ફ૦ ૨૨.)

તાંમ યજત હઓશ્યઙ્હો પરધાતો, ઉપ ઉપઙ્દ હરયાઓ બેરેજો સ્રીરયાઓ મજદધાતયાઓ.

હોશંગ (પાદશાહે) અહુરમજદના પેદા કીધેલા સોહામણા અલબુર્જ (પાહડ)નાં તળ્યાં આગળ આરાધી. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૨૪.)

ઉત હે વન્ત અજાનિ સવંઘહવાચિ અરેનવાચિ, યોઇ હેન કેહ્રપ સ્રએસ્ત જજાતેએ ગએથ્યાઇચ.

વળી શેહરનવાજ (તથા) અરનવાજ (નામની) તેની બે પ્યારીઓ, જેઓ (આ) દુન્યાંની સ્રીઓમાં સઉથી સોહામણા શરીરની છે (તેમને) હું છોડવું. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૩૪.)

તાંમ યજત હઓમો...સ્રીરો...જઇરિ-દોઇથ્રો.

તેણીને (અશીશવંઘને)...સોહામણા, સોનેરી આંખવાળા હોમ યજદે આરાધી. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૩૭)

બાઉન.....વીસ્પે વર્ચંઘઉહન્ત,

સઘળા દબદબાવાળા (અથવા નુરમંદ) હતા. (જમ્યાદ યશ્ત, ફ૦ ૭૨.)

**ફ્ઇનીનો કૅહ્ર્પ સ્રીરયાઑ, ક્ષોઇથ્ન્યાઑ. અઉિરૂષ-બાજ઼્વો, અમયાઑ, હુરઑધયાઑ હુજ઼ારૂરતયાઑ ઍરૅદ્વફ્ષ્ન્યાઑ, સ્રઑતન્વો, આજ઼ાતયાઑ, રૅએવસચિથ્રયાઑ પંચ-દસયાઑ; રઑધએવ કૅહ્ર્પ અવવતો સ્રયાઑ, યથ દામાંન સ્રએશતાઇશ.**

(તે કેરદાર) એક શોભતી, ચળકતી, સફેદ બાજુવાળી, હિમ્મત-વાન, ખુબસુરત, સીધા કદની, બાહાર નીકળી આવેલી છાતીવાળી, દેખામણાં શરીરવાળી, અશરાફ ખાનદાનની, કીર્તિવાળાં તોખમની, ૧૫ વર્ષની ઉમરની કન્યાનાં રૂપમાં (તે અષો માણસની નજદીક ચાલતી માલમ પડે છે). દેખાવમાં (તે કેરદાર) (આ દુન્યાંના) સઉથી સુશોભિત પેદાએશના કરતાં એટલી બધી વધારે શોભતી (હોય છે.)

(હાદોખ્ત નુસ્ક, પર० ૨, ફ० ૯.)

**વીસ્પનાંમચ આઑઘ્રહાંમ ખ્ઑઇર્યનાંમ ફ્રવષિનાંમ ઇથ યજ઼મઇદે ફ્રવષીમ અવાંમ યાંમ અહુરહે મજ઼્દાઑ......સ્રએશતાંમ્ચ.**

આ તમામ પહેલા દરજ્જેના ફરોહરોમાંનાં દાદાર અહુરમજદનાં ફરોહરને અમે માન સાથે યાદ કર્યે છીએ, જે ફરોહર ઘણુંજ સોહામણું છે.

(યજશ્ને હા ૨૬, ફ० ૨.)

**સ્રએશતાંમ અત તોઇ કૅહ્રૂપૅમ કૅહ્રૂપાંમ આવએધ્યમહી મજ઼્દા અહુરા ઇમા રઑચાઑ બરૅજ઼િશ્તૅમ બરૅજૅમનાંમ અવત યાત હ્વરૅ અવાચી.**

અહો અહુરમજદ, બુલંદ (રોશની)ઓમાંની આ સઉથી બુલંદ રોશની જેને ખોરશેદ કહે છે, તેને શરીરોમાંનાં તારાં સઉથી સોહામણા શરીર તરીકે અમે જાહેર કર્યે છીએ.

(યજશ્ને હા ૩૬, ફ० ૬.)

**તુઇરીમ અસઘ્રહાંમચ ષોઇથ્રનાંમચ વહિશ્તૅમ ફ્રાથ્વૅરૅસેમ અજ઼ૅમ યો અહુરો મજ઼્દાઑ બાખ્ધીમ સ્રીરાંમ ઍરૅદ્વો દ્રફ્ષાંમ.**

હું જે અહુરમજદ, (તેણે) જગ્યાઓમાંનું તથા શહેરોમાંનું ચોથું સર્વથી શ્રેષ્ઠ (શહેર) સોહામણું તથા ઉંચા વાવટાવાળું બલ્ખ પેદા કીધું.

(વંદીદાદ પર. ૧, ફ० ૭.)

**હૅન્તિ અન્યાસ્ચિત્ અસાઍાસ્ચ પોઇથ્રાઍાસ્ચ સ્રીરાઍાસ્ચ ગુફ્રાઍાસ્ચ બેરેખ્ધાઍાસ્ચ ફ્રસાઍાસ્ચ બામ્યાઍાસ્ચ.**

બીજી સોહામણી તથા વખણાયલી તથા બહાદુર (અથવા બુલંદ) તથા આબાદ તથા ભપકાદાર જગાઓ તથા શહેરો છે.

(પર. ૧, ફ૦ ૨૧.)

**આઅત્ મ્રઍાત્ અહુરો મઝ્દાઓ યિમાઇ સ્રીરાઇ હ્વાંથ્વાઇ અષાઉમ્ જરથુશ્ત્ર.**

ત્યારે અહુરમજદે કહ્યું, હે અશો જરથોશ્ત! સોહામણા (તથા) સારા ચાકર નોકરવાલા જમશેદને (મેં અહુરમજદી તથા જરથોશ્તી દીન શીખવી.) (પર૦ ૨, ફ૦ ૨.)

**વીસંઘ્રઉહ મે યિમ સ્રીર વીવંઘ્રહન મૅરેતો બૅરેતચ દએનયાઇ.**

વીંઘામના (છોકરા) સોહામણા જમશેદ! ભણેલો થઇને મારી દીનનો ફેલાવો કરનારો તું થા. (પર૦ ૨, ફ૦ ૩.)

**યસે-તત ન્માનૅમ્ અકૅરેનૅમ્ સ્રીરૅમ્ રઍાક્ષ્નૅમ્ ફ્રાદેરેસ્રૅમ...**

આ મુકામ (આ દુન્યાં)ને સોહાંમણી, રોશણીવાળી (તથા) દેખામણી પેદા કીધી. (પર૦ ૨૨, ફ૦ ૧.)

---

## અન્ય ધર્મોની સરખામણી.

---

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥

(ગીતા ૧૦-૪૧)

(સૃષ્ટિમાં જે) જે સત્વ (અષો, સાત્વિક), કીર્તિવંત, ધનવંત તથા પરાક્રમી છે, તે સર્વ મારા તેજમાંથી ઉપજેલું એમ જાણજે.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।

(ગીતા ૧૦-૨૧)

આદિત્યોમાં હું વિષ્ણુ છું, જ્યોતિઓમાં હું સૂર્ય છું.

मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ।

(ગીતા ૧૦–૩૫)

માસોમાં હું (શ્રી કૃષ્ણ) માર્ગશીર્ષ છું, ઋતુઓમાં હું વસંત છું.

વિષ્ણુ સહસ્ત્ર નામમાં ૫૮૬ મું નામ शुभांग છે, એટલે સુંદર અંગવાળા; ૬૧૫ અને ૬૧૬ માં નામો स्वक्षः स्वंगः એટલે સુંદર નેત્રવાળા અને સુશોભિત અંગવાળા છે, ૬૫૪ મું નામ कान्तः છે, એટલે ઉત્તમ દેહવાળા. ૭૩૯ મું નામ वरांग છે, એટલે શોભાયમાન અંગવાળા.

---

## BEAUTY.

The fringe of the garment of the Lord. (*Bailey.*)

Beauty draws us with a single hair. (*Pope.*)

All orators are dumb when beauty pleadeth. (*Shakespeare.*)

Beauty can inspire miracles. (*Beaconsfield.*)

Beauty itself is but the sensible image of the Infinite. (*Bancroft.*)

Beauty without virtue is like a flower without perfume.

The most natural beauty in the world is honesty and moral truth. (*Shaftesbury.*)

A daughter of the Gods, divinely tall[1],
And most divinely fair. (*Tennyson.*)

Beauty is God's handwriting—a wayside sacrament. (*Milton.*)

Beauty is the first present Nature gives to women and the first it takes away. (*Mere.*)

1 Compare Spent Armaiti and Ashishvang in the Avesta.

Beauty and health are the chief sources of happiness. (*Beaconsfield.*)

Beauty is at once the ultimate and the highest aim of art. (*Goethe.*)

Good nature will always supply the absence of beauty, but beauty cannot supply the absence of good nature. (*Addison.*)

Though color be the lowest of all the constituent parts of beauty, yet it is vulgarly the most striking. (*Joseph Spence.*)

If virtue accompany beauty, it is the heart's paradise; if vice associate it, it is the soul's purgatory. (*Quarles.*)

Beautiful form is better than a beautiful face; it gives a higher pleasure than statues or pictures; it is the finest of the fine arts. (*Emerson.*)

Beauty like truth and justice lives within us; like virtue and like moral law, it is a companion of the Soul. (*Bancroft.*)

Beauty is the mark God sets on virtue. Every natural action is graceful. (*Emerson.*)

A thing of beauty is a joy for ever. (*Ruskin.*)

Beauty has been medicine to us in sickness, richness in poverty and the best part of all that delighted us in health and success. (*L. Hunt.*)

Socrates called beauty a short-lived tyranny; Plato, a privilege of nature; Theophrastus, a silent heat; Theocritus, a delightful prejudice; Carneades, a solitary kingdom; Domitian said that nothing was

more grateful; Aristotle affirmed that beauty was better than all the letters of recommendation in the world; Homer, that 'twas a glorious gift of nature and Ovid alluding to it calls it a favour bestowed by the Gods.

Give unto the Lord the glory due unto his name; worship the Lord in the beauty of holiness.

(*Psalms XXIX—2.*)

For the Lord taketh pleasure in his people; he will beautify the meek with salvation. (*Psalms 149—4.*)

Verily God is beautiful and He loves beauty.

(*Sayings of Mahomed.*)

The heavens are a paint from the pen of His
perfection,
The world is a rose-bud from the bower of His
beauty.
The sun is a spark from the light of His Wisdom,
And the sky a bubble on the sea of His power.
His beauty is free from the stain of sin,
Hidden in a veil of thick darkness.
He formed mirrors of the atoms of the world
And He cast a reflection from His own face on
every atom!
To thy clear, seeing eye whatsoever is fair,
When thou regardest it aright is a reflection from
His face. (*Jami.*)



# અમરપણું.



**ઓએમ કર્દૅહ હોમ્ ઇન્ પતેતી, ગુજર્ગ્ ઉમેદ કર્ફૅહ્ રા, ગૅરાંન્ બીમે દુઝખ્ રા, અશાહી વેહ્ રવાન્ દ્રુશારમ રા; ૫ ઇન્ મનશ્ને કર્દૅહ્ હોમ, કુ કાર્ કૅર્ફૅહ્ મન્ અંદાન્ કર્દ્, આંચે ન્ કુનમ, હુમા એસ્તશ્નૅ કૅર્ફૅહ્ રા, ગૂજારશ્ને ગુનાહ્ રા, બોખ્તૅ રવાન્ રા, અગર્ માંદૅહ્ બહોદ, કુ ગુનાહે મન્ તોખ્ત ન બહોદ, પાદફરાહ્ સે-શબ્ આંન-હીઆ પદશ્ ખોર્સંદ હમ-દાસ્તાંનહોમ.**

સવાબ (પુણ્ય) ની મોટી ઉમેદને માટે, (તથા) દોજખની અતિશય ધાસ્તીથી (તથા) ભલી અષોઇ, (જે) (મારાં) રવાનની ખુશાલી (છે, તે) ને માટે (મેં) આ પતેત કીધી છે. એવી ધ્યાનતથી (આ પતેત) મેં કીધી છે, કે જે સવાબનું કામ મેં હાલ સુધી કીધું, (તથા) જે કાંઇ હમણાં હું કરૂં છું (તે), તમામ સવાબને કાયમ રાખવાને માટે, તથા ગુનાહને સાફ કરી નાંખવાને માટે, (તથા) મારાં રવાનના છુટકારાનેᶦ માટે (છે). જો (મારો ગુનાહ કાંઇ પશ્ચાતાપ કર્યા વિના) રહી ગયો હોય, (અને) તે ગુનાહથી મને છુટકારો ન થયો હોય તો, તે ગુનાહના અવેજમાં (મારાં મરણ પછીજ પેહલી) ત્રણ રાતની શીક્ષા ઉપર (હું) રાજી તથા એકમતનો છું. (પતેત પશેમાની ક૦ ૧૨)

**હ્યત્ મીઝ્દૅમ્ મવએથૅમ ફ્રદદાથા દએનાબ્યો મઝ્દા અહુરા. અહ્યા હ્વેો ને દાઇદી, અહ્માઇચા અહુયે મનખ્યાઇચા; તત્ અહ્યા યા તત્ ઉપા-જમ્યામા, તવચા સરૅમ્ અષખ્યાચા વીસ્પાઇ યવે.**

હે અહુરમજદ! મારા જેવા દીનદારોને જે બદલો (અગાઉ) તેં આપ્યો છે (તેટલો બદલો), આ તથા મિનોઇ દુનિયાંને માટે, તું પોતે અમને (પણ) આપ, કે તેને લીધે હમેશ સુધી તારી તથા અષોઇની સરદારીને અમો પહોંચ્યે. (મોટી હપ્તન યશ્ત કરદો ૬ ફ૦ ૧-૫.)

**દઝ્દિ મે વંઘ્હુહિ સૅવિશ્તે, દ્વાસ્પે તત્ આયપ્તૅમ......યથ અઝૅમ્ અમૅરૅખ્તીમ્ અવ-બગાનિ અવિ મઝ્દાઓ દામબ્યો.**

---

૧. મોક્ષને.

અહો ભલી (તથા) ઘણીજ ફાએદો કરનારી દ્રવાસ્પ! (તું) મને આ મુરાદ બક્ષ, તે એ કે અહુરમજદની પેદાયશ તરફ હું અમર-પણું લાવું. (ગોશ યશ્ત ફ૦ ૯.)

**આદિમ પૅરૅસત્ જરથુશ્ત્રો, કો નરે અહી, યિમ્ અજૅમ્ વીસ્પહે અંઘ્હેઉશ્ અસ્તવતો, સ્રએશ્તૅમ્ દાદરેસ, ખ્હે ગયેહે ખ્નવતો અમૅષહે.**

(પેગમ્બર) જરથોશ્તે તે (હોમ) ને પુછયું, અએ નર! (તું) કોણ છે, જેને મેં તમામ હાડમંદ દુનિયાંમાં શ્રેષ્ઠ તથા ખુબસુરત (અને) અમર જીંદગીનો જોયો? (મોટી હોમ યશ્ત કરદો ૧ લો ફ૦ ૧.)

**આઅત્ મે અએમ્ પઇતિ-અઑખ્ત હઑમો અષવ દૂરઑષો, વીવંઘ્હાઓ માંમ્ પઓઇર્યો મષ્યો અસ્તવઇધ્યાઇ હુનૂત ગએથયાઇ; હા અહ્માઇ અષિશ્ ઍરૅનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તૅમ; યત હે પુથ્રો ઉસ-જયત, યો યિમો ક્ષએતો હ્વાંથ્વો......યત કૅરૅનઑત અંઘ્હે ક્ષથ્રાત્ અમર્ષિન્ત પસુ વીર.**

ત્યારે તે અષો (તથા) દર્દને પાછળ નાખનાર હોમે મને પાછો જવાબ આપ્યો, કે વીવંઘામ પહેલો માણસ (હતો), (જેણે) (આ) હાડમંદ દુનિયાંમાં મને (ક્રિયાનાં કામમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો; તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ ફાયદો હાંસેલ થયો, તે એ કે તેને માટે એક છોકરો બુલંદીથી જન્મ પામ્યો, જે રૈયતની સારી પેઠે પાસબાની કરનાર જમશેદ પાદશાહ હતો. જેણે આ (દુનિયાં)માં (પોતાની) પાદશાહીથી પશુ તથા માણસને અમર કીધાં. (મોટી હોમ યશ્ત કરદો. ૧ લો ફ૦ ૪.)

**ઇમૅમ્ થ્વાંમ્ પઓઇરીમ યાનૅમ્ હઑમ જઇદ્યેમિ દૂરઑષ, વહિ-શ્તૅમ અહૂમ્ અષઑનાંમ્ રઑચંઘ્હૅમ્ વીસ્પો-ખાથ્રૅમ.**

દર્દને પાછળ નાખનાર હોમ! તારી પાસેથી પેહલી બક્ષેસ (હું) આ માંગું છું, (તે એ કે) અષો (લોકો)નું નુરમંદ (તથા) તમામ સુખવાલું બેહશ્ત. (મોટી હોમ યશ્ત, કરદો ૧ લો ફ૦ ૧૯.)

**ખ્હે ગયેહે ખ્નવતો અમૅષહે, ઉપ થ્વરૂશ્તાહે જઘ્મ્યાંમ.**

મારી પોતાની ખુબસુરત (તથા) અમર જીંદગીના ચોક્કસ (વખતે) (અષો માણસોની મદદને માટે) હું જાવું. (મેહર યશ્ત, ફ૦ ૫૫.)

**યત્ કેરેનવાનિ માવોય ક્ષથ્રાધ્ર અમરૅષિન્ત પસુ વીર.**

(બીજું) એ કે મારી (પાદશાહ જમશેદની) પાદશાહીથી (હું) પશુ (તથા) માણસોને અમર કરૂં. (રામ યશ્ત, ફ૦ ૧૬.)

**આઅત્ હીમ્ જઇધ્યત્ અવત્ આયપ્તૅમ્ દજ઼દિ–મે અષિશ્ વંઘ્રુ-ઉહિ યા બૅરૅજ઼ઇતિ, યથ અજૅ઼મ્ ફ્રષ્યૉનિ વાંથ્વ અવ–અરાનિ, અવિ મજ઼દાઓ દામબ્યો, યથ અજૅ઼મ્ અમૅરૅખ્તીમ્ અવ–બરાનિ, અવિ મજ઼દાઓ દામબ્યો.**

ત્યારે તેણીથી માંગ્યું કે, અહો બુલંદ દરજાની અશીશવંઘ! (તું) મને આ (નીચે જણાવેલી) મુરાદ બક્ષ, તે એ કે અહુરમજદની પેદાયશ તરફ આબાદી (તથા) ગાય ગોસ્પંદોની વૃદ્ધિ હું લાવું, (તથા) અહુરમજદની પેદાયશ તરફ અમરપણું હું લાવું. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૨૯.)

**બુન ગએથાઓ અમર્ષન્તીશ્ યાઓ અષહે સંઘ્રઉહતીશ્.**

(વળી) અષોઇ (ના બીજ) ની ફાયદાકારક (તમામ) હયાતી ભોગવનારી પેદાએશો અમર થશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૧૨.)

**યત્ કેરેનવાન્ ફ્રષૅમ્ અહુમ્, અજ઼રૅષૅન્તૅમ્ અમરૅષૅન્તૅમ્ અફ્રિથ્યન્તૅમ્ અપુયન્તૅમ્ યવએજિમ્ યવએસુમ્ વસો–ક્ષથ્રૅમ્. યત્ ઇરિસ્ત પઇતિ ઉસૅહિશ્તાત્ જસાત્ જ્વયો અમૅરૅખ્તિશ્ દથઇતે ફ્રષૅમ્ વસ્ન અંઘ્રહુશ્.**

જ્યારે (તે સોશ્યોસ) (તમામ) દુન્યાંને તરોતાજગીવાળી, ન જુની થતી, ન નાશ પામતી, ન ખરાબ થઇ જતી, ન વાસ મારતી, હમેશાં સજીવન, હમેશાં આબાદ થતી (તથા) પોતાની મરજી મુજબ સાહેબી ભોગવતી કરશે. જ્યારે ગુજરેલાંઓ પાછાં ઉઠશે (સજીવન થશે); જીંદગી (અને) અમરપણું આવશે (તથા) (તમામ) દુન્યાં પોતાની મરજી મુજબ તરોતાજગી (રિદ્ધિસિદ્ધિ) વાળી થશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૧૧.)

**શકિતિબ્યસ્ચ હચ ગઓમઇતિબ્યસ્ચ વયએઇબ્યસ્ચ હચ માથવઇતિબ્યસ્ચ, અસ્તવતત્ હચ અંઘ્રહઓત્ મનહીમ્ અવિ અહૂમ્, ઇથ્યેજંઘ્રઉહતત્ હચ અંઘ્ર હઓત્ અઇથ્યેજંઘ્રહુન્તૅમ્ અવિ અહૂમ્; કથ તે દરેઘૅમ્ ઉશ્ત અબવત્.**

